# નિવેદન

ગુજરાત વિદ્યાસભાના ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવનમાં જે સંશોધન ગ્રંથો તૈયાર કરી પ્રગટ કરવામાં આવે છે તે કાર્યનું એક અંગ જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોનું સાહિત્ય સંશોધનની શાસ્ત્રીય દૃષ્ટિએ તૈયાર કરાવવાનું છે. આ કાર્યમાં શેઠ પૂનમચંદ કોટાવાળા ટ્રસ્ટના વહીવટદારો શેઠશ્રી પ્રેમચંદ ક. કોટાવાળા અને શેઠશ્રી ભોળાભાઈ જેશિંગભાઈ એ આ સંસ્થાને નીચે જણાવેલી શરતે જૈન સાહિત્યના ગ્રંથો તૈયાર કરી પ્રગટ કરવા દાન કર્યું છે. એ માટે ભો. જે. વિદ્યાભવન ટ્રસ્ટ એમનું આભારી છે.

## શરત

"જૈન સંસ્કૃતિનાં તમામ અંગોનું—જેવાકે દ્રવ્યાનુયોગ આદિ ચાર અનુયોગોનું તેમજ કાવ્ય, શિલ્પકળા, ઇતિહાસ આદિનું સાહિત્ય તૈયાર કરાવી પ્રગટ કરવું. આમાં મૂળ સંસ્કૃત પ્રાકૃતાદિ ગ્રંથોનો, શિલ્પ આદિના સચિત્ર ઇતિહાસ વગેરેનો સમાવેશ કરવો."

આ માલા ખાતે અત્યાર સુધીમાં નીચેનાં પ્રકાશન બહાર પડ્યાં છે:

| નામ | કિંમત |
|---|---|
| ૧. ઉત્તરાધ્યયનસૂત્ર ( પ્રથમ ખંડ ) | ૩-૦-૦ |
| ૨. ત્રણ પ્રાચીન ગુજરાતી કૃતિઓ | ૩-૦-૦ |
| ૩. જૈનઆગમ સાહિત્યમાં ગુજરાત | ૫-૦-૦ |
| ૪. ગણધરવાદ | ૧૦-૦-૦ |
| ૫. યોગશતક | ૩-૦-૦ |

પ્રો. ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા ભો. જે. વિદ્યાભવનમાં હતા ત્યારે પીએચ. ડી. માટે Vastupāla and His Literary Circle એ મથાળે મહાનિબંધ લખ્યો હતો. એ મહાનિબંધને એમણે અદ્યતન કરી અમને સોંપ્યો તે આ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ માટે ભો. જે. વિદ્યાભવન એમનું ઋણી છે.

ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ
તા. ૨૦-૭-'૫૭

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ, ભો. જે. અધ્ય.-સંશો. વિદ્યાભવન

# પ્રસ્તાવના

ઈસવી સનની તેરમી સદીના પૂર્વાર્ધમા થયેલા, ધોળકાના વાઘેલા રાણા વીરધવલનો મહામાત્ય વસ્તુપાલ પોતાના સમયનો પ્રમુખ રાજપુરુષ હતો, એટલુ જ નહિ, પણ સાહિત્ય અને કલાનો મહાન આશ્રયદાતા, વિખ્યાત સ્થાપત્યો બંધાવનાર, અને પોતે પણ એક સાહિત્યકાર હતો એની આસપાસ સાહિત્યકારોનુ એક મંડળ એકત્ર થયુ હતુ, જેણે મધ્યકાલીન સંસ્કૃત સાહિત્યના લલિત તેમજ શાસ્ત્રીય પ્રકારોમા નોંધપાત્ર ફાળો આપ્યો હતો

છેલ્લા સાતેક દાયકાથી ભારતીય વિદ્યાના વિદ્વાનોનુ ધ્યાન વસ્તુપાલના જીવન અને કાર્યના અભ્યાસ તરફ આકર્ષાયુ છે ઈ સ ૧૮૮૩ મા મુંબઈ સંસ્કૃત સિરીઝમા (પુ ૨૫) પ્રકટ થયેલ, સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી'ની પ્રસ્તાવનામા પ્રો એ વી કાથવટેએ વસ્તુપાલના જીવન અને કાર્યની ટૂંકી રૂપરેખા આપી હતી, અને ઈ સ ૧૮૮૯ મા પ્રકટ કરેલા એક નિબંધમા ડૉ બ્યૂલરે અરિસિંહકૃત 'સુકૃતસંકીર્તન'નુ વિવેચનાત્મક પૃથક્કરણ કરતા આ જ વિષયની ફરી વાર સાધાર ચર્ચા કરી હતી [1]

ઈ સ ૧૮૯૬ મા પ્રગટ થયેલ 'મુંબઈ ગેઝેટિયર' ગ્રન્થ ૧, ભાગ ૧ (ગુજરાતનો ઇતિહાસ)મા વાઘેલાઓના ઇતિહાસનુ એક પ્રકરણ છે, જેમા વસ્તુપાલની રાજકીય કારકિર્દીનો વૃત્તાન્ત થોડાક પૃષ્ઠમા (પૃ ૧૯૮–૨૦૩) આપ્યો છે ફૉર્બ્સકૃત 'રાસમાલા'ના ગુજરાતી અનુવાદક શ્રી રણછોડભાઈ ઉદયરામે એ અનુવાદની ઈ સ ૧૮૯૯ મા પ્રકટ થયેલી બીજી આવૃત્તિમા વાઘેલાઓ વિષેની એક અનુપૂર્તિ ઉમેરી, અને એમા વસ્તુપાલના અંગત અને રાજકીય જીવનને લગતી રસપ્રદ હકીકતો એકત્ર કરી છે સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી'ના ઈ સ ૧૯૦૮ મા પ્રકટ થયેલા ગુજરાતી પદ્યાનુવાદની પ્રસ્તાવનામા શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્યે આ વિષયની સાધાર ચર્ચા કરી છે ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝના પ્રથમ સંપાદક શ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલે એ સિરીઝમા પ્રસિદ્ધ થયેલ વસ્તુપાલકૃત 'નરનારાયણાનંદ', બાલચન્દ્રકૃત 'વસંતવિલાસ' અને જયસિંહસૂરિકૃત 'હમ્મીરમદમર્દન' એ કૃતિઓની

---

[1] મૂળ જર્મન નિબંધ વિયેનાની ઇમ્પીરિયલ એકેડેમીના Sitzun gsberichte મા (પુ ૧૧૯ ઈ સ ૧૮૮૯) પ્રગટ થયો હતો અને 'ધી સુકૃતસંકીર્તન આફ અરિસિંહ' એ શીર્ષક નીચે તેનો અંગ્રેજી અનુવાદ 'ઇન્ડિયન એન્ટિક્વેરી', પુ ૩૧ મા (પૃ ૪૭૭ થી આગળ) છપાયો છે

અંગ્રેજી પ્રસ્તાવનાઓમાં વસ્તુપાલના જીવન અને કાર્ય વિશે વિવિધ દૃષ્ટિબિંદુથી સંક્ષિપ્ત, પણ શાસ્ત્રીય અને વિદ્વત્તાપૂર્ણ નિરૂપણ કર્યું છે છેલ્લે ઈ સ ૧૯૩૯ માં શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' એ પુસ્તકના બીજા ભાગમાં (પૃ ૩૮૧–૩૯૫) વસ્તુપાલના જીવન અને કાર્ય વિશે તથા તેણે સાહિત્યપ્રવૃત્તિને આપેલા ઉત્તેજન વિશે (પૃ ૩૯૪–૯૫) લખ્યું છે

પરંતુ કાથવટે, બ્યૂલર, રણછોડભાઈ અને આચાર્યે પોતાના નિબંધો લખ્યા ત્યાર પછીના પાંચ છ દશકામાં વસ્તુપાલના જીવનને લગતાં ઘણાં સાધનો—સાહિત્યિક રચનાઓ તેમજ ઉત્કીર્ણ લેખો રૂપે—તથા વસ્તુપાલની પોતાની સાહિત્યિક રચનાઓ (એક મહાકાવ્ય અને ચાર સ્તોત્રો) પાટણ અને અન્ય સ્થળોએ જૂના હસ્તલિખિત ગ્રંથભંડારોમાંથી શોધી કાઢવામાં આવેલ છે વસ્તુપાલના સાહિત્યમંડળના અનેક કવિપંડિતોના જીવન વિશેની પુષ્કળ હકીકતો તેમજ એમની રચનાઓ જાણવામાં આવી છે, જો કે આ સાહિત્યરચનાઓ ઠીક ઠીક અંશે હજી અપ્રકટ હોઈ માત્ર હસ્તપ્રતો રૂપે જ ઉપલબ્ધ છે, પણ અભ્યાસ માટે તે બહુ ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે[2]

ઉપર જે વિદ્વાનો વિશે વાત કરી છે તેમણે ઘણુંખરું વસ્તુપાલના જીવનના કોઈ અંગ વિશે લખ્યું છે, પણ તેમાંના કોઈએ એ વિષયનું સાંગોપાંગ નિરૂપણ કરવાનો પ્રયાસ કર્યો નથી તથા વસ્તુપાલ અને તેના સાહિત્યમંડળે સંસ્કૃતમાં આપેલા ફાળા વિશે તો કેવળ અછડતી ચર્ચા થઈ છે વળી અત્યાર સુધી શોધાયેલી નવીન સામગ્રીનો પણ એ માટે ઉપયોગ થયો નથી આમ વસ્તુપાલના જીવન પર—ખાસ કરીને તેણે અને તેના સાહિત્યમંડળે સંસ્કૃત સાહિત્યમાં આપેલા ફાળા વિશે સમીક્ષાયુક્ત નિરૂપણ કરવાને અવકાશ હતો પ્રસ્તુત પુસ્તકમાં આ વિષયનું ઐતિહાસિક અને સાહિત્યિક દૃષ્ટિએ અવલોકન કરવાનો પ્રયાસ છે

---

૨ આ પુસ્તક છપાઈ ગયા પછી પણ આ દૃષ્ટિએ નોંધપાત્ર કેટલીક હસ્તપ્રતો મળી છે લાટના હાકેમ શંખના વસ્તુપાલે કરેલા પરાજય વર્ણવતું એક શંખપરાભવ નાટક પહેલી જ વાર જાણવામાં આવ્યું છે અને એની હસ્તપ્રત અમદાવાદમાં દેવશાના પાડાના ભંડારમાંથી મુનિશ્રી પુણ્યવિજયજીને મળી છે ગુજરાતમાં રચાયેલાં ઐતિહાસિક સંસ્કૃત નાટકોમાં એથી એકનો ઉમેરો થાય છે સોમેશ્વરકૃત 'ઉલ્લાઘરાઘવ' નાટકની ઉપલબ્ધ એકમાત્ર ત્રુટિત પ્રત વિશે પૃ. ૧૫૭ ઉપર નોંધ કરી છે એની સંપૂર્ણ હસ્તપ્રત પણ ઉપર્યુક્ત ભંડારમાંથી પ્રાપ્ત થઈ છે

આ પુસ્તક ત્રણ ભાગમાં વહેંચાય છે. પહેલા 'પ્રાસ્તાવિક' વિભાગમાં વસ્તુપાલ અને એના સાહિત્યમંડળના કાર્યને યોગ્ય રીતે સમજવા માટે એ પૂર્વેના ગુજરાતની સાંસ્કૃતિક અને સાહિત્યિક પાર્શ્વભૂમિકા નિરૂપવાનો તથા પૂર્વકાલીન વિદ્યાપરંપરા સમજાવવાનો પ્રયાસ છે. 'મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ' એ બીજો વિભાગ વસ્તુપાલનો કૌટુમ્બિક વૃત્તાંત અને રાજકીય કારકિર્દી આપે છે તથા સાહિત્યોત્તેજક અને સાહિત્યકાર વસ્તુપાલ વિશેનો એક સ્વાધ્યાય રજૂ કરે છે. વળી આ સાહિત્યમંડળના કવિપંડિતો વિશે તમામ ઉપલબ્ધ માહિતી આધારભૂત સ્વરૂપે આપવાનો પ્રયાસ ત્યાં કર્યો છે. આમ આ પુસ્તકના પહેલા બે વિભાગમાં ઐતિહાસિક અને જીવનવૃત્તવિષયક સામગ્રીનું અધ્યયન છે.

'સંસ્કૃત સાહિત્યમાં ફાળો' એ ત્રીજા વિભાગમાં વસ્તુપાલ અને તેના મંડળે સાહિત્યની વિવિધ શાખાઓમાં કરેલા પ્રદાનની સમીક્ષા છે. પહેલાં મહાકાવ્ય, નાટક, પ્રશસ્તિ, સ્તોત્ર, સૂક્તિસંગ્રહ, ધર્મકથા, પ્રબંધ, અપભ્રંશ રાસ એ લલિત વાઙ્મયપ્રકારોની અને ત્યારપછી અલંકાર, વ્યાકરણ, છંદઃશાસ્ત્ર, ન્યાય, જ્યોતિષ, ધાર્મિક ગ્રન્થો ઉપરની ટીકાઓ આદિ શાસ્ત્રીય વાઙ્મયપ્રકારોની સમીક્ષા કરી છે.[૩] અને છેલ્લે, પ્રસ્તુત અધ્યયનનો સમારોપ કરતો 'ઉપસંહાર' જોડ્યો છે.

આ પુસ્તક તૈયાર કરતાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં રચાયેલા, પ્રકટ કે અપ્રકટ, તમામ ઉપલબ્ધ મૂળ ગ્રન્થોનો ઉપયોગ કરવાનો તથા અંગ્રેજી, ગુજરાતી અને હિંદીમાં અર્વાચીન વિદ્વાનોના આ વિશેના સંશોધનલેખો જોવાનો બનતો બધો પ્રયાસ મેં કર્યો છે.

ઉપર કહ્યું તેમ, વસ્તુપાલના સાહિત્યમંડળની તથા એ વિશેની ઘણી મૂળ કૃતિઓ હજી અપ્રકટ હોઈ આ અધ્યયન માટે, તાડપત્ર અને કાગળ

૩. છઠ્ઠા પ્રકરણના 'ઐતિહાસિક મહાકાવ્યો'ને લગતા ભાગની કેટલીક વિગતો 'પ્રશસ્તિઓ' વિશેના આઠમા પ્રકરણમાં પુનરાવૃત્ત થયેલી જણાશે. આમ થવું અનિવાર્ય હતું, કેમકે ગરિય ઐતિહાસિક મહાકાવ્યો અને તમામ પ્રશસ્તિઓ સમકાલીન ઇતિહાસનાં સાધનો છે તે સાથે જેમાં નાયકને સ્થાને વસ્તુપાલ છે એવી કાવ્યરચનાઓ પણ છે. મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસ તેમજ સાહિત્ય વિશેના આ અધ્યયનમાં એ બન્નેય માટે આ રચનાઓનો મેં ઉપયોગ કર્યો છે અને ઐતિહાસિક કાવ્યાદિની વસ્તુ અને નિરૂપણની દૃષ્ટિએ સમીક્ષા કરતાં નિદાન કેટલીક બાબતોનું પુનરાવર્તન કરવું પડે તેમ હતું.

ઉપર લખાયેની આશરે ચાળીસ પ્રતો મેં એકત્ર કરી હતી પૂ મુનિશ્રી પુણ્યવિજયજીના સૌજન્યથી પાટણ, વડોદરા અને છાણીના ગ્રંથભંડારોનો ઉપયોગ હુ કરી શક્યો હતો વળી અમદાવાદ, ખંભાત અને ચાણસ્માના ગ્રંથભંડારોમા આને અગે કેટલુક કામ મે કર્યું હતુ અને ત્યાના વ્યવસ્થાપકોએ એ માટેની અનુકૂળતા મને કરી આપી હતી પૂનાના ભાડારકર ઇન્સ્ટિટ્યૂટના ક્યુરેટર પ્રો પી કે ગોડેએ એ સસ્થામા રખાયેલા મુબઈ સરકારના સગ્રહની હસ્તપ્રતો તથા મુનિશ્રી કાન્તિવિજયજીએ કેટલીક અપ્રકટ મૂળ કૃતિઓની નકલો મને લાબા સમય સુધી ઉપયોગ માટે આપી હતી પ્રો કે વી અભ્યકર, પૂ પ. સુખલાલજી અને ડૉ જિતેન્દ્ર જેટલીએ આ કાર્યને અગે કેટલાક ઉપયોગી સૂચનો કર્યાં હતા એ સર્વ સજ્જનોનો હુ ઋણી છુ

ગુજરાત વિદ્યાસભાના ભો જે વિદ્યાભવનમા ગુજરાતી અને અર્ધમાગધીના અધ્યાપક તરીકે હુ હતો એ સમયે આ અભ્યાસલેખ મે તૈયાર કર્યો હતો એ સસ્થાના અધ્યક્ષ પ્રો રસિકલાલ છો પરીખે મારા સશોધનકાર્યોમા વિવિધ પ્રકારે અનુકૂળતા કરી આપી તથા કિમતી માર્ગદર્શન આપ્યુ એ માટે એમનો પણ હું અત્યત આભારી છુ

આ પુસ્તક છપાયુ એ બધા સમય દરમિયાન હુ યુરોપ, અમેરિકા અને એશિયાના દેશોના પ્રવાસમા હતો એના પ્રૂફ સુધારવાનુ મિત્રકાર્ય ગુજરાત વિદ્યાસભાના ક્યુરેટર પ્રો કેશવરામ શાસ્ત્રીએ કર્યું છે અને સૂચિ શ્રી સોમાભાઈ પારેખે તૈયાર કરી છે એ બન્ને મિત્રોનો હું ઉપકાર માનુ છુ

'અધ્યાપક નિવાસ',<br>વડોદરા<br>તા ૨૦ જુલાઈ, ૧૯૫૭

ભોગીલાલ જ. સાંડેસરા

# અનુક્રમ

## વિભાગ ત્રીજો : સંસ્કૃત સાહિત્યમાં ફાળો

# સંક્ષેપસૂચિ

| | |
|---|---|
| અમ | નરેન્દ્રપ્રભસૂરિકૃત અલંકારમહોદધિ |
| ઇએ | ઇન્ડિયન ઍન્ટિકવેરી |
| ઇહિક્વા | ઇન્ડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લી |
| ઉકટી | બાલચન્દ્રકૃત ઉપદેશકન્દલી ટીકા |
| ઉત | રત્નમંદિરગણિકૃત ઉપદેશતરંગિણી |
| ઉરા | સોમેશ્વરકૃત ઉલ્લાઘરાઘવ |
| એઇ | એપિગ્રાફિયા ઇન્ડિકા |
| ઍનાલ્સ | ઍનાલ્સ ઑફ ધી ભાંડારકર ઑરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ |
| કાકલ | અમરચન્દ્રસૂરિકૃત કાવ્યકલ્પલતા |
| કાપ્ર | મમ્મટકૃત કાવ્યપ્રકાશ |
| કીકૌ | સોમેશ્વરકૃત કીર્તિકૌમુદી |
| કૅકે | કેટેલોગસ કેટેલોગોરમ્ |
| ગુઐલે | ગુજરાતના ઐતિહાસિક લેખો |
| ગુમરાઇ | ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ (દુર્ગાશંકર શાસ્ત્રી) |
| છંદાઅ | હેમચન્દ્રકૃત છન્દોઽનુશાસન |
| જેભંસૂ | જેસલમેર ભંડાર સૂચિ |
| જૈપુપ્રસં | જૈન પુસ્તક પ્રશસ્તિસંગ્રહ (સિંઘી જૈન ગ્રન્થમાલા) |
| જૈસપ્ર | જૈન સત્યપ્રકાશ (માસિક) |
| જૈસાઇ | જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ (મોહનલાલ દેસાઈ) |
| જૈસાસં | જૈન સાહિત્ય સંશોધક (ત્રૈમાસિક) |
| નના | વસ્તુપાલકૃત નરનારાયણાનંદ મહાકાવ્ય |
| ન્યાક | શ્રીધરકૃત ન્યાયકન્દલી |
| ન્યાકટિ | નરચન્દ્રસૂરિકૃત ન્યાયકન્દલી ટિપ્પણ |
| પાભંસૂ | પાટણ ભંડાર સૂચિ |
| પુપસં | પુરાતન પ્રબન્ધસંગ્રહ |
| પ્રકો | રાજશેખરસૂરિકૃત પ્રબન્ધકોશ |
| પ્રચિ | મેરુતુંગકૃત પ્રબન્ધચિન્તામણિ |
| પ્રાગુકાસં | પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ (ગાયકવાડ સિરીઝ) |
| પ્રાજૈલેસં | પ્રાચીન જૈન લેખસંગ્રહ |
| પ્રાપ્ર | નરચન્દ્રસૂરિકૃત પ્રાકૃતપ્રબોધ |

| | |
|---|---|
| પ્રાલે | પ્રાચીન લેખમાલા |
| ફાગુસત્રૈ | ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક |
| બાભા | અમરચન્દ્રસૂરિકૃત બાલભારત |
| બુપ્ર | બુદ્ધિપ્રકાશ (માસિક) |
| બોગે | બોમ્બે ગેઝેટિયર |
| ભાવિ | ભારતીય વિદ્યા (હિન્દી–ગુજરાતી સામયિક) |
| લીસૂ | લીંબડી ભંડાર સૂચિ |
| વચ | જિનહર્ષકૃત વસ્તુપાલચરિત |
| વવિ | બાલચન્દ્રકૃત વસંતવિલાસ મહાકાવ્ય |
| વિક | નરેન્દ્રપ્રભસૂરિકૃત વિવેકકલિકા |
| વિતીક | જિનપ્રભસૂરિકૃત વિવિધતીર્થકલ્પ |
| વિપા | નરેન્દ્રપ્રભસૂરિકૃત વિવેકપાદપ |
| વિમટી | બાલચન્દ્રકૃત વિવેકમંજરી ટીકા |
| સુઉ | સોમેશ્વરકૃત સુરથોત્સવ મહાકાવ્ય |
| સુકીક | ઉદયપ્રભસૂરિકૃત સુકૃતકીર્તિકલ્લોલિની |
| સુસં | અરિસિંહકૃત સુકૃતસંકીર્તન |
| સૂમુ | જલ્હણકૃત સૂક્તિમુક્તાવલિ |
| હમમ | જયસિંહસૂરિકૃત હમ્મીરમદમર્દન |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧ (ફૂ. નો.) | 'કાવ્યાનુસાન' | 'કાવ્યાનુશાસન' |
| ૭ | ૧ | સીધો | એનો |
| ૮ | ૧૦ | 'વિશ્રાન્તર વિદ્યાધર' | 'વિશ્રાન્ત વિદ્યાધર' |
| ૮ | ૧ (ફૂ. નો.) | મૂળ મૂળ | મૂળ |
| ૮ | ૯ (ફૂ. નો.) | 'વિશ્રાન્તર વિદ્યાધર' | 'વિશ્રાન્ત વિદ્યાધર' |
| ૧૧ | ૧૩ | 'ઉપમિતિ ભવ પ્રપંચ કથા'ના | 'ઉપમિતિ ભવપ્રપંચ કથા' |
| ૧૫ | ૬ (ફૂ. નો.) | ચાતુર્વિદ્યેક | ચાતુર્વિધૈક |
| ૧૮ | ૧૪ | પ્રક્રટિતૌ | પ્રક્રટિત |
| ૨૨ | ૧૧ | ઈ. સ. ૧૨૩૬ | ઈ. સ. ૧૧૩૬ |
| ૨૨ | ૧૬ | યશપાલ | યશઃપાલ |
| ૨૩ | ૨૪ | ગુણાગુણ | ગુણાવગુણ |
| ૨૪ | ૧ | નાટકમાના | નાટકમાની |
| ૨૫ | ૧ | Simplicion | Simplicior |
| ૨૫ | ૨ | Ornation | Ornatior |
| ૨૫ | ૧૮ | એ જ | એ |
| ૨૫ | ૬ (ફૂ. નો.) | મતિજલૈત્ર | મતિજલેન |
| ૨૬ | ૧૩ | કુમારપાળ | કુમારપાળ |
| ૨૭ | ૨૩ | જવા | જેવા |
| ૨૯ | ૧૮ | લખાયા | સચવાયા |
| ૩૦ | ૪ | સાહિત્યમા તેમજ | સાહિત્યમા લલિત તેમજ |
| ૩૫ | ૯ | રત્નમન્દિરગણિતકૃત | રત્નમન્દિરગણિકૃત |
| ૩૫ | ૧૦ | સુભશીલગણિકૃત | શુભશીલગણિકૃત |
| ૩૭ | ૧૩ | અધિરાજ | આશારાજ |
| ૪૦ | ૨ (ફૂ. નો.) | ભાસ્વતપ્રભાવમધુરાય | ભાસ્વતપ્રભાનમધુરાય |
| ૪૪ | ૨૦ | જયમલદેવીના | જયતલદેવીના |
| ૪૬ | ૨૧ | મારવાડના ..રાજ્યે | મારવાડના ..રાજાઓએ |
| ૪૫ | ૭ | એના | એને |
| ૪૫ | ૮ | સૈન્યને કેવી રીતે | કેવી રીતે |
| ૪૫ | ૧૮ | સુલતાત | સુલતાન |
| ૪૫ | ૨ (ફૂ. નો.) | મુઈમુદ્દીન | મુઈઝુદ્દીન |
| ૫૫ | ૫ | પરમ | પરમત |

| | | | |
|---|---|---|---|
| ૧૦૪ | ૧૪ (ફૂ. નો.) | ग्रंथिवार्तादि... | ग्रंथिवार्तादि... |
| ૧૦૬ | ૧૦ | त्यां | ते |
| ૧૦૮ | ૧૨ | सत्योत्केरसमुखः... | मत्योत्करसमुखः... |
| ૧૦૮ | ૫ (ફૂ. નો.) | કવિના | કવિ |
| ૧૧૧ | ૪ | અનુનાન | અનુમાન |
| ૧૧૪ | ૨ | સમાન્તરે | કાળાન્તરે |
| ૧૧૫ | ૧ | એક શ્લોક | શ્લોક |
| ૧૧૫ | ૨૯ | મદર્કીર્તિથી | મદનકીર્તિથી |
| ૧૧૭ | ૨ | જયપાલે | વસ્તુપાલે |
| ૧૨૨ | ૧૮ | પ્રશસ્તિમાં (પૅરા ૮૮), | પ્રશસ્તિમાં છે (પૅરા ૮૮), |
| ૧૨૨ | ૧૯ | પ્રતિષ્ઠા સોમનું | પ્રતિષ્ઠાસોમનું |
| ૧૨૩ | ૧૭ | યાત્રિકો | યામિકો— |
| ૧૨૫ | ૮ | હાથનગારાથી | હાથી નગારાથી |
| ૧૨૮ | ૯ | મુખ્યમાં | પુષ્પમાં |
| ૧૨૯ | ૨૧ | ...स्फुटमपरथा | .. स्फुटमपरथा |
| ૧૩૦ | ૩૨ | મુકાવેલા | મુકાયેલા |
| ૧૩૧ | ૮ | एवं | एव |
| ૧૩૧ | ૨ (ફૂ. નો.) | વડનગના | વડનગરના |
| ૧૩૨ | ૨ | અણહિલવાડમાં પંચાસરા | અણહિલવાડમાં તેણે પંચાસરા |
| ૧૩૬ | ૬ | અલંકારોને | શબ્દાલંકારો તે |
| ૧૩૭ | ૧૦ | એમાં | એના |
| ૧૩૯ | ૧ | આવતા જ | આવતા |
| ૧૪૧ | ૧૭ | સર્ગો પડેલા | સર્ગોમાં-પડેલા |
| ૧૪૧ | ૩૦ | અને | એ |
| ૧૪૨ | ૨૩ | અગાઉ વાત કરી નથી અથવા | વાત બીજી |
| ૧૪૫ | ૧૩ | ષડ્‌ઋતુઓનુ | ષડ્‌ઋતુઓની |
| ૧૪૬ | ૨૨ | દુર્ગમગૌરવ ગ્રન્થોના | દુર્ગમ ગૌરવગ્રન્થોના |
| ૧૪૮ | ૧૦ (ફૂ. નો.) | સમાવેશ થઈ | સમાવેશ એમાં થઈ |
| ૧૫૩ | ૯ | 'પદ્માનંદ મહાકાવ્ય'માં પણ પ્રથમ | 'પદ્માનંદ મહાકાવ્ય'માં પ્રથમ |
| ૧૫૬ | ૪ | તે અંકો | તે દ્વારા અંકો |
| ૧૫૬ | ૫ | માહિતીઓ દ્વારા પ્રેક્ષકોને | માહિતીઓ પ્રેક્ષકોને |
| ૧૫૭ | ૮ | રાજ્યમાં | સમયમાં |

| | | | |
|---|---|---|---|
| ૨૧૧ | ૧૦ | (ઈ સ પૂર્વે ૬૦૦ ) | (ઈ સ ૬૦૦ ) |
| ૨૧૩ | ૬ | આરાધના માટે જવા | આરાધના માટે કાશ્મીર જવા |
| ૨૧૪ | ૧૭ | મણિ ચયન્દ્રકૃત | માણિક્યચન્દ્રકૃત |
| ૨૧૫ | ૧૨ | વિદ્ધાન | વિદ્વાન |
| ૨૧૫ | ૧૭ | કરિકાઓ | કારિકાઓ |
| ૨૧૮ | ૨૫ | વ્યુત્પતિ | વ્યુત્પત્તિ |
| ૨૨૩ | ૨૧ | મળત | મળતી |
| ૨૩૧ | ૧૬ | 'કવિ સિક્ષા' | 'કવિશિક્ષા' |
| ૨૪૨ | ૨૧ | શીખવાનુ | શીખવાનુ |
| ૨૪૨ | ૧૧ | ધ્રુવના | ધ્રુવાના |
| ૨૪૪ | ૨૧ | વૈદિક કે બૌદ્ધનો | વૈદિક, જૈન કે બૌદ્ધનો |
| ૨૪૬ | ૨૩ | ૫૨૦૦ | ૨૫૦૦ |
| ૨૫૧ | ૨૩ | (૫) સામ્ય | (૧) સામ્ય |
| ૨૫૬ | ૧૧ | કડીબ ધ | કુડીબ ધ |
| ૨૫૮ | ૧૭ | સાર બતાવીને | સાર બતાવીને |
| ૨૬૧ | ૨૭ | ગુણદૃષ્ટિએ કાર્ય | ગુણદૃષ્ટિએ એ કાર્ય |
| ૨૭૦ | ૧૯ | મોદી, રમણનાથ સી | મોદી, રામલાલ સી |

'વસ્તુપાળ,' 'અજયપાલ' આદિ નામોમાં સર્વત્ર 'ળ' ને બદલે 'લ' વાચવો

---

# પ્રકરણ ૧

## સાંસ્કૃતિક અને સાહિત્યિક પાર્શ્વભૂમિકા

૧. ઈસવી સનના તેરમા સૈકામાં થઈ ગયેલ મહામાત્ય વસ્તુપાલ માત્ર ગુજરાતના ઇતિહાસમાં જ નહિ, પણ મધ્યકાલીન સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં પણ એક નોંધપાત્ર વ્યક્તિ છે. વસ્તુપાલ તથા એના નાના ભાઈ તેજપાલ એ ધવલક્ક (ધોળકા)ના વાઘેલા રાજા વીરધવલના—જે અણહિલવાડ પાટણના રાજા ચૌલુક્યરાજ ભીમદેવ બીજાનો માંડલિક હતો તેના—મંત્રીઓ હતા. વસ્તુપાલ એક નિપુણ રાજપુરુષ અને સેનાપતિ હતો તથા ગુજરાતના ઇતિહાસમાં શૌર્ય, રાજનીતિજ્ઞતા અને વેપારી કુનેહ માટે પ્રસિદ્ધ પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતિના એક જૈન કુટુંબમાં જન્મ્યો હતો. પણ વધારે ધ્યાનપાત્ર એ છે કે વસ્તુપાલ વિદ્યા અને સાહિત્યનો મહાન આશ્રયદાતા અને દાનેશ્વરી હતો. વળી પોતાના સમયનો તે એક સુપ્રસિદ્ધ ધાર્મિક પુરુષ હતો. આબુ અને ગિરનાર ઉપરનાં મન્દિરો જેવી ઇમારતો બંધાવીને તે એક કલાપ્રેમી તરીકે પણ વિખ્યાત થયો છે. વળી સંસ્કૃત ભાષાનો તે એક ગણનાપાત્ર કવિ હતો અને તેણે રચેલ એક મહાકાવ્ય તથા કેટલાંક સ્તોત્રો જાણવામાં છે. આ સર્વને પરિણામે કવિઓ અને પંડિતોનું એક તેજસ્વી મંડળ એની આસપાસ એકત્ર થયું હતું, જેણે સંસ્કૃત સાહિત્યની વિવિધ શાખાઓમાં વિશિષ્ટ ફાળો આપ્યો છે. સંસ્કૃત સાહિત્યના સુદીર્ઘ અને વૈવિધ્યભર્યા ઇતિહાસમાં વસ્તુપાલ જેવી બીજી કોઈ વ્યક્તિ ભાગ્યે જ હશે કે જેને વિશે સમકાલીનોએ આટલું બધું લખ્યું છે, અને વળી જે આજ સુધી સચવાયું છે. વસ્તુપાલના જીવન અને કાર્ય, ખાસ કરીને સાંસ્કૃતિક અને સાહિત્યિક દૃષ્ટિએ, બનતી વિગતે ચર્ચવાનો તથા એની આસપાસ એકત્ર થયેલા કવિપંડિતોના તેજસ્વી મંડળ વિશે ઐતિહાસિક પુરાવા રજૂ કરવાનો આ ગ્રન્થનો ઉદ્દેશ છે. વળી વસ્તુપાલ તથા એના સાહિત્યમંડળે સંસ્કૃત સાહિત્યની વિવિધ શાખાઓને કેવી રીતે સમૃદ્ધ કરી છે એ બતાવવાનો પણ આનો આશય છે.

૨. વસ્તુપાલ અને એના સાહિત્યમંડળના કાર્યને યોગ્ય રીતે મૂલવવા માટે એના સમયની સાંસ્કૃતિક અને સાહિત્યિક પાર્શ્વભૂમિકા સમજવી જરૂરી છે. આ માટે વસ્તુપાલના સમય પૂર્વેની ગુજરાતની સાહિત્ય અને વિદ્યાની પરંપરાઓનું ટૂંક અવલોકન અહીં ઉચિત ગણાશે. છેક વલભીના મૈત્રક રાજાઓના સમયથી સંસ્કૃત સાહિત્યને સમૃદ્ધ કરવા માટે ગુજરાત જાણીતું છે તે એ ઉપરથી જણાશે. આ દૃષ્ટિએ ગુજરાતના ઇતિહાસમાં બે તેજસ્વી યુગ માલૂમ

પડે છે—એક છે મહાન પંડિત, કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચન્દ્રનો (ઈ સ ૧૦૮૮–૧૧૭૩) અને બીજો વસ્તુપાલનો આમાના પહેલા યુગની વિગતવાર ચર્ચા ડૉ બ્યુલરે Life of Hemachandrāchārya મા, અધ્યાપક રસિકલાલ છો પરીખે હેમચન્દ્રના 'કાવ્યાનુશાસન' ની અંગ્રેજી પ્રસ્તાવનામા તથા શ્રી મધુસૂદન મોદીએ 'હૈમસમીક્ષા' મા કરી છે બીજો અર્થાત્ વસ્તુપાલનો યુગ એ આ પુસ્તકનો વિષય છે

૩. જ્યા વસીને હેમચન્દ્ર અને વસ્તુપાલ જેવા પુરુષોએ પોતાનુ જીવનકાર્ય કર્યું હતુ તે અણહિલવાડ અને ધોળકા જેવા શહેરોનુ બૌદ્ધિક અને સાસ્કારિક જીવન, આપણે હમણા જોઈશુ તે પ્રમાણે, પાટલિપુત્ર, કાન્યકુબ્જ, વલભી અને ભિન્નમાલ જેવા શહેરોની ઉચ્ચ પરંપરાનુ સાતત્ય જાળવે એવુ હતુ [1]

## વિદ્યાધામ વલભી

૪. શ્રીકૃષ્ણે જરાસંધથી નાસીને જ્યા પોતાની રાજધાની બનાવી હતી એ પુરાણપ્રસિદ્ધ દ્વારકાને છોડી દઈએ તો, ગુજરાતના ઐતિહાસિક શહેરોમા આપણે ગિરિનગર(જૂનાગઢ)થી આરંભ કરવો પડે જૂનાગઢના પાધરમા ગિરનારની તળેટીમા આવેલા એક ખડક ઉપર ભારતના ત્રણ અસાધારણ મહત્ત્વના ઐતિહાસિક લેખો કોતરેલા છે એમાંનો એક તે સમ્રાટ અશોક (ઈ સ પૂર્વે ૨૭૪–૨૩૭)નો પ્રાકૃત શાસનલેખ, જેની પ્રાકૃત ભાષા પશ્ચિમ ભારતમા સર્વસામાન્ય રીતે સમજાતી હોવી જોઈએ, એમાંનો બીજો લેખ તે શક-ક્ષત્રપ રુદ્રદામાનો સંસ્કૃત ગદ્યમા કોતરાયેલો શિલાલેખ (ઈ સ ૧૫૦), જે પ્રશિષ્ટ અલંકૃત સંસ્કૃત સાહિત્યના પ્રાચીનતમ નમૂનાઓ પૈકીનો એક છે, અને ત્રીજો શિલાલેખ તે ગુપ્ત સમ્રાટ સ્કન્દગુપ્તનો સંસ્કૃત કવિતામા રચાયેલો લેખ છે ગુજરાતની પ્રાચીનતમ સાહિત્યરચના એમા આ લેખોનુ—ખાસ કરીને રુદ્રદામા અને સ્કન્દગુપ્તના લેખોનુ—વિશિષ્ટ સ્થાન છે, અને અનુક્રમે મૌર્ય, ક્ષત્રપ અને ગુપ્ત એ ભારતના ત્રણ પ્રસિદ્ધ ઇતિહાસયુગો સાથે એ લેખો સંબંધ ધરાવે છે એ પછી આપણે વલભીના મૈત્રકોના યુગમા આવીએ છીએ કે જે યુગ ઉત્તરકાલીન ગુપ્તોનો સમસામયિક હતો વલભી (વળા અથવા વલભીપુર) એ બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન વિદ્યાઓનુ મોટુ કેન્દ્ર હતું મહાન ચીનો મુસાફર હ્યુએન-ત્સાંગ જે ઈ સ ૬૪૧ ના અરસામા વલભી આવ્યો હતો એણે આપેલુ ત્યાનુ વર્ણન આ વિગતો

[1] શ્રી રસિકલાલ છો પરીખ, 'કાવ્યાનુશાસન', પ્રસ્તાવના, પૃ. ૧

સચોટ પુરાવો રજૂ કરે છે. યુવાન-ચાંગના વર્ણન પ્રમાણે, વલભીમાં સેંકડો સંઘારામ હતા અને ત્યાં રહીને લગભગ ૬૦૦૦ બૌદ્ધ સાધુઓ હીનયાનના સિદ્ધાન્તોનો અભ્યાસ કરતા હતા. વળી તે લખે છે, "શહેરથી બહુ દૂર નહિ એવે સ્થળે એક મોટો સંઘારામ હતો, જે અર્હત્ (ઓ-ચે-લો) બંધાવેલો હતો;[2] ત્યાં બોધિસત્ત્વો ગુણમતિ અને સ્થિરમતિ[3] પોતાનાં પર્યટન દરમ્યાન રહ્યા હતા અને ત્યાં એમણે પ્રસિદ્ધ ગ્રન્થો રચ્યા હતા."[4] અસંગ, વસુબન્ધુ અને સ્થિરમતિ એ મહાયાન બૌદ્ધ ધર્મના યોગાચાર સંપ્રદાયમાં બહુ પ્રસિદ્ધ નામો છે, અને યુવાન-ચાંગના પુરાવાને આધારે આપણે કહી શકીએ કે એમાંના એક સ્થિરમતિ—જેણે વસુબંધુની 'ત્રિંશિકા' ઉપર ટીકા લખી હતી તથા કેટલાક યોગાચાર ગ્રન્થો રચ્યા હતા તે—વલભીની પાસે રહેતા હતા, તથા બૌદ્ધ ફિલસૂફીનો વલભીમાં મોટા પ્રમાણમાં અભ્યાસ થતો હતો.

૫. વલભી મોટું વિદ્યાકેન્દ્ર હતું એ યુવાન-ચાંગના લઘુવયસ્ક સમકાલીન ઇત્સિંગના કથન ઉપરથી પણ જણાય છે. એના કથન પ્રમાણે, "દક્ષિણ બિહારનું નાલંદા અને વલભી એ બે ભારતનાં એવાં સ્થળો છે જેઓની તુલના ચીનનાં સૌથી વિખ્યાત વિદ્યાધામો સાથે થઈ શકે. આ સ્થળોએ પુષ્કળ વિદ્યાર્થીઓ આવતા અને તેઓ સાધારણ રીતે બે અથવા ત્રણ વર્ષ સુધી બૌદ્ધ ફિલસૂફીને લગતાં વ્યાખ્યાનો સાંભળતા.[5]

૬. બ્રાહ્મણ અને જૈન વિદ્યાઓનો વિકાસ વલભીમાં થયો હતો એ બતાવવા માટે પણ પૂરતા પુરાવા છે. કાશ્મીરી સોમદેવ (ઈ. સ. નો ૧૧મો સૈકો)ના 'કથાસરિત્સાગર'ના ૩૨મા તરંગમાં એક વિષ્ણુદત્તને વિદ્યા ભણવા માટે અંતર્વેદીમાંથી વલભી જતો વર્ણવ્યો છે. 'કથાસરિત્સાગર' જો કે અગિયારમા સૈકામાં રચાયેલો છે, પણ ઉપર્યુક્ત ઉલ્લેખ ઘણો જૂનો હોઈ શકે, કેમકે એ ગ્રન્થ ઇસવી સનના આરંભમાં થઈ ગયેલા ગુણાઢ્ય

૨. આ સંઘારામને ભાવનગર પાસેના તળાજાની ગુફાઓ તરીકે ઓળખવામાં આવેલ છે ('પુરાતત્ત્વ', પુ. ૧, પૃ. ૧૦૩-૧૨).

૩. પરંપરા અનુસાર, ગુણમતિના શિષ્ય એક સ્થિરમતિ થઈ ગયા છે અને તે ઈ. સ. ૪૨૫ પહેલાં વિદ્યમાન હતા (જુઓ વિન્ટરનિત્સ, A History of Indian Literature, પુ. ૨, પૃ. ૩૬૨ ટિપ્પણ.)

૪. બીલ, Budhhist Records of the Western World, ભાગ ૧૧, પૃ. ૨૦૮

૫. સ્મિથ, Early History of India, પૃ. ૩૧૪

કવિની લુપ્ત 'બૃહત્કથા'નો સંક્ષેપ છે એ જાણીતી હકીકત છે. વલભીનાં દાનપત્રો ઉપરથી જણાય છે કે આખાયે રાજ્યમાં વેદાધ્યયનને રાજ્યાશ્રય મળતો હતો. આનંદપુર(વડનગર)ના વિદ્વાન વેદપાઠી બ્રાહ્મણોનો ઉલ્લેખ એ દાનપત્રોમાં વારંવાર આવે છે. ભટ્ટિનું પ્રસિદ્ધ 'ભટ્ટિકાવ્ય' અથવા 'રાવણવધ' (ઈ. સ. ૫૦૦ અને ૬૫૦ ની વચ્ચે), જે સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં પહેલું જ વ્યાકરણકાવ્ય છે તે વલભીમાં રચાયેલું છે. રામાયણની કથા વર્ણવતા એ કાવ્યમાં પાણિનિનાં વ્યાકરણસૂત્રોનો વિનિયોગ ભાષામાં કઈ રીતે થાય એનાં ઉદાહરણ આપેલાં છે અને એ રીતે એમાં, કવિતાની વાત બાજુએ રાખીએ તોપણ, એક પ્રચંડ બૌદ્ધિક પ્રયત્ન છે. પછીના સમયમાં રચાયેલાં આચાર્ય હેમચન્દ્રનાં બે વ્યાકરણકાવ્યો—એક સંસ્કૃત અને બીજું પ્રાકૃત—જે ચૌલુક્યયુગીન ગુજરાતનાં સાહિત્ય અને સંસ્કૃતિના અધ્યયન માટે બહુ ઉપયોગી સાધનગ્રન્થો છે, એના મૂળ નમૂના તરીકે આ 'ભટ્ટિકાવ્ય' હોય એમ જણાય છે.[૬] વલભીની બ્રાહ્મણ સાહિત્યપ્રવૃત્તિનો આ એકમાત્ર અવશેષ બચ્યો છે, પણ તે અનેક રીતે વિશિષ્ટ અને વિલક્ષણ હોઈ ત્યાંની વ્યાપક સાહિત્યપ્રવૃત્તિનો સૂચક બની રહે છે. આ અનુમોદનના ટેકામાં કેટલાંક પ્રમાણો છે; જેમકે વલભીના કેટલાક રાજાઓને ખૂબ વિદ્વાન તરીકે વર્ણવવામાં આવ્યા છે. ધ્રુવસેન ૨ જા (ઈ. સ. ૩૨૯)ને દાનપત્રોમાં સાલાતુરીય અર્થાત્ પાણિનીય વ્યાકરણમાં તેમજ રાજનીતિમાં નિષ્ણાત (**राज्यमालातुरीयतंत्रयोरुभयोरपि निष्णात...**) કહ્યો છે.[૭] ધરસેન ૨ જા (ઈ. સ. ૪૭૮)ના એક દાનપત્રમાં એના પિતા ગુહસેનને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણે ભાષાઓમાં પ્રબન્ધરચના કરવામાં નિપુણ (**संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबन्धरचनानिपुणतरान्तःकरणः**) કહ્યો છે.[૮] વલભીના લેખો કેવળ દાનની નોંધ કરતા દસ્તાવેજો છે, તોપણ એમાં દાન દેનાર રાજા અને એના પૂર્વજોના ઉલ્લેખ એવી ભાષામાં છે કે જે પછીના સમયનાં સંસ્કૃત ગદ્યકાવ્યોમાંના ગદ્યની આગાહી કરતી લાગે છે.

૯. જૈન વિદ્યાનું વલભી કેન્દ્ર હતું એ માટેનાં પણ પ્રમાણ છે. જૈન

---

૬. ર. છો. પરીખ, ઉપર્યુક્ત પૃ. ૫૬

૭. ગુઐલે, નં. ૬૩

૮. એ જ, નં. ૫૦. ડૉ. બ્યુલરના મત પ્રમાણે (ઇન્ડિ, પુ. ૧૦, પૃ. ૨૭૮ અને આગળ). આ બનાવટી દાનપત્ર છે અને એમાં આપેલા વર્ષ કરતાં અર્વાચીન છે.

ધર્મનો ઉદ્ભવ જે કે પૂર્વભાગમાં થયો હતો, એમ છતાં ધીરે ધીરે સીધા વિસ્તાર અન્ય પ્રદેશોમાં થયો અને ઈસવી સનના આરંભકાળ મધ્યભારતમાં ઉજ્જયિની, ઉત્તરપ્રદેશમાં મથુરા અને પશ્ચિમ ભારતમાં વલભી જૈન ધર્મના કેન્દ્રો બન્યાં હતાં. જૈન શ્રુતને સંકલિત કરવા માટેની પ્રથમ પરિષદ મહાવીરના નિર્વાણ પછી બીજી શતાબ્દીમાં પાટલિપુત્રમાં મળી હતી. એ સમયે અગિયાર અંગ સંકલિત કરવામાં આવ્યાં હતાં, તથા ચૌદ પૂર્વમાંથી જે કંઈ બચ્યું હતું તે બારમા અંગ 'દૃષ્ટિવાદ' તરીકે એકત્ર કરવામાં આવ્યું હતું. પણ સમય જતાં પાછું શ્રુત વિશૃંખલ થયું, અને એને વ્યવસ્થિત કરવા માટે વીરનિર્વાણ પછી નવમી શતાબ્દીમાં મથુરામાં આર્ય સ્કન્દિલે અને વલભીમાં આર્ય નાગાર્જુને લગભગ એક સમયે પરિષદો બોલાવી (મુનિ કલ્યાણવિજય, 'વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના,' પૃ ૧૦૪). દુર્ભાગ્યે આ બે આચાર્યો પરસ્પરને મળી શક્યા નહિ અને પરિણામે બન્નેએ તૈયાર કરાવેલી જૈન શ્રુતની વાચનાઓમાં ઘણા અગત્યના પાઠાન્તરો રહી ગયા. એમાંની એક વાચના 'માથુરી વાચના' તરીકે અને બીજી 'વલભી વાચના' તરીકે ઓળખાય છે. આ પછી કેટલેક સમયે આખું યે જૈન શ્રુત માથુરી વાચના અનુસાર લેખાધિરૂઢ કરવામાં આવ્યું અને જરૂર જણાય ત્યાં વલભી વાચનાના પાઠાન્તરો નોંધવામાં આવ્યા. વીર નિર્વાણ પછી ૯૮૦ (વાચનાન્તરે ૯૯૩) વર્ષે (અર્થાત્ ઈ સ ૪૫૪ અથવા ૪૬૭ માં) દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપણા નીચે વલભીમાં ફરી પાછી એક પરિષદ બોલાવવામાં આવી. આ પરિષદની દોરવણી નીચે આખું યે જૈન શ્રુત એક સામટું પહેલી વાર લિપિબદ્ધ કરવામાં આવ્યું. આવી રીતે તૈયાર થયેલી અધિકૃત વાચનાની હાથપ્રતો દેશમાં જુદે જુદે સ્થળે મોકલવામાં આવી હોય એ સંભવિત છે. ખરું જોતાં, જૈન ઇતિહાસમાં આ એક શકવર્તી ઘટના છે, અને આવી મહત્ત્વની પરિષદોના સ્થાન તરીકે વલભીની પસંદગી કરવામાં આવી એ ઘણું સૂચક છે[૯]

---

[૯] આ ત્રણ પરિષદો વિશે લગતી અનુશ્રુતિ જિનદાસગણિ મહત્તરકૃત 'નંદિચૂર્ણિ' (ઈ સ ૬૭૭), હરિભદ્રસૂરિ (ઈ સ ૭૦૧-૭૭)ની 'નંદિવૃત્તિ', મેરુતુંગની વિચારશ્રેણિ (ઈ સ નો ૧૪ મો સૈકો), મલયગિરિ આચાર્યકૃત જ્યોતિષ્કરંડક વૃત્તિ (ઈ સ નો ૧૨ મો સૈકો), ઉપાધ્યાય વિનયવિજયકૃત લોકપ્રકાશ (ઈ સ ૧૬૫૨), સમયસુન્દરકૃત સામાચારી શતક (ઈ સ ૧૬૧૬) અને બીજા કેટલાક ગ્રન્થોમાં સચવાયેલી છે. દેવર્ધિગણિના પ્રમુખપદે તૈયાર થયેલી પોથી સંકલનામાં વલભીવાચનાના પાઠાન્તરો વાયણન્તરે પુણ એવા શબ્દોથી

૮. મલ્લવાદી એ વલભીના એક મહાન જૈન વિદ્વાન હતા જૈન ન્યાયના સર્વોત્તમ ગ્રન્થો પૈકી એક 'નયચક્ર' અથવા 'દ્વાદશારનયચક્ર'ના તેઓ કર્તા છે પ્રભાચન્દ્રસૂરિના 'પ્રભાવકચરિત' ( ઈ સ ૧૨૭૮ ) અનુસાર, જિતયશસ્ અથવા જિનયશસ્, યક્ષ અને મલ્લ એ ત્રણ ભાઈઓમા મલ્લ સૌથી નાનો હતો એમના એક મામા શ્વેતામ્બર જૈન સાધુ હતા અને એમનુ નામ જિનાનન્દસૂરિ હતુ નંદ અથવા બુદ્ધાનંદ નામે એક બૌદ્ધ સાધુએ ભૃગુકચ્છ (ભરૂચ)મા એક વાદવિવાદમા જિનાનન્દસૂરિનો પરાજય કર્યો હતો આથી જિનાનન્દસૂરિ ભરૂચથી વલભી આવ્યા અને ત્યા પોતાના ભાણેજોને શિષ્ય બનાવ્યા ત્રણેય જણ વલભીમા ઉચ્ચ વિદ્યાધ્યયન કરીને શાસ્ત્રનિપુણ બન્યા જિતયશસે 'વિશ્રાન્તવિદ્યાધર'[10] નામે વ્યાકરણગ્રન્થ ઉપર ન્યાસ લખ્યો, યક્ષે 'નિમિત્તાષ્ટાંગબોધિની' નામે જ્યોતિષનો ગ્રન્થ લખ્યો, અને મલ્લે પોતાનો સુપ્રસિદ્ધ ગ્રન્થ 'નયચક્ર' રચ્યો પછી મલ્લ ભૃગુકચ્છ ગયો અને પોતાના મામાના વિરોધીનો વાદમા પરાજય કરીને તેણે 'વાદી' નું બિરુદ મેળવ્યુ આ ઘટનાનુ વર્ષ 'પ્રભાવકચરિત' વીરનિર્વાણ પછી ૮૮૪ (ઈ સ ૩૫૮ ) આપે છે દુર્ભાગ્યે, મૂલ 'નયચક્ર' અત્યારે ઉપલબ્ધ નથી, અને મુખ્યત્વે સિંહ ક્ષમાશ્રમણ ( ઈ સ ૭૦૦ આસપાસ ) ની ટીકાને આધારે મૂળ ગ્રન્થના પાઠનુ પુનર્ઘટન કરવુ પડે છે

૯. બૌદ્ધ વિદ્વાન ધર્મકીર્તિકૃત 'ન્યાયબિન્દુ'ની ધર્મોત્તરકૃત ટીકા ઉપર મલ્લવાદીએ ટિપ્પણ લખ્યુ હતુ એમ કહેવાય છે[11] જૈન ન્યાયના બીજા

---

સૂચવેલા છે તથા મૂળ મૂળ સૂત્રોના ટીકાકારો બીજા અનેક પાઠાન્તરો नागार्जुनीयास्तु पटन्ति ('નાગાર્જુનના અનુયાયીઓ આમ વાચે છે') એવા નિર્દેશ સાથે ઉતારે છે

૧૦. આ ગ્રન્થનો ઉલ્લેખ હેમચન્દ્રે પોતાના વ્યાકરણમા કર્યો છે ('પુરાતત્ત્વ', પુ ૪, પૃ ૮૧ ) ત્યા વામનને એનો કર્તા ગણ્યો છે ( ર છો પરીખ, ઉપર્યુક્ત પૃ ૭૬-૭૭ )

૧૧ કેટલાક વિદ્વાનો ધર્મોત્તરને ઈ સ ના ૮મા સૈકામા મૂકે છે. (વિદ્યાભૂષણ, History of Medieval School of Indian Logic, પૃ ૩૪ ૩૫ ) વૈયાકરણ વામન, જેના ઉપર હેમચન્દ્રે 'વિશ્રાન્તવિદ્યાધર'નું કર્તૃત્વ આરોપ્યુ છે, તે મેકડોનલ (A History of Sanskrit Literature, પૃ ૪૩૨ ) આદિના મત પ્રમાણે પ્રાય ૮મા સૈકામા થઈ ગયો ધર્મોત્તર ઉપર ટિપ્પણ લખનાર મલ્લવાદી 'નયચક્ર'ના કર્તાથી ભિન્ન ન હોય તો 'પ્રભાવકચરિતે' આપેલા પરપરાગત વર્ષમા કંઈક ભૂલ છે એમ માનવુ જોઈએ મલ્લવાદીના સમયની ચર્ચા માટે જુઓ વિદ્યાભૂષણ, A History of Indian Logic,

એક મહાન ગ્રન્થ 'સન્મતિતર્ક' ઉપર તેમણે ટીકા રચી હતી એવી પણ અનુશ્રુતિ છે આચાર્ય હેમચન્દ્ર પોતાના 'સિદ્ધહેમ વ્યાકરણ'માં 'તાર્કિકોમાં શ્રેષ્ઠ' તરીકે મલ્લવાદીને બિરદાવ્યા છે[12] આ મહાન જૈન વિદ્વાનનો પરંપરાગત વૃત્તાન્ત 'પ્રભાવકચરિત' ઉપરાંત મેરુતુંગના 'પ્રબન્ધચિન્તામણિ' (ઈ સ ૧૩૦૫)માં, રાજશેખરના 'પ્રબન્ધકોશ' (ઈ સ ૧૩૪૦)માં તથા બીજા કેટલાક ગ્રન્થોમાં મળે છે

### શ્રીમાલનું સાંસ્કારિક જીવન

**૧૦.** 'વિવિધ તીર્થકલ્પ'ના લેખક જિનપ્રભસૂરિએ કહ્યું છે તે પ્રમાણે, ઘણું કરીને ઈ સ ૭૮૯ના અરસામાં સિન્ધમાંથી આવેલા આરબોને હાથે વલભીનું પતન થયું[13] "વલભીના પરાજય પછી પશ્ચિમ ભારતના પ્રમુખ નગર તરીકેનું એનું સ્થાન અણહિલવાડે લીધું અને પંદરમા સૈકામાં અમદાવાદની સ્થાપના થતાં સુધી જાળવી રાખ્યું"[14] પરન્તુ આપણે અણહિલવાડ ઉપર આવીએ ત્યાર પહેલાં, જેમણે આપણા પ્રાન્તને 'ગુજરાત' નામ આપ્યું એ ગુર્જરોના પહેલા પાટનગર શ્રીમાલ અને ભિન્નમાલના સાંસ્કારિક જીવન ઉપર એક દૃષ્ટિપાત કરી લઈએ ભિન્નમાલ જ્યારે ગુર્જર દેશનું પાટનગર ન રહ્યું ત્યાર પછી પણ મોટે ભાગે ત્યાંથી આવેલા લોકોએ ગુજરાતનો ઇતિહાસ ઘડ્યો છે વસ્તુપાલ પોતે શ્રીમાલમાંથી ગુજરાતમાં આવેલી પ્રાગ્વાટ જ્ઞાતિનો હતો

**૧૧.** શ્રીમાલ અથવા ભિન્નમાલ આબુની પશ્ચિમે આશરે ૫૦ માઈલ દૂર આવેલું છે યુઆન-ચ્વાંગને આધારે એમ કહી શકાય કે ઈ સ ના સાતમા સૈકામાં એ ગુર્જર રાજ્યનું પાટનગર હતું તથા એ રાજ્યનો ઘેરાવો આશરે ૮૩૦ માઈલ હતો[15] એ નગરના શહેરમાંના તથા આસપાસના

---

પૃ ૧૯૪ ૯૫ એમાં પરંપરાગત વર્ષને વીર નિર્વાણ સંવતને બદલે વિક્રમ (અથવા શક) સંવતમાં ગણીને મલ્લવાદીને ઈસવી નવમી સદીમાં મૂક્યા છે આ સામે મુનિશ્રી જમ્બુવિજયજી ( વિશાલ ભારત પુ ૪૩ પૃ ૪૧૫) વિવિધ પ્રમાણો ટાંકીને પરંપરાગત વર્ષનું સમર્થન કરે છે

૧૨ अनुमल्लवादिनं तार्किकाः સિદ્ધહેમ ઉપરની બૃહદ્વૃત્તિ (૨ ૨ ૩ )

૧૩ હરિપ્રસાદ શાસ્ત્રી દ્વારા હસ્તિકવાલ પુ ૨૩ પૃ ૨૪૮ અને આગળ

૧૪ સ્મિથ ઉપર્યુક્ત પૃ ૩૧૪ ૧૫

૧૫ આજે તો ગુજરાતની સીમાઓમાં ભિન્નમાલનો સમાવેશ થતો નથી, પણ ઓછામાં ઓછું સોળમા સૈકા સુધી ગુજરાત અને રાજસ્થાન સંસ્કાર અને ભાષાની દૃષ્ટિએ એક હતાં એ જાણીતું છે અને એ જ કારણે તો ટેસિટોરી જેવા વિદ્વાનોએ જૂની ગુજરાતીને જૂની પશ્ચિમી રાજસ્થાની એવું નામ આપ્યું છે

પુરાતન અવશેષો, ત્યાંથી મળેલા કેટલાક જૂના શિલાલેખો તથા 'શ્રીમાલ પુરાણ' નામે ગ્રન્થમાં આપેલો પૌરાણિક અને અનુશ્રુત્યાત્મક વૃત્તાન્ત—એ બધું અત્યારનું શ્રીમાલ એક વારનું આબાદ શહેર હતું એ બતાવવાને બસ છે.[16] 'પ્રભાવકચરિત'(૧૪–૧૫)માં શ્રીમાલનું સુન્દર વર્ણન આપેલું છે તથા છેક ઈ. સ. ૧૬૧૨માં નિકોલાસ ઉફ્લેટ નામે અંગ્રેજ વેપારીએ ૩૬ માઈલના ઘેરાવાવાળી શ્રીમાલની કિલ્લેબંધી તથા એમાંના સિમ્માર બનતા સંખ્યાબંધ સુન્દર સરોવરોનો ઉલ્લેખ કર્યો છે.[17] એમાંનું કશું આજે જોવા મળતું નથી.

૧૨. વલભીપુરની જેમ શ્રીમાલ પણ બ્રાહ્મણ અને જૈન વિદ્યાઓનું કેન્દ્ર હતું અને યુઆન-ચાંગના કથન પ્રમાણે ત્યાં બૌદ્ધ ધર્મ પણ પ્રચલિત હતો. 'શ્રીમાલપુરાણ' અનુસાર, શ્રીમાલમાં એક હજાર બ્રહ્મશાળાઓ અને ચાર હજાર મઠો હતા, જ્યાં વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ થતો હતો. પુરાણકાર કહે છે કે—

चतुर्वेदाः साङ्गाश्च ह्युपनिषत्सहितास्तथा ।
सर्वशास्त्राणि वर्तन्ते श्रीमाले श्रीनिकेतने ॥
(અધ્યાય ૭૧, શ્લોક ૮)

૧૩. ભિન્નમાલ વિશે સર્વપ્રથમ આધારભૂત માહિતી વર્મલાતના એક શિલાલેખમાંથી મળે છે. 'પ્રભાવકચરિત' અનુસાર, આ વર્મલાત ભિન્નમાલનો રાજા હતો. આ શિલાલેખમાં વિ. સં. ૬૮૨ (= ઈ. સ. ૬૨૬)નું વર્ષ છે. માઘ કવિએ 'શિશુપાલવધ'ની પ્રશસ્તિમાં જેનો ઉલ્લેખ કર્યો છે તે જ વર્મલાત ઘણું કરીને આ હશે. જો આ વાત સ્વીકારવામાં આવે તો, પરંપરાનુસાર શ્રીમાલવાસી એવા માઘ કવિને આ કાળના આશરે ૫૦ વર્ષ

તથા અર્વાચીન કાળમાં અર્થભ્રમ ટાળવા માટે શ્રી ઉમાશંકર જોશીએ 'મારુ-ગુર્જર' એવું સુભગ નામ એને આપ્યું.૮ ચૌલુક્ય સમયમાં રાજકીય તેમજ સાંસ્કારિક દૃષ્ટિએ 'ગુજરાત'માં ઉત્તર ગુજરાત ઉપરાંત રાજસ્થાનનો સમાવેશ થતો હતો અને લાટ અથવા દક્ષિણ ગુજરાત તો ઉપર સિદ્ધરાજે વિજય કર્યો ત્યાર પછી ગુજરાતના રાજ્યમાં ઉમેરાયું હતું. પંદરમા સૈકામાં અમદાવાદમાં દિલ્હીથી સ્વતંત્ર ગુજરાતી સલ્તનત સ્થપાયા પછી ગુજરાત અને રાજસ્થાનનો સ્વતંત્ર રીતે વધારે વિકાસ થયો હોય એ શક્ય છે.

૧૬ ભિન્નમાલના અવશેષોના વિસ્તૃત વર્ણન માટે બૉમ્બે ગૅઝેટિયરમાં આ વિશે જૅક્સનનો નિબંધ જુઓ.

૧૭ એજન, પૃ. ૪૪.

અર્વાચીન કાલમાં, અથવા 'કાશિકા' ઉપરના જિનેન્દ્રબુદ્ધિકૃત 'ન્યાસ'નો માઘે જે ઉલ્લેખ કર્યો છે એ જોતાં ઈ. સ. ૭૦૦ આસપાસ મૂકી શકાય,[૧૮] કેમકે માઘનો દાદો સુપ્રભદેવ વર્મલાતનો પ્રધાન હતો. માઘે 'શિશુપાલવધ'નો પ્રત્યેક સર્ગ 'શ્રી' શબ્દથી પૂરો કર્યો છે અને પરિણામે તે 'શ્ર્યંક' તરીકે ઓળખાય છે, તે શ્રીમાલ સાથેના એના સંબંધને કારણે હશે.[૧૯]

**૧૪.** બીજો એક શ્રીમાલવાસી સુપ્રસિદ્ધ વિદ્વાન તે જ્યોતિષી બ્રહ્મગુપ્ત છે. તેણે પોતાનો ગ્રન્થ 'બ્રાહ્મસ્ફુટસિદ્ધાન્ત' શક સં. ૫૫૦ અર્થાત્ ઈ. સ. ૬૨૮ માં પૂરો કર્યો હતો. એ સમયે ત્યાં ચાપવંશનો વ્યાઘ્રમુખ નામે રાજા રાજ્ય કરતો હતો. પોતે જે શહેરમાં નિવાસ કરતો હતો એના નામ ઉપરથી બ્રહ્મગુપ્ત ભારતીય સાહિત્યમાં 'ભિલ્લમાલકાચાર્ય' તરીકે પ્રસિદ્ધ છે.

**૧૫.** શ્રીમાલ જૈન સાહિત્યનું પણ કેન્દ્ર હતું. સિદ્ધર્ષિની સુપ્રસિદ્ધ 'ઉપમિતિભવપ્રપંચકથા'ના કર્તાના પોતાના જ કથન મુજબ ત્યાં વિ. સં. ૯૬૨ (=ઈ. સ. ૯૦૬) માં એ કથા પૂરી થઈ હતી. જૈન સાહિત્યનો 'ધર્મકથા' એ નામે ઓળખાતો પ્રકાર આ રૂપકગ્રન્થિ લેખે આલેખાયેલ વિસ્તૃત કથામાં પરાકાષ્ઠાને પામે છે. આ ગ્રન્થની પ્રશસ્તિમાં સિદ્ધર્ષિ પોતાની ગુરુપરંપરાની વાત કરતાં નિર્વૃતિ કુલના સૂર્યાચાર્ય, દેલ્લ મહત્તર અને દુર્ગસ્વામીનો ઉલ્લેખ કરે છે. આમાંના દુર્ગસ્વામી મૂળે એક સમૃદ્ધ બ્રાહ્મણ હતા અને પછીથી જૈન સાધુ થયા હતા. એમનુ અવસાન ભિન્નમાલમાં થયું હતું.[૨૦] આ પછી કર્તા બહુમાનપૂર્વક હરિભદ્રસૂરિનો ઉલ્લેખ કરે છે અને એમની પાસેથી પોતાને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થઈ એમ જણાવે છે. આ પુસ્તકમાં અન્યત્ર પણ તેમણે હરિભદ્રસૂરિને 'ધર્મબોધકર' કહ્યા છે. આ ઉપરથી કોઈ એમ અનુમાન કરવા દોરાય કે હરિભદ્રસૂરિ કદાચ સિદ્ધર્ષિના પ્રત્યક્ષ ગુરુ હશે. પરન્તુ આચાર્ય જિનવિજયજીએ અકાટ્ય પ્રમાણોથી હરિભદ્રસૂરિનો જે સમય (ઈ. સ. ૭૦૧–૭૭૧) નક્કી કર્યો છે[૨૧] એ ધ્યાનમાં રાખીએ

૧૮. કીથ, Sanskrit Literature, પૃ. ૧૨૪

૧૯. ર. છો. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૯૫–૯૬

૨૦. એ જ નગરના જૈન મન્દિરમા સિદ્ધર્ષિએ પોતાની કૃતિ પહેલી વાર સંભળાવી હતી તથા દુર્ગસ્વામીના શિષ્યસમુદાયમાની ગણા નામે સાધ્વીએ એની પહેલી નકલ કરી હતી.

૨૧. જુઓ પૂનામાં મળેલી પહેલી પ્રાચ્યવિદ્યાપરિષદના અહેવાલ (ભાગ ૧, પૃ. ૧૨૪–૩૪) માં શ્રી. જિનવિજયજીનો સંસ્કૃત નિબંધ हरिभद्राचार्यस्य समयनिर्णयः।

તો આમ બનવું અશક્ય છે અને શ્રી જિનવિજયજીની જેમ આપણે પણ અનુમાન કરી શકીએ કે સિદ્ધર્ષિ હરિભદ્રસૂરિ પ્રત્યે જે બહુમાન વ્યક્ત કરે છે તે પોતાના એ મહાન પુરોગામીના લખાણોમાંથી પોતાને મળેલી પ્રેરણાને કારણે છે. સિદ્ધર્ષિ કહે છે કે વાચકોનું આકર્ષણ થાય એ માટે પોતે રૂપક ગ્રન્થિનો પ્રકાર પસંદ કર્યો છે અને એ જ કારણે પોતે પ્રાકૃતને બદલે સંસ્કૃતમાં લખવાનું પસંદ કર્યું છે, કેમકે પ્રાકૃત અશિક્ષિતોની ભાષા છે, જ્યારે સુશિક્ષિતોને પણ સત્કર્મ તરફ આકર્ષવાના છે. ‘ઉપમિતિભવપ્રપંચકથા’ એ એક જૈન કર્તાએ રચેલો પહેલો જ સુદીર્ઘ સંસ્કૃત ગ્રન્થ છે. વળી તે બતાવે છે કે સમસ્ત ભારતીય વિદ્વત્સમાજને સ્પર્શવા માટે જૈનોને એ સમય પહેલાં જ પ્રાકૃતને બદલે સંસ્કૃતમાં લખવાનું જરૂરી લાગ્યું હતું. સિદ્ધર્ષિનો આ ગ્રન્થ જૈનોમાં ખૂબ લોકપ્રિય થયો હતો અને એની રચના પછી માત્ર સો વર્ષ બાદ જ એના સંક્ષેપો અને સારોદ્ધારો થતા હતા. આચાર્ય હેમચન્દ્ર પોતાના ‘પરિશિષ્ટ પર્વ’માંની એક કથામાં એવાં નામો પ્રયોજે છે, જે સિદ્ધર્ષિકૃત ધર્મકથા સર્વસામાન્ય રીતે જાણીતી હોવાનું સૂચવે છે.[22] સિદ્ધર્ષિએ પ્રાકૃત ‘ચંદ્રપ્રભચરિત’નું સંસ્કૃત રૂપાન્તર કર્યું છે, તથા ધર્મદાસગણિકૃત પ્રાકૃત ‘ઉપદેશમાલા’ અને સિદ્ધસેન દિવાકરકૃત ‘ન્યાયાવતાર’ ઉપર ટીકાઓ રચી છે.

૧૬. ઉપર કહ્યું તે પ્રમાણે, શ્રીમાલ એ હરિભદ્રસૂરિનું પણ પ્રવૃત્તિસ્થાન હતું. હરિભદ્રસૂરિએ જૈન ફિલસૂફી ઉપર ઘણા ગ્રન્થો રચ્યા છે, ભારતીય દર્શનના વિવિધ અંગોની માહિતી આપતી ‘ષડ્દર્શનસમુચ્ચય’ નામે રચના કરી છે, ‘સમરાઇચ્ચકહા’ નામે એક સુદીર્ઘ પ્રાકૃત ધર્મકથા રચી છે, ‘ધૂર્તાખ્યાન’ નામે એક કટાક્ષપ્રધાન પ્રાકૃત કથા લખી છે, સંખ્યાબંધ ધાર્મિક પ્રકરણગ્રન્થો રચ્યા છે, તથા કેટલાક જૈન આગમગ્રન્થો ઉપર સંસ્કૃત ટીકાઓ લખી છે. મૂળ પ્રાકૃત સૂત્રો ઉપર સંસ્કૃત ટીકાઓ લખનાર કદાચ એ પહેલા જ જૈન લેખક છે. જૂની પ્રાકૃત ટીકાઓનો આ માટે ઉપયોગ કરતાં એમણે સંસ્કૃત ટીકાઓમાં પણ જૂનાં પ્રાકૃત કથાનકો કાયમ રાખ્યાં છે.

૧૭. બીજી એક પ્રાકૃત ધર્મકથા—ઉદ્યોતનસૂરિની ‘કુવલયમાલા’ ભિન્નમાલથી થોડે દૂર આવેલા જાબાલિપુર(જાલોર)માં શક સં. ૭૦૦ (ઈ. સ. ૭૭૮)માં રચાઈ હતી. ગ્રન્થપ્રશસ્તિમાં કર્તાના પોતાના જ કથન

22 વિન્ટરનિત્સ, A History of Indian Literature, ભાગ ૨, પૃ. ૫૩૨

મુજબ, એમના ગુરુનું નામ તત્ત્વાચાર્ય હતું. આ ઉપરાંત કર્ત્તાએ પોતાના બે વિદ્યાગુરુઓનો ઉલ્લેખ કર્યો છે. એમાંના એક વીરભદ્રે જબાલિપુરમાં આદિનાથનું સુન્દર મન્દિર કરાવ્યું હતું. તેઓ કર્ત્તાના સિદ્ધાન્તાધ્યાપક ગુરુ હતા. બીજા ગુરુ તે હરિભદ્રસૂરિ જેમણે કર્ત્તાને યુક્તિશાસ્ત્ર—ન્યાયશાસ્ત્ર શીખવ્યું હતું. આ પ્રમાણે હરિભદ્રસૂરિ એ કર્ત્તાના વૃદ્ધસમકાલીન હતા. પોતાની ગુરુપરંપરામાં કર્ત્તાએ દેવગુપ્ત નામે આચાર્ય જેઓ 'મહાકવિ' હતા, એમનો તથા દેવગુપ્તના શિષ્ય શિવચન્દ્ર જેઓ શ્રીમાલમાં સ્થિર થયા હતા તેમનો ઉલ્લેખ કર્યો છે (પ્રશસ્તિ, ગાથા, ૫–૬).[૨૩]

૧૮. આ થોડાંક ઉદાહરણો શ્રીમાલના ધબકતા સાહિત્યિક જીવનનો કંઈક ખ્યાલ આપવા માટે બસ થશે. અણહિલવાડને પ્રેરણા શ્રીમાલમાંથી મળી હતી એમ કહી શકાય. આ સમયમાં, ઈ. સ. ૯૫૩ સુધી, શ્રીમાલ ગુર્જર દેશમાં સૌથી મહત્ત્વનું નગર હોય એમ સ્પષ્ટ જણાય છે.[૨૪] પણ એ પછી તુરત, ભીમસેન નામે એક રાજાના રાજ્યમાં શ્રીમાલમાંથી ૧૮૦૦૦ ગુર્જરોનું સ્થળાન્તર થયાની નોંધ મળે છે. 'શ્રીમાલપુરાણ' અનુસાર, શ્રીએ આ નગરનો સં. ૧૨૦૩ (ઈ. સ. ૧૧૪૭)માં ત્યાગ કર્યો.[૨૫] આ વિધાન જો સાચું માનીએ તો, એ અરસામાં શ્રીમાલમાંથી ઉત્તર ગુજરાતમાં અને ખાસ કરીને અણહિલવાડ તરફ વસ્તીનું મોટા પ્રમાણમાં સ્થળાન્તર થયું હોવું જોઈએ. ગુજરાતના વણિકો, બ્રાહ્મણો અને કારીગર વર્ગોનો મોટો ભાગ પોતે મારવાડમાંથી આવ્યા હોવાનું બતાવે છે તથા એમાંના કેટલાક શ્રીમાલ અને એનાં પરાંઓમાંથી આવ્યાનું જણાય છે. શ્રીમાળી બ્રાહ્મણો અને વાણિયા, પ્રાગ્વાટ (પોરવાડ=શ્રીમાલના પૂર્વ ભાગમાં રહેનારા) વાણિયા અને શ્રીમાળી સોનીઓ, એમના જ્ઞાતિનામો બતાવે છે તેમ, મૂળ શ્રીમાલમાંથી જ છે. શ્રીમાલ ભાંગ્યું એનો લાભ અણહિલવાડને મળ્યો અને પછીના સમયમાં શ્રીમાળીઓ અને પોરવાડોએ ગુજરાતના રાજકીય, સાંસ્કૃતિક અને ધાર્મિક જીવનમાં કેટલો ફાળો આપ્યો એ આપણે જાણીએ છીએ. એમાંના કેટલાક મોટા વહીવટકર્ત્તા અને સેનાપતિઓ તરીકે, નિપુણ ગ્રન્થકર્ત્તાઓ તરીકે, કલામય સ્મારકો બંધાવનાર તરીકે અને પોતાના સમયના ધાર્મિક નેતાઓ તરીકે પ્રસિદ્ધ થયેલા છે.

---

૨૩. 'વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રન્થ' (પૃ. ૨૭૦–૭૧)માં 'કુવલયમાલા' વિષે શ્રી. જિનવિજયજીનો લેખ

૨૪. ર. છો. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૧૦૭

૨૫. એજ, પૃ. ૧૦૨

## અણહિલવાડ પાટણની સાહિત્ય અને પાંડિત્યની પરંપરા

૧૯. શ્રીમાલની પડતી અગાઉ કેટલીક સદીઓ પહેલાં, વિ. સં. ૮૦૨ (ઈ. સ. ૭૪૬) માં[26] ચાવડા વંશના એક ઠાકોર વનરાજે ઉત્તર ગુજરાતમાં સરસ્વતી નદીના કિનારે લાખારામ નામે એક પ્રાચીન ગામડાના સ્થાન ઉપર અણહિલવાડ પાટણ વસાવ્યું હતું.[27] ચાવડાઓ વિશે સમકાલીન નોંધો કે એમના લેખો નથી, એમના સિક્કાઓ પણ મળ્યા નથી; વળી 'પ્રબન્ધચિન્તામણિ' જેવા ગ્રન્થોમાં એમનો ઉલ્લેખ 'લૂંટારાઓ' તરીકે કરેલો છે,[28] એ ધ્યાનમાં લેતાં એમની હકૂમત અણહિલવાડ આસપાસના થોડા પ્રદેશ ઉપર જ હશે એમ માનવું યોગ્ય છે. ચાવડાઓના રાજ્યનો ઈ.સ. ૯૪૨માં અંત આવ્યો. છેલ્લો ચાવડો રાજા સામંતસિંહ દારૂડિયો હતો અને તેણે દારૂના ઘેનમાં પોતાના ભાણેજ મૂલરાજ સોલંકીને રાજ્ય બક્ષિસ આપ્યું હતું; પણ મૂલરાજે તો પોતાના મામાનો વધ કરીને રાજ્યનો કબજો લઈ લીધો. આ સમયમાં, જ્યારે અણહિલવાડનું રાજ્ય નાનકડી ઠકરાત જેવું હતું ત્યારે પણ, આપણને ઓછામાં ઓછી એક ઘટના એવી મળે છે જે બતાવે છે કે શ્રીમાલના સાંસ્કારિક જીવનનું સાતત્ય અણહિલવાડની આસપાસના પ્રદેશમાં પણ રહ્યું હતું. આપણે હમણાં (વાક્યખંડ ૧૭) જોયું કે 'કુવલયમાલા'ના કર્તા ઉદ્યોતનસૂરિના ગુરુ તત્ત્વાચાર્ય નામે હતા. પાટણ પાસેના ગંભુતા (ગાંભુ) ગામમાં જૈન આગમનાં બે અંગો 'આચારાંગ' અને 'સૂત્રકૃતાંગ' ઉપર પ્રમાણભૂત ટીકાઓ લખનાર શીલાચાર્ય અથવા શીલાંકાચાર્યથી આ તત્ત્વાચાર્ય અભિન્ન હોય એ શક્ય છે. આ તર્કને માટે આધાર એ છે કે આ શીલાચાર્ય તત્ત્વાદિત્ય તરીકે પણ જાણીતા છે, જેને તત્ત્વાચાર્યનો પર્યાય ગણી શકાય. વળી 'કુવલયમાલા'ની પ્રશસ્તિની ૧૨મી ગાથામાં તત્ત્વાચાર્યનો ઉલ્લેખ કરતાં લેખકે શ્લેષાત્મક રીતે શીલાંકની પણ વાત કરી છે.[29] પાટણના સ્થાપક વનરાજના ગુરુ શીલગુણસૂરિ તે જ આ શીલાંક,

૨૬. પાટણની સ્થાપનાની સમયચર્ચા માટે જુઓ 'કાન્તમાલા' માં શ્રી. રામલાલ મોદીનો લેખ.

૨૭. વિતીકમાં ૨૬ મો ક૯૫. જુઓ ર. છો. પરીખ, ઉપર્યુક્ત પૃ. ૨૦૩-૪.

૨૮. પ્રચિ, પૃ. ૧૪

૨૯. तस्स वि सीसो तत्ताअरिओ त्ति णाम पयडगुणो ।
आसि तवतेयणिज्जियविगयमोहो [ दिणयर व्व ] ॥ ११ ॥
[ जो दूसमसलिलपवाहवेगहीरन्तगुणसहस्साण ]
सीलंगविउलसालो लक्खणरुक्खो व निक्कंपो ॥ १२ ॥

એવી પણ એક અનુશ્રુતિ છે.[30] વનરાજના પિતાને શત્રુઓએ મારીને એનું રાજ્ય પચાવી પાડ્યું હતું ત્યારે શીલગુણસૂરિએ વનરાજ અને એની માતાને આશ્રય આપ્યો હતો એમ જૈન પરંપરા નોંધે છે.

૨૦. અણહિલવાડના વિખ્યાત ચૌલુક્ય અથવા સોલંકી વંશનો પહેલો રાજા મૂલરાજ એક મહાન સેનાપતિ અને દીર્ઘદર્શી રાજપુરુષ હતો અને તેણે ચાવડાઓની નાની ઠકરાતમાંથી ગુજરાતનું વિશાળ રાજ્ય વિકસાવ્યું. દક્ષિણના ચૌલુક્યોના લાટમાંના હાકેમ બારપ્પને તેણે હરાવ્યો, સૌરાષ્ટ્રના ગ્રહરિપુને અને કચ્છના લાખા ફુલાણીને પરાસ્ત કર્યા. ચૌલુક્ય યુગના સૌથી મહાન સ્થાપત્ય-અવશેષોમાંનો એક, સિદ્ધપુરનો રુદ્રમહાલય તેણે બાંધ્યો અને ઉત્તરાપથના વિદ્વાન બ્રાહ્મણોને ગુજરાતમાં વસાવી સંસ્કારવિતરણને વેગ આપ્યો.[31] આપણા પ્રાન્ત માટે 'ગુજરાત' એ નામ મૂલરાજ સોલંકીના સમયમાં પ્રચારમાં આવ્યું.[32] રાજકીય વિસ્તારની સાથોસાથ સંસ્કાર અને સાહિત્યનો વિકાસ પણ આવ્યો અને ઈસવી સનના બારમા સૈકામાં સિદ્ધરાજ અને કુમારપાલના રાજ્યમાં એ સર્વોચ્ચ કોટિએ પહોંચ્યો. ભીમદેવ ૧ લાના રાજકાલ (ઈ. સ. ૧૦૨૨–૧૦૬૪) દરમ્યાન મહમૂદ ગઝનવીના આક્રમણથી ગુજરાતની શાન્તિ કેટલોક સમય વિક્ષુબ્ધ બની રહી હતી, પરન્તુ ત્યારપછી સાહિત્યનો વિકાસ તો સતતપણે ચાલુ હતો. અણહિલવાડ પાટણમાં ગુર્જર સામ્રાજ્યની સ્થાપના પછી ખાસ કરીને ઉત્તર ગુજરાતના પ્રદેશમાં વિશિષ્ટપણે જૈન વિદ્વાનો અને કવિઓની સાહિત્યપ્રવૃત્તિ આપણે જોઈએ છીએ. આ વિદ્વાનો અને કવિઓમાંથી—'ઉત્તરાધ્યયન સૂત્ર' ઉપર અનુક્રમે વિદ્વાનો અને વિદ્યાર્થીઓને ઉપયોગી બે ટીકાઓ લખનાર શાન્તિ-

ઉપર જે અભિન્નતા સૂચવી એ જોકે તદ્દન શક્ય છે, તોપણ 'આચારાંગ સૂત્ર'ની ટીકાનું રચનાવર્ષ જે કેટલાકે અજમાયશી રીતે ઈ. સ. ૮૭૭ સૂચવ્યું છે (જૈસાઇ, પૃ. ૧૮૧), એનું નિરાકરણ થાય ત્યાસુધી એને છેવટના નિર્ણયરૂપે ગણી શકાય નહિ. જુઓ જિનવિજયજી, 'જીતકલ્પસૂત્ર', પ્રસ્તાવના.

૩૦. મુનિરત્નસૂરિ 'અમમચરિત્ર'માં શીલાંક વિશે કહે છે—

गुरुर्गुर्जरराजस्य चातुर्विद्यैकसृष्टिकृत् ।
त्रिषष्टिनरसद्वृत्तकविर्वाचां न गोचरः ॥

૩૧. આ બ્રાહ્મણોના વંશજો આજે ઉદીચ્ય અથવા ઔદીચ્ય બ્રાહ્મણો તરીકે ઓળખાય છે.

૩૨. બો. જ. સાંડેસરા, 'ઇતિહાસની કેડી' (પૃ. ૧૩૧-૫૨)માં "પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'ગુજરાત'ના ઉલ્લેખો" એ લેખ

સૂરિ (૧૧ મો સૈકો) અને નેમિચન્દ્ર (ઈ સ ૧૦૭૩), જૈન આગમના નવ અંગો ઉપર પ્રમાણભૂત ટીકાઓ લખનાર અને એ કારણે નવાંગીવૃત્તિકાર તરીકે ઓળખાતા અભયદેવસૂરિ (૧૧ મો સૈકો), આ ટીકાઓનુ સંશોધન કરનાર દ્રોણાચાર્ય તથા વિવિધ ધાર્મિક અને સાહિત્યિક વિષયો ઉપર ગ્રન્થો લખનાર બે ભાઈઓ—જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ (૧૧ મા સૈકાનો પૂર્વાર્ધ) ખાસ ઉલ્લેખપાત્ર છે [૩૩]

**૨૧.** ઉપલબ્ધ પ્રમાણોથી જાણવા મળે છે કે ભારતના જુદા જુદા પ્રદેશોના તથા સંપ્રદાયોના કવિઓ, વિદ્વાનો અને તાર્કિકો ગુર્જર દેશના પાટનગરની મુલાકાતે આવતા હતા અને જૈન વિદ્વાનોની બાબતમા પણ એમની કસોટી તર્ક અને વાદવિવાદની પ્રવીણતા, વિવિધ દર્શનોનુ જ્ઞાન, વ્યાકરણ ઉપર પ્રભુત્વ અને કાવ્યકળાની શક્તિ—એ વડે થતી હતી [૩૪] તર્ક, લક્ષણ (વ્યાકરણ) અને સાહિત્ય એ ત્રણ ભારતમા બૌદ્ધિક પ્રવૃત્તિના મુખ્ય વિષયો હતા અને ગુજરાતના જૈન લેખકોએ પણ 'વિદ્યાત્રયી' તરીકે એ ત્રણનો ખાસ ઉલ્લેખ કરેલો છે [૩૫]

**૨૨.** અણહિલવાડ અને ધારા અર્થાત્ ગુજરાત અને માળવા વચ્ચે સંસ્કાર અને વિદ્યાની બાબતમા ઊંડી સ્પર્ધા ચાલતી હતી એક પ્રદેશના વિદ્વાનો બીજા પ્રદેશમા જઈને પોતાના વતનની વિદ્યાવિષયક સરસાઈ પુરવાર કરવાનો પ્રયત્ન કરતા હતા [૩૬] ગુજરાત અને માળવાના રાજાઓ જો કે કાયમ લડ્યા કરતા હતા અને પરિણામે કેટલોક રાજકીય ઉત્પાત મચતો હતો, તો પણ આ સ્પર્ધાને કારણે ગુજરાત અને માળવાનુ સાસ્કારિક જીવન જાણે કે એકસાથે વિકસતું હતુ અણહિલવાડના રાજા સિદ્ધરાજ જયસિંહે ઈ સ ૧૧૩૬–૩૭ મા માળવા ઉપર વિજય મેળવીને એને ગુજરાતના રાજ્ય સાથે ભેળવી દીધુ હતુ [૩૭]

**૨૩.** ગુજરાતના બધા રાજાઓમા લોકો સિદ્ધરાજ જયસિંહ (ઈ સ ૧૦૯૪–૧૧૪૩)ને સૌથી વધુ યાદ કરે છે હજી પણ લોકસાહિત્યમા અને

૩૩ અણહિલવાડ અને આસપાસના પ્રદેશમા રચાયેલા ગ્રન્થોમાથી આ થોડાક જ છે વધુ વિગતો માટે જિજ્ઞાસુ વાચકે શ્રી મોહનલાલ દેસાઈ કૃત જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ એ પુસ્તક જોવુ

૩૪ ર છો પરીખ ઉપર્યુક્ત પૃ ૧૦૦ ૪૦

૩૫ ભો જ સાંડેસરા ઉપર્યુક્ત પૃ ૭૬

૩૬ ર છો પરીખ ઉપર્યુક્ત પૃ ૧૪૦ અને આગળ

૩૭ દુર્ગાશંકર શાસ્ત્રી ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભા ૧ પૃ ૨૪૫

લોકનાટ્ય અર્થાત્ ભવાઈમાં તે જીવંત છે વિક્રમ અને ભોજની જેમ સિદ્ધરાજ પણ જાણે કે એક દંતકથાનું પાત્ર બની ગયો છે ઉજ્જયિનીના વિક્રમાદિત્યનું અનુકરણ કરવાની સિદ્ધરાજની મહત્ત્વાકાંક્ષા હોય એમ જણાય છે[38] એનો દરબાર ભારતના સર્વ પ્રદેશોના વિદ્વાનોનું આકર્ષણ બન્યો હતો દિગંબર આચાર્ય કુમુદચન્દ્ર અને શ્વેતાંબર આચાર્ય વાદી દેવસૂરિ વચ્ચે થયા હતા એવા[39] મહત્ત્વના વાદવિવાદો એના દરબારમાં થતા અને એ પ્રસંગે એ પ્રમુખસ્થાન લેતો, જે બતાવે છે કે એના સમયની જ્ઞાનની વિવિધ શાખાઓથી એ પરિચિત હતો માળવાની સાહિત્યસમૃદ્ધિ સામે ઊભા રહી શકે એવા ગ્રન્થોની રચના હેમચન્દ્રે સિદ્ધરાજની વિનંતિથી કરી હતી

૨૪. 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્ર એ દેવચન્દ્રના શિષ્ય હતા એમની સાહિત્યપ્રવૃત્તિ વિપુલ તેમજ વિસ્તૃત છે અને કવિ તેમજ પંડિત તરીકે તેમણે વિવિધ ક્ષેત્રોમાં લેખનકાર્ય કર્યું છે ગુજરાત શ્વેતાંબર જૈનોના કેન્દ્ર તરીકે સદીઓ સુધી ચાલુ રહ્યું તથા બારમી અને તેરમી સદીમાં અહીં જૈન સાહિત્ય ખૂબ વિકસ્યું એનો મુખ્ય યશ હેમચન્દ્રને ઘટે છે તેઓ માત્ર જૈન ગ્રન્થોના રચયિતા નહોતા, પરન્તુ તેમણે વ્યાકરણ, કોશ, અલંકાર અને છંદ જેવા સાર્વજનિક અગત્યના સાહિત્યિક વિષયો ઉપર મહત્ત્વના પાઠ્યગ્રન્થો આપ્યા આ સર્વને કારણે તેઓ 'કલિકાલસર્વજ્ઞ' તરીકે ઓળખાય છે અમદાવાદ પાસેના ધંધુકામાં ઈ સ ૧૦૮૯ માં એમનો જન્મ થયો હતો તેઓ એક વેપારીના પુત્ર હતા એમનાં માતા-મામા શ્રદ્ધાળુ જૈન હતાં અને બાલ્યવયમાં જ એમને જૈન સાધુ તરીકેની દીક્ષા અપાઈ હતી જૈન સાધુ તરીકે એમણે પોતાના જીવનનો મોટો ભાગ ગુજરાતના પાટનગર અણહિલવાડમાં ગાળ્યો હતો જ્યારે સિદ્ધરાજ જયસિંહ માળવા ઉપર વિજય કરીને પાછો આવ્યો ત્યારે અણહિલવાડના વિદ્વાનો એને અભિનંદવાને એકત્ર થયા હતા ઉજ્જયિનીની સાહિત્યસમૃદ્ધિની સ્પર્ધા કરવાની ઇચ્છાથી સિદ્ધરાજે એ સમયે હેમચન્દ્રને એક વ્યાકરણ લખવાની વિનંતિ કરી અને એ કાર્ય માટે દેશના જુદા જુદા ભાગોમાંથી હેમચન્દ્રને પૂર્વકાલીન વ્યાકરણગ્રન્થો મગાવી આપ્યા હેમચન્દ્રે પોતાનો સુપ્રસિદ્ધ વ્યાકરણગ્રન્થ લખ્યો તથા કર્તા હેમચન્દ્ર

---

૩૮ ર છો પરીખ ઉપર્યુક્ત પૃ ૧૧૨

૩૯ સમકાલીન લેખક યશશ્ચન્દ્રના સંસ્કૃત નાટક મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ માં કુમુદચન્દ્ર અને દેવસૂરિના વાદનું તથા સિદ્ધરાજ અને અન્ય સભાજનોનું સુન્દર ચિત્રણ મળે

અને આશ્રયદાતા સિદ્ધરાજ એ બન્નેનુ નામ એ સાથે જોડવા માટે એને 'સિદ્ધહેમચન્દ્ર' એવુ નામ આપ્યુ સિદ્ધરાજે એની પુષ્કળ નકલો કરાવી અને ભારતના જુદા જુદા પ્રદેશોમા મોકલી આપી એ સમયના સરસ્વતીપીઠ–કાશ્મીરમા એની વીસ નકલો મોકલવામા આવી વળી હેમચન્દ્રે બે 'દ્વ્યાશ્રય' કાવ્યો—એક સંસ્કૃત અને બીજું પ્રાકૃત–રચ્યા એમા 'સિદ્ધહૈમ' વ્યાકરણના અનુક્રમે સંસ્કૃત અને પ્રાકૃત ભાષાને લગતા સૂત્રોનો ભાષામા કઈ રીતે વિનિયોગ થાય છે એના ઉદાહરણ આપવા સાથે ચૌલુક્ય વંશનો તથા સિદ્ધરાજ અને કુમારપાળ(ઈ સ ૧૧૪૩–૧૧૭૪)નો ઇતિહાસ તેમણે આપ્યો છે સાહિત્યની એક પણ શાખા એવી નથી, જેમાં હેમચન્દ્રે પોતાનો વિશિષ્ટ ફાળો આપ્યો ન હોય હેમચન્દ્રના એક લઘુવયસ્ક સમકાલીન સોમપ્રભાચાર્યે નીચેના શ્લોકમા હેમચન્દ્રની સાહિત્યિક સિદ્ધિઓને બહુ સક્ષેપમા પણ ઔચિત્યપૂર્વક વર્ણવી છે—

> क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दो नवं द्व्याश्रया-
> लंकारौ प्रथितौ नवौ प्रकटितौ श्रीयोगशास्त्रं नवम् ।
> तर्क: सजनितो नवो जिनवरादीना चरित्रं नवं
> बद्धं येन न केन केन विधिना मोह: कृतो दूरतः ॥

અર્થાત્ જેમણે નવુ વ્યાકરણ ('સિદ્ધહૈમ') રચ્યુ, નવુ છન્દ શાસ્ત્ર ('છન્દોનુશાસન') રચ્યુ, નવા 'દ્વ્યાશ્રય' કાવ્યો અને અલંકારશાસ્ત્ર ('કાવ્યાનુશાસન') પ્રથિત કર્યા, નવુ 'યોગશાસ્ત્ર' પ્રકટ કર્યું, નવુ તર્કશાસ્ત્ર ('પ્રમાણમીમાંસા') સર્જન કર્યું તથા જિનેશ્વર આદિનુ નવું ચરિત ('ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' અને 'પરિશિષ્ટ પર્વ') રચ્યુ, તેમણે કઈ રીતે આપણુ અજ્ઞાન દૂર કર્યું નથી ? "

આ ગ્રન્થો ઉપરાત હેમચન્દ્રે 'અનેકાર્થસંગ્રહ', 'અભિધાનચિન્તામણિ,' સંસ્કૃતેતર પ્રાકૃત શબ્દોનો કોશ 'દેશીનામમાલા' એ સાહિત્યને લગતા કોશો રચ્યા છે એમના 'નિઘંટુશેષ'ના પહેલા બે વિભાગો ઔષધિ અને વનસ્પતિને લગતા છે, જ્યારે ત્રીજો વિભાગ રત્નોને લગતો છે આ સિવાય એમણે તત્ત્વજ્ઞાનગર્ભિત કેટલાક સ્તોત્રો પણ રચ્યા છે[૪૦] હેમચન્દ્ર પ્રને

૪૦ હેમચન્દ્રના જીવન અને કાર્ય માટે જુઓ, ડૉ બ્યુલર, 'લાઇફ ઑફ હેમચન્દ્રાચાર્ય,' ર છો પરીખ ઉપર્યુક્ત ભાગ ૧, તથા મધુસૂદન મોદી 'હૈમસમીક્ષા'

માત્ર ગુજરાતનું જ ઋણ નથી, પરન્તુ સમગ્ર સંસ્કૃત સાહિત્યમાંયે એમનું સ્થાન બહુ માનભર્યું છે.[૪૧]

૨૫. જયસિંહનો ઉત્તરાધિકારી કુમારપાળ ચૌલુક્ય વંશની કુલપરંપરાએ શૈવ હતો, પરન્તુ આચાર્ય હેમચન્દ્રના ગાઢ સંપર્કને કારણે તે જૈન ધર્મની અસર નીચે આવ્યો હતો અને હેમચન્દ્રને પોતાના ગુરુ ગણતો હતો. હેમચન્દ્રના ઉપદેશને પરિણામે કુમારપાળે પોતાના આખા રાજ્યમાં પ્રાણિવધ, માંસભક્ષણ, સુરાપાન, દ્યૂત આદિ ઉપર પ્રતિબંધ મૂક્યો હતો. કુમારપાળે ઘણાં જૈન મન્દિરો બંધાવ્યાં હતાં તેમજ સાહિત્ય–પ્રવૃત્તિને સારો આશ્રય આપ્યો હતો. હેમચન્દ્રનું પ્રાકૃત 'દ્વયાશ્રય' કાવ્ય જે 'કુમારપાલચરિત' તરીકે ઓળખાય છે તથા જેમાં 'સિદ્ધહેમ' વ્યાકરણના આઠમા અધ્યાયમાં આવતા પ્રાકૃત વ્યાકરણના નિયમોનાં ઉદાહરણ અપાયાં છે, તે કુમારપાળની એક શ્રદ્ધાળુ શ્રાવક તરીકેની જીવનચર્યા વર્ણવે છે. સિદ્ધરાજ અને કુમારપાળ એ બન્નેના રાજ્યકાળમાં માત્ર હેમચન્દ્ર અને તેમના શિષ્યમંડળે જ નહિ, પણ સંખ્યાબંધ જૈન તેમજ જૈનેતર કવિઓ તથા વિદ્વાનોએ ગ્રન્થો રચ્યા છે. ગુજરાતની સાહિત્યપ્રવૃત્તિનો એ સુવર્ણકાળ છે.

૨૬. હેમચન્દ્રનું શિક્ષણકાર્ય એમના સાહિત્યકાર્ય કરતાં કંઈ ઓછું સફળ નહોતું. સંસ્કૃત સાહિત્યની વિવિધ શાખાઓ ઉપર એમના શિષ્યોએ ગ્રન્થો રચ્યા છે.[૪૨] ગણનાપાત્ર નાટકકાર, નાટ્યશાસ્ત્ર ઉપરના એક ગ્રન્થ 'નાટ્યદર્પણ'ના કર્તા તથા વિશિષ્ટ સ્વાતંત્ર્યપ્રેમી[૪૩] રામચન્દ્ર એ શિષ્યોમાં મુખ્ય હતા. એમના બીજા એક શિષ્ય ગુણચન્દ્ર હતા, જેમણે 'નાટ્યદર્પણ'ની રચનામાં રામચન્દ્રને સહકાર આપ્યો હતો. 'મુદ્રારાક્ષસ'ના કર્તા વિશાખદત્તના લુપ્ત ઐતિહાસિક નાટક 'દેવીચન્દ્રગુપ્ત'માંથી 'નાટ્યદર્પણ' સંખ્યાબંધ અવતરણો આપે છે અને એને પરિણામે ગુપ્તવંશના ઇતિહાસ ઉપર નવો જ પ્રકાશ પડે છે. ગુપ્તસમ્રાટ સમુદ્રગુપ્તના અવસાન પછી એનો નાનો પુત્ર ચંદ્રગુપ્ત બીજો ગાદીએ આવ્યો ત્યાર પહેલાં સમુદ્રગુપ્તનો મોટો પુત્ર રામગુપ્ત રાજા થયો હતો, તેણે શત્રુરાજા સાથે સંધિની શરત તરીકે પોતાની રાણી ધ્રુવદેવીને એ રાજાની છાવણીમાં મોકલવાનું કબૂલ્યું હતું, પણ

૪૧. બ્યૂહ્લરના ગ્રન્થના અંગ્રેજી અનુવાદની ડૉ. વિન્ટરનિત્સે લખેલી પ્રસ્તાવના

૪૨. ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૨૫-૪૯ ('હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ' એ લેખ)

૪૩. એ જ, પૃ. ૩૫-૩૮

ચંદ્રગુપ્તે આ આખી યોજના નિષ્ફળ બનાવી હતી અને રામગુપ્તનો વધ કરી અથવા કરાવીને તે ગાદીએ આવ્યો હતો અને ધ્રુવદેવી સાથે લગ્ન કર્યું હતું. આ ઐતિહાસિક હકીકત એ અવતરણોમાંથી જાણવા મળે છે. ઉપલબ્ધ અને અનુપલબ્ધ સંખ્યાબંધ સંસ્કૃત નાટકોમાંથી 'નાટ્યદર્પણ'માં અવતરણ અપાયાં છે, જેમાં રામચન્દ્રનાં પોતાનાં નાટકો પણ છે. ધનંજયનું 'દશરૂપક' (ઈસવી સનની દસમી સદી) રામચન્દ્રને જાણીતું હશે, પણ તેણે 'નાટ્યદર્પણ'ની રચના મૌલિક દૃષ્ટિએ કરવાનો પ્રયત્ન કર્યો છે. નાટકના પ્રકારો, એના સ્વરૂપ તથા રસ પરત્વે આ ગ્રન્થમાં કેટલીક એવી પરંપરાઓ સચવાઈ છે કે જે ભરતથી સ્પષ્ટ રીતે ભિન્ન જણાય છે. ગુજરાતમાં રચાયેલાં આશરે બે ડઝન સંસ્કૃત નાટકોમાંથી અગિયાર નાટકો રામચન્દ્રે રચેલાં છે સંસ્કૃત નાટકના ઓછામાં ઓછા ચાર પ્રકારો—નાટક, પ્રકરણ, નાટિકા અને વ્યાયોગ—આપણને રામચન્દ્ર પાસેથી મળે છે.

૨૭. હેમચન્દ્રના બીજા શિષ્યોમાં–એમના 'અનેકાર્થકોશ' ઉપર ટીકા લખનાર મહેન્દ્રસૂરિ, સપાદલક્ષ અથવા શાકંભરીના (રાજપૂતાનામાં આવેલા સાંભરના) રાજા અર્ણોરાજ ઉપર કુમારપાળનો વિજય તથા અર્ણોરાજની પુત્રી જલ્હણાદેવી સાથે કુમારપાળનું લગ્ન વર્ણવતા સંસ્કૃત નાટક 'ચંદ્રલેખાવિજયપ્રકરણ'ના કર્તા દેવચન્દ્ર, કુમારપાળે પાટણમાં બંધાવેલા જૈન પ્રાસાદ કુમારવિહારનું કાવ્યમય વર્ણન કરતા રામચન્દ્રકૃત પ્રશસ્તિકાવ્ય 'કુમારવિહારશતક' ઉપર વિદ્વત્તાપૂર્ણ ટીકા લખનાર વર્ધમાનગણિ, હેમચન્દ્રના 'યોગશાસ્ત્ર'માંની કેટલીક વ્યાકરણવિષયક સ્ખલનાઓ પ્રત્યે ધ્યાન દોરનાર ઉદયચન્દ્ર, 'પ્રભાવકચરિત' (૨૨–૭૩૯) અને 'કુમારપાલપ્રબન્ધ' (પૃ. ૧૮૮)માં જેમનો ઉલ્લેખ આવે છે તે યશચન્દ્ર, તથા છેલ્લે કુમારપાળ પછી ગાદીએ આવનાર જૈનદ્વેષી રાજા અજયપાળને હાથે થયેલા રામચન્દ્રના મૃત્યુમાં નિમિત્ત બનનાર બાલચન્દ્ર[૪૪] એટલાં નામો મળે છે. અનુશ્રુતિ પ્રમાણે હેમચન્દ્રનો શિષ્યસમુદાય ઘણો મોટો હતો,[૪૫] અને ઉપર જેમનાં નામ નોંધ્યાં છે એ સિવાય બીજા સંખ્યાબંધ શિષ્યો એમને હોય એ તદ્દન સંભવ્ય છે.

૨૮. હેમચન્દ્રના નોંધપાત્ર સમકાલીનોમાં સિદ્ધરાજના પ્રજ્ઞાચક્ષુ રાજકવિ શ્રીપાલનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. શ્રીપાલ પ્રાગ્વાટ નાતિનો હતો.

૪૪. મો, પૃ. ૯૮; પ્રુમસં, પૃ. ૪૬, પ્રચિ, પૃ. ૭૭

૪૫. બ્યુલર, ઉપર્યુક્ત, પૃ. ૧૦.

સિદ્ધરાજે બધાવેલા સુપ્રસિદ્ધ સહસ્રલિંગ તળાવનુ સંસ્કૃત પ્રશસ્તિકાવ્ય તેણે રચેલુ હતુ એ કાવ્ય આરસની એક પટ્ટિકામા કોતરીને સહસ્રલિંગને કિનારે સિદ્ધરાજે બંધાવેલા કીર્તિસ્તભમા મૂકવામા આવ્યુ હતુ એ પટ્ટિકાનો એક નાનો ટુકડો પાટણમા એક મ દિરની ભીંતમા ચણાયેલો મળ્યો છે[૪૬] સિદ્ધપુરના રુદ્રમહાલયનો સિદ્ધરાજે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો એની પ્રશસ્તિ પણ શ્રીપાલે રચી હતી એમ કહેવાય છે[૪૭] કુમારપાળના રાજ્યકાળમા, ઈ સ ૧૧૫૦ મા બધાવેલી વડનગરના કિલ્લાની પ્રશસ્તિને અ તે શ્રીપાલ પોતાને વિશે કહે છે—

एकाहनिष्पन्नमहाप्रबन्ध श्रीसिद्धराजप्रतिपन्नबन्धु ।
श्रीपालनामा कविचक्रवर्ती प्रशस्तिमेतामकरोत्प्रशस्ताम् ॥[૪૮]

આમા જેની વાત કરવામા આવી છે એ 'મહાપ્રબન્ધ' એ 'પ્રભાવક ચરિત'મા નિર્દિષ્ટ 'વૈરોચનવિજય' હશે,[૪૯] એવુ અનુમાન થાય છે વડનગરપ્રશસ્તિના ઉપર ટાકેલા શ્લોકમા કહ્યુ છે તેમ શ્રીપાલ એ સિદ્ધરાજનો ગાઢ મિત્ર હતો તથા એના દરબારમાના કવિમડળમા મુખ્ય હતો અણહિલવાડના દરબારમા આવેલા ભાગવત સપ્રદાયના આચાર્ય દેવબોધ તથા અન્ય પ ડિતો સાથેના એના સ્પર્ધા અને સ પર્ક વિશેની ઘણી માહિતી પ્રબન્ધોમાથી મળે છે[૫૦] સમકાલીન કવિઓમાના કેટલાક પોતાની રચનાઓ સુધરાવવા માટે શ્રીપાલ પાસે આવતા એવી હકીકત પણ પ્રાપ્ત થાય છે[૫૧]

૨૯. શ્રીપાલનો પુત્ર સિદ્ધપાલ એક સારો કવિ હતો સોમપ્રભાચાર્યે પોતાનો પ્રાકૃત ગ્રન્થ 'કુમારપાલપ્રતિબોધ' ઈ સ ૧૧૮૫ મા સિદ્ધપાલના ઉપાશ્રયમા રહીને રચ્યો હતો સિદ્ધપાલનો પુત્ર વિજયપાલ પણ નાટકકાર હતો અને એણે રચેલુ 'દ્રૌપદીસ્વયવર' નાટક અણહિલવાડમા મૂળરાજે બ વા

૪૬ સાતમી અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદનો અહેવાલ પૃ ૬૪૯-૬૫૨ આ વિશે શ્રી રામલાલ મોદીનો અગ્રેજી લેખ આ લેખ ગુજરાતીમા 'સ્વ રા ચુ મોદી લેખસગ્રહ' મા છપાયો છે

૪૭ જૈસાઇ પૃ ૨૩૫ ૩૬

૪૮ પ્રાચીન લેખમાળા ભાગ ૧ ન ૪૫

૪૯ પ્રચ પૃ ૭૭ પૃ ૩

૫૦ ર છો પરીખ ઉપર્યુક્ત પૃ ૨૫૫ અને આગળ

૫૧ જૈસાઇ, પૃ ૨૩૫-૩૬

વેલા ત્રિપુરુષપ્રાસાદમા ભીમદેવ બીજાની આજ્ઞાથી ભજવાયુ હતુ[૫૨] આમ સતત ત્રણ પેઢી સુધી કવિત્વપરંપરા ચાલુ રહી હોય એવા ઉદાહરણ સાહિત્યના ઇતિહાસમા બહુ વિરલ છે

૩૦. આ સમયના નોધપાત્ર લેખકોમા સાહિત્યશાસ્ત્રના ગ્રન્થ 'વાગ્ભટાલંકાર'નો કર્તા વાગ્ભટ છે મ ત્રી ઉદયનના પુત્ર વાગ્ભટ સાથે તથા નેમિકુમારનો પુત્ર વાગ્ભટ જેણે 'કાવ્યાનુશાસન' નામે અલ કાર ગ્રન્થ રચ્યો છે અને આ પછીના સમયમા થઈ ગયો છે એની સાથે આ વાગ્ભટનો કેટલીક વાર ગોટાળો કરવામા આવે છે એ બરાબર નથી આ વાગ્ભટના પિતાનુ નામ સોમ હતુ 'વાગ્ભટાલ કાર'ના મ ગલાચરણ ઉપરથી જણાય છે તે પ્રમાણે એ જૈનધર્મી હતો અધ્યા રસિકલાલ છો પરીખે યોગ્ય અનુમાન કર્યું છે તેમ આ કૃતિ જયસિંહના માલવવિજય (ઈ સ ૧૨૩૬) તથા એના મૃત્યુ (ઈ સ ૧૧૪૩) વચ્ચેના કાળમા રચાઈ હશે, કેમકે માલવવિજયનો એ ઉલ્લેખ કરે છે, પણ એમા એકેય શ્લોક કુમારપાળની પ્રશ સાનો નથી[૫૩]

૩૧. એ સમયના બીજા બે ગણનાપાત્ર સંસ્કૃત નાટકો તે પ્રહ્લાદન દેવનુ 'પાર્થપરાક્રમ વ્યાયોગ (ઈ સ ૧૧૭૦ આસપાસ) તથા યશપાલનું 'મોહરાજપરાજય' (ઈ સ ૧૧૭૪ અને ૧૧૭૭ ની વચમા) છે પ્રહ્લાદનદેવ એ ચંદ્રાવતીના રાજા અને કુમારપાળના માંડલિક પરમાર ધારાવર્ષનો નાનો ભાઈ હતો પ્રસ્તાવનામા ઉલ્લેખ છે તે પ્રમાણે, એનો 'પાર્થ પરાક્રમ વ્યાયોગ' આબુ ઉપર પરમારોના કુલદેવ અચલેશ્વરના પવિત્રારોપણ પર્વમા ભજવાયો હતો વીર રસનુ નિરૂપણ કરવાનો એનો દાવો છે નાટકનુ વસ્તુ પ્રસિદ્ધ છે અને તે 'મહાભારત'ના 'વિરાટ પર્વ'માથી લેવામા આવ્યુ છે વિરાટ રાજાની ગાયો કૌરવો હરી જાય છે ત્યારે ગુપ્તવાસમા રહેલા પાડવોમાથી અર્જુન એમને હરાવીને ગાયો પાછી વાળે છે કર્તા પ્રહ્લાદનદેવની વીરતા અને ઉદારતાની પ્રશસા વસ્તુપાળના મિત્ર સોમેશ્વરે પોતાના 'કીર્તિકૌમુદી' કાવ્યના આરંભમા કરેલી છે અહીં એ પોતાની કવિતા માટે પ્રસાદ ગુણનો દાવો કરે છે અને એ વાજબી છે નાટ્યશાસ્ત્રની દૃષ્ટિએ આ વ્યાયોગ કંઈક ધ્યાન ખેચે એવો છે, કેમકે એમા નાન્દી પછી તુરત જ સ્થાપક આવે છે અને બે શ્લોકો બોલે છે, એ પછી તુરત

૫૨ એ જ સામ્સ્રેદ ઉપર્યુક્ત, પૃ ૬૦
૫૩ ર. છો પરીખ ઉપર્યુક્ત, પૃ ૨૧૨

જ એક નટ રંગભૂમિ ઉપર આવીને એને સંબોધે છે, પણ એનો ઉત્તર સૂત્રધાર આપે છે ! સ્પષ્ટ છે કે કર્તાના મત મુજબ અથવા પછીના કાળની શાસ્ત્રપરંપરા મુજબ સ્થાપક અને સૂત્રધાર એ બે શબ્દો એકાર્થક ગણાતા હશે. વળી છેવટનું ભરતવાક્ય નાયક અર્જુનના મુખમાં મુકાયું નથી, પણ નાટકને અંતે અપ્સરાઓ સાથે વિમાનમાં બેસીને આવતા વાસવના મુખમાં મુકાયું છે.[૫૪] પ્રહ્લાદને બીજી કેટલીક કૃતિઓ રચી હતી એમ સુભાષિતસંગ્રહોમાં જળવાઈ રહેલા એના કેટલાક શ્લોકો ઉપરથી જણાય છે. રામચન્દ્રની પછી વ્યાયોગનો નાટ્યપ્રકાર અજમાવનાર એ પહેલો ગુજરાતી નાટ્યકાર છે. ઉત્તર ગુજરાતનું પ્રહ્લાદનપુર અથવા પાલનપુર શહેર તેણે વસાવ્યું હતું.

૩૨. 'મોહરાજપરાજય'ની રચના કુમારપાળના ઉત્તરાધિકારી અજયપાળના જૈન મંત્રી યશઃપાલે કરેલી છે. આ નાટક અજયપાળના રાજ્યકાળ (ઈ. સ. ૧૧૭૪–૭૭) દરમ્યાન રચાયું હતું, અને થારાપદ્રમાં (બનાસકાંઠા જિલ્લામાં આવેલા અત્યારના થરાદમાં) રાજા કુમારપાળે બંધાવેલા મન્દિર કુમારવિહારમાં મહાવીરસ્વામીની મૂર્તિના યાત્રામહોત્સવપ્રસંગે ભજવાયું હતું. કર્તા યશઃપાલ એ સમયે થારાપદ્રનો હાકેમ હોય અથવા ત્યાંનો કેવળ નિવાસી હોય એમ બને. પ્રમાણમાં જૂના સમયમાં રચાયેલી જૈન રૂપકગ્રન્થિ (Allegory)નુ આ નાટક ઉદાહરણ છે. કુમારપાળના જૈનધર્મ-સ્વીકારનું, તથા આચાર્ય હેમચન્દ્રના પ્રયત્નોને પરિણામે તેણે જાહેર કરેલી અમારી ઘોષણાનુ અને મૃત્યુ પામેલા નાવારસ માણસોનુ ધન રાજ્ય કબજે લઈ લે એ જૂની રૂઢિ(રુદતીવિત્ત)ના તેણે કરેલા ત્યાગનુ વર્ણન એમાં છે. નાટકના શીર્ષકનો શબ્દાર્થ થાય છે 'મોહ અથવા અજ્ઞાન ઉપર વિજય,' અને રાજા, હેમચન્દ્ર અને વિદૂષક સિવાયના એમાંનાં બધાં પાત્રો જુદા જુદા ગુણાગુણનાં પ્રતીકો છે.[૫૫] રૂપક તરીકે પણ એ કંઈ ઊતરતી કોટિનુ નથી. સાદા સંસ્કૃતમાં એ રચાયેલું છે અને મધ્યકાળના સંસ્કૃત નાટકોમાં સામાન્ય એવી શૈલીની કૃત્રિમતાઓથી મુક્ત છે. કુમારપાળના રાજ્યકાળની સામાજિક સ્થિતિ ઉપર તે પ્રકાશ પાડે છે, અને શિલાલેખો તથા ગુજરાતના ઇતિહાસનાં અન્ય સાધનોમાંથી જે માહિતી મળે છે એને અનુમોદન આપે છે. દ્યૂતના જુદા જુદા પ્રકારો અને પ્રાણિહિંસાને વિહિત ગણનારા સંપ્રદાયો

૫૪. કીથ, સંસ્કૃત ડ્રામા, પૃ. ૨૬૫

૫૫. એ જ, પૃ. ૨૫૩–૫૪

વિશે એમાંથી ઘણી મહત્ત્વની માહિતી મળે છે આ નાટકમાંના પ્રાકૃતો ઉપર હેમચન્દ્રના 'પ્રાકૃત વ્યાકરણ'ની ઊંડી અસર છે[૫૬] આ રૂપકગ્રન્થિને એ પ્રકારના એક પૂર્વકાલીન નાટક, કૃષ્ણમિશ્રકૃત 'પ્રબોધચન્દ્રોદય' (૧૧ મા સૈકો) સાથે સરખાવી શકાય 'પ્રબોધચન્દ્રોદય'ની કેટલીક અસર આ નાટક ઉપર હોય એમ જણાય છે

૩૩. જૈન આગમ ગ્રન્થોના એક મહાન સંસ્કૃત ટીકાકાર આચાર્ય મલયગિરિ પણ આ સમયમાં થઈ ગયા કેટલાક મહત્ત્વના આગમો ઉપર ટીકાઓ લખવા ઉપરાંત કેટલાક આગમેતર ગ્રન્થો ઉપર પણ તેમણે ટીકાઓ રચેલી છે, અને 'મુષ્ટિ વ્યાકરણ' (મૂઠીમાં સમાય એવું–સંક્ષિપ્ત વ્યાકરણ) નામે એક વ્યાકરણ પણ લખ્યું છે મલયગિરિએ પોતાની કૃતિઓમાં પોતાને વિશે કશી માહિતી આપી નથી, એટલું જ નહિ, પણ કોઈ કૃતિનું રચના વર્ષ પણ એમણે આપ્યું નથી પરન્તુ એમાંની કેટલીકમાં 'કુમારપાળના રાજ્ય'નો ઉલ્લેખ એમણે કર્યો છે તથા अरुणत् कुमारपालोऽरातीन् એ ઉદાહરણ વ્યાકરણમાં આપ્યું છે[૫૭] આ ઉપરથી સ્પષ્ટ છે કે મલયગિરિ કુમારપાળના રાજ્યકાળમાં અથવા એ અરસામાં વિદ્યમાન હોવા જોઈએ એમની ટીકાઓમાં અસાધારણ વિદ્વત્તા અને સરળતાનો સુમેળ થયેલો છે અને એથી અભ્યાસીઓ તથા વિદ્યાર્થીઓ માટે એ ઘણી અગત્યની છે જૈન આગમના સંસ્કૃત ટીકાકારોમાં હરિભદ્રસૂરિ, શીલાંકદેવ, અભયદેવસૂરિ અને મલયગિરિ એ સૌથી મુખ્ય છે એમાં સમયદૃષ્ટિએ મલયગિરિ સૌથી છેલ્લા છે મૂળ આગમો મગધમાં રચાયેલા હોવા છતાં એનું છેવટનું સંકલન ગુજરાતમાં થયું હતું તથા એ ઉપરની સર્વ ટીકાઓ પ્રાચીન ગુર્જર દેશમાં રચાયેલ છે એ વસ્તુ જૈન સાહિત્યના ઇતિહાસમાં નોંધપાત્ર છે

૩૪. કુમારપાળ અને એના અનુગામીઓનો સમય છોડીને ઈસવી સનના બારમા શતકના અંતમાં આવતા સમસ્ત ભારતીય કથાસાહિત્યના અભ્યાસ માટે ઘણો મહત્ત્વનો એક ગ્રન્થ મળે છે આ ગ્રન્થ તે પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન' એની રચના સં ૧૨૫૫ (ઈ સ ૧૧૯૮)માં થયેલી છે, જ્યારે વસ્તુપાળ અને તેજપાળ પ્રાય કિશોરાવસ્થામાં હશે પશ્ચિમ ભારતની 'પંચતંત્ર' જે મૂળ 'પંચતંત્ર'ની સૌથી પ્રસિદ્ધ પાઠપરંપરા છે તથા

૫૬ એજ, પૃ ૨૫૫ ૫૬

૫૭ જૈસાઇ પૃ ૨૭૩ ૭૪ આમાં ક્રિયાપદ અદ્યતન ભૂતમાં છે તેથી લેખક નજીકના સમયમાં બનેલા બનાવોના નિર્દેશ કરે છે એમ મનાય છે

સંસ્કૃતગ્રંથોમાં જે 'સરલ વાચના' (Textus Simplicior) તરીકે જાણીતી છે એની આ 'પંચાખ્યાન' એ 'અલંકૃત વાચના' (Textus Ornatior) છે એના ઉપર 'પંચતંત્ર'ની કાશ્મીરી પાઠપરંપરા 'તંત્રાખ્યાયિકા'ની સ્પષ્ટ અસર છે તથા તે ઉપરાંત અજાણ્યા મૂળની–ઘણુ કરીને લોકસાહિત્યમાંથી લેવાયેલી કેટલીક વાર્તાઓ પણ એમાં છે પણ આ કૃતિનું ખરું મહત્ત્વ તો એ વસ્તુમાં રહેલું છે કે કર્તાએ બહુ સંભાળપૂર્વક આખીયે 'સરલ વાચના'નું સંશોધન કરેલું છે, કેમકે એના સમય સુધીમાં એ ખૂબ અશુદ્ધ બની ચૂકી હતી આ સંશોધનનું કાર્ય પૂર્ણભદ્રે એક સોમમંત્રીની સૂચનાથી હાથ ધર્યું હતું[૫૮] આ સોમમંત્રી કોણ એનો નિર્ણય હજી બરાબર થઈ શક્યો નથી ગ્રન્થપ્રશસ્તિમાં ઉલ્લેખ છે તે પ્રમાણે, 'મૂળ ગ્રન્થના પ્રત્યેક શબ્દનું પૂર્ણભદ્રે શોધન કર્યું હતું,[૫૯] અને પરિણામે કૃતિનું એનું 'પ્રત્યન્તર' તૈયાર કર્યું, જે બીજે ક્યાંય નથી[૬૦] આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે આ કંઈ અર્વાચીન પદ્ધતિનું ગ્રન્થસંપાદન નથી, તોપણ એટલું તો સ્પષ્ટ છે કે પૂર્ણભદ્રે સંખ્યાબંધ હસ્તપ્રતો એકત્ર કરી હોવી જોઈએ અને 'સાદી વાચના'ની લોકપ્રિયતાને કારણે એમાં જે પાઠભ્રષ્ટતાઓ દાખલ થઈ હતી તે પોતાની રીતે સુધારેલી હોવી જોઈએ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં કેટલેય સ્થળે પૂર્ણભદ્ર–સંમત પાઠ સ્વીકારવાથી જ આપણે શુદ્ધ વાચના અને તર્કશુદ્ધ અર્થ આજે પણ મેળવી શકીએ છીએ એ જ એના શ્રમની સફળતાનો પુરાવો છે[૬૧]

૩૫. ગુર્જરદેશની કેટલીક વિશિષ્ટ સાહિત્યિક વ્યક્તિઓ અને કૃતિઓનો આ સંક્ષિપ્ત વૃત્તાન્ત છે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં તથા એ સાથે આ પ્રાન્તમાં પ્રચલિત રહેલી એની ઉત્તરકાલીન અપભ્રંશમાં–પ્રાચીન ગુજરાતીમાં સેંકડો ગ્રન્થો મૂળરાજ સોલંકીના સમયથી માંડી ગુજરાતના

---

૫૮ શ્રીસોમમન્ત્રિવચનૈ। વિશીર્ણવર્ણક્રમં ગોફ । શાસ્ત્રમિદં ખલુ પંચતંત્રમ્ ।
શ્રીપૂર્ણભદ્રગુરુણા ગુરુણાદરેણ સંશોધિતં નૃપતિનીતિવિવેચનાય ॥

૫૯ પ્રત્યક્ષરં પ્રતિપદં પ્રતિવાક્યં પ્રતિકથં પ્રતિશ્લોકમ્ ।
શ્રીપૂર્ણભદ્રસૂરિર્વિશોધયામાસ શાસ્ત્રમિદમ્ ॥

૬૦ કૃત્વા તરં ન પુરાણમમુના ક્રમેણ કુત્રાપિ સ્થિતં જગત્યપિ નિશ્ચયો મે ।
કિંત્વાગમપ્રતિપદાક્ષરશોધનાર્થે ગ્રન્થો મયા મતિજડેન જગામ વૃદ્ધિમ્ ॥

૬૧ જુઓ ડૉ. જ. સાંડેસરા, પંચતંત્ર (ગુજરાતી અનુવાદ) પૃ. ૧૧-૧૨
ટિ ૨૫૨ ૫૦ ટિ ૩૨૭ ટિ ૩૩૦ ટિ ૩૫૭ ટિ ૩૬૦ ટિ ૬ વગેરે

સમય પાટણમાં રહ્યો હતો તેણે રચેલી ‘કર્ણસુન્દરી નાટિકા’ મંત્રી સંપત્કર અથવા શાન્તુ મહેતાની આજ્ઞાથી પાટણમાં આદિનાથના મન્દિરમાં ભજવાઈ હતી આચાર્ય નેમચન્દ્રના એક શિષ્ય દેવચન્દ્રકૃત (જુઓ ઉપર પેજ ૨૭) ‘ચન્દ્રલેખાવિજય પ્રકરણ’ પાટણમાં કુમારવિહારમાં કુમારપાળની સભાના પરિતોષ અર્થે ભજવાયું હતું પ્રહ્‌લાદનકૃત ‘પાર્થપરાક્રમવ્યાયોગ’ અને યશઃપાલકૃત ‘મોહરાજપરાજય’ના અભિનયપ્રયોગ વિશે અગાઉ નિર્દેશ કર્યો છે (પેજ ૩૧–૩૨) સિદ્ધરાજના રાજકવિ શ્રીપાલનો પૌત્ર વિજયપાલ તે નિશ્ચિતપણે વસ્તુપાળનો સમકાલીન હતો અને ઈસવી સનના તેરમા શતકના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતો તેણે રચેલું ‘દ્રૌપદી સ્વયંવર’ નાટક પાટણમાં ત્રિપુરુષપ્રાસાદમાં વસન્તોત્સવપ્રસંગે ભીમદેવ બીજાની આજ્ઞાથી ભજવાયું હતું રામભદ્રકૃત ‘પ્રબુદ્ધરૌહિણેય’ નાટક જેમાં ભગવાન મહાવીરના સમકાલીન એક ચોર રૌહિણેયને થયેલી ધર્મપ્રાપ્તિની કથાનું નિરૂપણ કરેલું છે, ઈ. સ. ૧૨૦૦ના અરસામાં જાલોરમાં યશોવીર અને અજયપાળ નામના બે વણિક બંધુઓની સૂચનાથી તેમણે જ બંધાવેલા એક મન્દિરમાં ભજવાયું હતું[૬૭] મહામાત્ય વસ્તુપાળ અને એના કુટુમ્બીજનોની આજ્ઞાથી ભજવાયેલાં નાટકોની સમાલોચના આપણે હવે પછી કરીશું, પરન્તુ ઉપર આપેલાં ઉદાહરણો ગુજરાતની એ સમયની સાંસ્કૃતિક સ્થિતિ ઉપર કેટલોક જરૂરી પ્રકાશ પાડે છે ગુજરાત એ ભારતનો કદાચ એક માત્ર એવો પ્રાન્ત હશે, જ્યાં પ્રાગ્વાટ, શ્રીમાળી આદિ વણિક જ્ઞાતિઓની વ્યક્તિઓ પણ વિદ્વાન હતી (જુઓ પ્રકરણ ૪, છેલ્લું ટિપ્પણ) કાવ્ય નાટકાદિ પ્રકારના સંસ્કૃત પ્રાકૃત ગ્રન્થો જ નહિ, પણ કાવ્યશાસ્ત્ર અને વિમર્શિની જેવા શાસ્ત્રીય વિષયોના ગ્રન્થો પણ તેમણે રચેલા છે એમાંના કેટલાક પોતાના ગુરુઓ અને ઉપદેશકોને પોતાની જ્ઞાનવૃદ્ધિ માટે જુદા જુદા વિષયો ઉપર ગ્રન્થો રચવાની

---

૬૭ ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત પૃ ૬૦ અને આગળ ગુજરાતમાં મુસ્લિમ રાજ્ય થયા પછી અને અમદાવાદમાં ગુજરાતની સ્વતંત્ર મુસ્લિમ સલ્તનત સ્થપાયા પછી પણ સંસ્કૃત નાટકો ભજવવાની પરંપરા ગુજરાતના થોડાક હિન્દુ રાજ્યોમાં ચાલુ રહી હતી. ઈ. સ. ૧૪૪૯ના અરસામાં આપણને ગંગાધરનું ‘ગંગાદાસપ્રતાપવિલાસ’ નામનું નવ અંકનું નાટક મળે છે આ ગંગાધર એ ચાંપાનેરના રાજા ગંગાદાસનો આશ્રિત હતો અને દક્ષિણમાં વિજયનગરથી ગુજરાતમાં આવ્યો હતો એક સમકાલીન રાજકીય ઘટના ઉપર રચાયેલું આ ઐતિહાસિક નાટક છે અને અમદાવાદના સુલતાન મુહમ્મદ બીજાના ગંગાદાસની સાથે થયેલા પરાજયનું એમાં નિરૂપણ છે નાટકમાં વીર રસ મુખ્ય છે ચાંપાનેરના મહાકાલીના મન્દિરના સભામંડપમાં એ ભજવાયું હતું

વિનંતિ કરતા પણ દેખાય છે. પુસ્તકોની નકલ કરાવવી અને યોગ્ય વિદ્વાનોને દાનમાં આપવી તથા જ્ઞાનભંડારો અર્થાત્ હસ્તલિખિત પુસ્તકભંડારોની સ્થાપના કરાવવી એને પુણ્યનું કાર્ય ગણેલું છે, કેમ કે જે સાત ક્ષેત્રોમાં ધનનો વ્યય કરવાનું જૈન શાસ્ત્રોમાં કહેલું છે એમાંનું એક ક્ષેત્ર જ્ઞાન પણ છે. પરન્તુ આનો અર્થ એવો નથી કે ગુજરાતમાં સાહિત્યપ્રવૃત્તિ જૈન ધર્મના અનુયાયીઓ પૂરતી મર્યાદિત હતી. ગુજરાતનો ચૌલુક્ય રાજવંશ કુલપરંપરાએ શૈવધર્મી હતો; રાજપુરોહિત તરીકે સામાન્ય રીતે વિદ્વાન માણસ રહેતો. વસ્તુપાળનો પરમ મિત્ર અને પોતાની અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિમાં એની પાસેથી આશ્રય મેળવનાર સોમેશ્વર ચૌલુક્ય રાજાનો કુલપરંપરાગત પુરોહિત હતો. એના એક પૂર્વજ—સોમ અથવા સોમેશ્વર—ના પ્રયત્નથી દુર્લભરાજના સમય ( ઈ. સ. ૧૦૧૦–૧૦૨૨ )મા સુવિહિત જૈન સાધુઓ એ જ ધર્મના ચૈત્યવાસી સાધુઓનો કટ્ટર વિરોધ હોવા છતાં પાટણમાં પ્રવેશ મેળવી શક્યા હતા.[૬૮] રાજા વિદ્વાનોને આશ્રય આપતો અને પરિણામે એની સભામાં કવિતા વિદ્વત્તા અને તાત્ત્વિક વાદવિવાદોનું વાતાવરણ રહેતુ. આથી બ્રાહ્મણ વિદ્વાનોએ પણ સારુ સાહિત્યસર્જન કરેલું હોવું જોઈએ, કેમકે તેઓ પેઢીઓની પરંપરાથી વિદ્યાના વારસદારો હતા. પણ જૈનોએ રચેલા ગ્રન્થોની તુલનામા જૈનેતર વિદ્વાનોના ગ્રન્થો બહુ ઓછા લખાયા છે. વલભી અને શ્રીમાલની જે સાહિત્યપ્રવૃત્તિનો ઉલ્લેખ અગાઉ કર્યો છે તેની પછી દક્ષિણ ગુજરાતમાં થયેલા, 'નિરુક્ત'કાર યાસ્કના ટીકાકાર દુર્ગાચાર્ય તથા તેની પછી અને વસ્તુપાળના સમય પહેલાં ઈસવી સનની ૧૧ મી સદીના પ્રારંભમાં 'વાજસનેયી સંહિતા' અને 'પ્રાતિશાખ્ય સૂત્રો' ઉપરના વડનગરના બ્રાહ્મણ પંડિત ઉવટકૃત ભાષ્યો અને ઈ. સ. ૧૦૫૪ મા એ જ નગરના દ્યાદ્વિવેદકૃત વેદમાની પ્રાચીન ઇતિહાસકથાઓ—નીતિધર્મના ઉપદેશ અર્થે વર્ણવતી 'નીતિમંજરી' અને એ જ અરસામાં થયેલા કાયસ્થ કવિ સોઢલકૃત 'ઉદયસુન્દરી કથા' જેવી ઉપલબ્ધ રચનાઓ વિરલ ગણી શકાય એવી છે. આનુ કારણ એ છે કે જૈન ગ્રન્થો સમગ્ર જૈન સંઘની માલિકીના જ્ઞાનભંડારોમા સુરક્ષિત રહ્યા હતા, જ્યારે બીજા સંપ્રદાયોમાં ગ્રન્થોના સંગોપન માટે કોઈ ખાસ વ્યવસ્થા નહોતી. ખાસ નોંધપાત્ર તો એ છે કે રાજશેખરકૃત 'કાવ્યમીમાંસા,' ભટ્ટ જયરાશિકૃત 'તત્ત્વોપપ્લવ' અને મૂલ સંસ્કૃત 'તત્ત્વસંગ્રહ'

૬૮. 'પ્રભાવક ચરિત,' પ્રબન્ધ ૧૯

જેમાં ભારતીય સાહિત્યનાં અનેક વિરલ ગ્રન્થરત્નો ગુજરાતના જૈન જ્ઞાનભંડારોમાંથી જ જડેલાં છે. ગમે તેમ પણ આ બન્ને સંપ્રદાયો વચ્ચે ગણનાપાત્ર સહિષ્ણુતા અને પરસ્પરની બૌદ્ધિક સમજ હતી, જેનો આવિષ્કાર સાહિત્યમાં તેમજ શાસ્ત્રીય પ્રકારોની વિપુલ રચનારૂપે તથા જીવનમાં પરસ્પરના સાંસ્કારિક અને સામાજિક સહકારરૂપે વ્યક્ત થાય છે. મહામાત્ય વસ્તુપાળ અને એના સાહિત્યમંડળે આ સમયમાં પોતાનું કાર્ય કર્યું હતું.

## પ્રકરણ ૨

# અભ્યાસનાં સાધનો

૩૯. વસ્તુપાળના જીવન અને કાર્યનો વિચાર કરતા પહેલા એના અભ્યાસ માટેની ઉપલબ્ધ સાધનસામગ્રીનો અહીં ઉલ્લેખ કરી લઈએ મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસના અભ્યાસીનુ એ સદ્ભાગ્ય છે કે પોતાના વિષય માટે વિપુલ સાધન–સામગ્રી એને મળે છે વસ્તુપાળ અને એના સાહિત્યમડળ વિશેની અભ્યાસસામગ્રીને ત્રણ ભાગમા વહેચી શકાય (૧) સાહિત્યિક સાધનો, (૨) ઉત્કીર્ણ લેખો, અને (૩) સ્થાપત્ય સાહિત્યિક સાધનોને પણ બે ભાગમા વહેચી શકાય (૧) સમકાલીન, અને (૨) પછીના કાળના

### સમકાલીન સાહિત્યિક સાધનો

૪૦. અગાઉ કહેવામા આવ્યુ છે તેમ, વસ્તુપાળ એ વિદ્યાનો મહાન આશ્રયદાતા હતો અને એથી જે કવિઓ અને પડિતો તેના સંપર્કમા આવ્યા એમણે વસ્તુપાળ વિશે કરેલી અનેક સાહિત્યિક રચનાઓ સચવાઈ રહી છે, જેમા પ્રકીર્ણ સુભાષિતોથી માડી મહાકાવ્યો સુધીનો સમાવેશ થાય છે આ બધી રચનાઓ માત્ર વસ્તુપાળના પોતાના વૃત્તાન્ત માટે જ નહિ, પરન્તુ ગુજરાતના ઇતિહાસ માટે પણ ઘણી ઉપયોગી છે, કેમકે વસ્તુપાળનુ જીવન સમકાલીન ઇતિહાસ સાથે ઓતપ્રોત થયેલુ છે વળી આમાની ઘણી રચનાઓ સસ્કૃત કવિતાના પણ સુન્દર નમૂના છે વસ્તુપાળે પોતે રચેલુ 'નરનારાયણાનદ' મહાકાવ્ય જેના છેલ્લા સર્ગમા તે પોતાનો અને પોતાના કુટુબનો વૃત્તાન્ત આપે છે તે ઉપરાત આ વિષયના અભ્યાસ માટે આપણી પાસે નીચેની સમકાલીન સાહિત્યરચનાઓ છે મહાકાવ્યોમા સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી અને 'સુરથોત્સવ,' અરિસિંહકૃત 'સુકૃતસકીર્તન,' બાલચન્દ્રકૃત 'વસતવિલાસ, અને ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય' અથવા 'સઘપતિચરિત' મળે છે 'કીર્તિકૌમુદી' 'સુકૃતસકીર્તન' અને 'વસતવિલાસ એ સમકાલીન ઇતિહાસમાથી વસ્તુ લઈને રચાયેલા છે અને એમા નાયક વસ્તુપાળ છે એમાના પહેલા બે વસ્તુપાળના જીવનકાળમા જ રચાયેલા છે, જ્યારે ત્રીજુ 'વસતવિલાસ'–એના અવસાન બાદ થોડા સમયમા જ રચાયુ છે, અને એ રીતે આ ત્રણ કાવ્યોમાથી વસ્તુપાળનો પૂરો વૃત્તાન્ત મળે છે (પ્રકરણ ૬, પરિચ્છેદ ૧), જોકે સાથોસાથ એ ધ્યાનમા રાખવુ જોઇએ કે સાહિત્યશાસ્ત્રના નિયમો પ્રમાણે લખાયેલા આ

અલંકૃત મહાકાવ્યો છે અને અર્વાચીન અર્થમાં જેને 'જીવનચરિત' કહે વામાં આવે છે તે નથી 'સુરથોત્સવ'નું વસ્તુ પૌરાણિક છે, પણ એમાં પટંતરે ઇતિહાસ વણી લીધેલો હોઈ રાજા ભીમદેવ બીજાની ચડતીપડતીનો વૃત્તાન્ત આલેખાયો હોય એમ જણાય છે ( પૅરા ૭૫ ) આ ભીમદેવના રાજ્યકાળમાં વસ્તુપાળે પોતાની રાજકીય કારકિર્દીનો આરંભ કર્યો હતો ( પૅરા ૪૭ ) 'ધર્માભ્યુદય'નો ઐતિહાસિક ભાગ વસ્તુપાળે એક શ્રદ્ધાળુ શ્રાવક તરીકે કરેલી યાત્રાઓના વર્ણનમાં રોકાયેલો છે ( પૅરા ૧૬૨–૬૪ ) જયસિંહસૂરિકૃત 'હમ્મીરમદમર્દન' નાટક ( ઈ સ ૧૨૨૦ અને ૧૨૩૦ ની વચ્ચે ) વસ્તુપાળની રાજકીય અને લશ્કરી કારકિર્દી માટે અગત્યનું છે, કેમકે ગુજરાત ઉપરના એક મુસ્લિમ આક્રમણને પાછું વાળવામાં એણે વાપરેલી કુનેહનું એમાં આલેખન છે ( પૅરા ૨૦૦–૨૦૨ ) વસ્તુપાળના ગુરુ વિજયસેનસૂરિકૃત 'રેવંતગિરિરાસુ' તથા પોતાને 'પાલ્હણપુત્ર' તરીકે ઓળખાવતા કવિએ રચેલો 'આબુરાસ' એ અપભ્રંશ કાવ્યો છે 'રેવંતગિરિ રાસુ'માં વસ્તુપાળે કરેલી રેવંતગિરિ અથવા ગિરનારની યાત્રાનું વર્ણન છે, જ્યારે 'આબુરાસ'માં આબુ ઉપર તેણે બાંધેલા મન્દિરોનું વર્ણન છે ( જુઓ પ્રકરણ ૧૨ ) જિનભદ્રકૃત 'પ્રબન્ધાવલિ' ( ઈ સ ૧૨૩૪ ) નોંધપાત્ર છે, કેમકે પ્રબન્ધના સાહિત્યપ્રકારનો એ જૂનામાં જૂનો ઉપલબ્ધ નમૂનો છે ( જુઓ પ્રકરણ ૧૧ ) તથા એમાં લેખકે વસ્તુપાળના જીવનના એવા બનાવોની નોંધ કરી છે, જે ઐતિહાસિક આનુપૂર્વીના કેટલાક અગત્યના પ્રશ્નો ઉકેલવામાં સહાયભૂત થાય છે (પૅરા ૧૨૯) આ ઉપરાન્ત નરેન્દ્રપ્રભસૂરિકૃત 'વસ્તુપાલપ્રશસ્તિ' નામે બે નાના કાવ્યો ( પૅરા ૧૨૭ અને ૨૧૬ ), નરચન્દ્રસૂરિની એક 'વસ્તુપાલપ્રશસ્તિ' ( પૅરા ૨૧૫ ) તથા ઉદયપ્રભસૂરિકૃત 'વસ્તુપાલસ્તુતિ' ( પૅરા ૨૧૪ ) એ પ્રશસ્તિકાવ્યો છે અને મુખ્યત્વે વસ્તુપાળના સુકૃત્યોનું વર્ણન કરે છે આ સમકાલીન રચનાઓ ઉપરાંત બીજી સંખ્યાબંધ એવી રચનાઓ છે કે જેમાં વસ્તુપાળ કે બીજી કોઈ ઐતિહાસિક વ્યક્તિનું જીવન એ મુખ્ય વિષય નથી, પણ જેમની પ્રશસ્તિઓ કે પુષ્પિકાઓમાંથી અથવા ગ્રન્થના અંતર્ગત પ્રસંગે ઉલ્લેખોમાંથી અગત્યની માહિતી મળે છે

## પછીના કાળનાં સાહિત્યિક સાધનો

૯૨. પછીના કાળનાં સાહિત્યિક સાધનોમાં મેરુતુંગકૃત 'પ્રબન્ધ ચિન્તામણિ' ( ઈ સ ૧૩૦૫ ), રાજશેખરસૂરિકૃત 'પ્રબન્ધકોશ' ( ઈ સ ૧૩૪૯ ) તથા તેરમા સૈકામાં અને પછીના સૈકાઓમાં રચાયેલાં કેટલાક

પ્રબન્ધસંગ્રહોના સમુચ્ચયરૂપ 'પુરાતન પ્રબન્ધસંગ્રહ'—એ સૌથી મહત્ત્વના છે. જિનપ્રભસૂરિકૃત 'વિવિધતીર્થકલ્પ' (ઈ. સ. ૧૩૩૩ માં પૂરો થયો) પણ નોંધપાત્ર છે. જિનહર્ષકૃત 'વસ્તુપાલચરિત' (ઈ. સ. ૧૪૪૧) વસ્તુપાળની વિગતવાર જીવનકથા આલેખે છે, અને નાયકના અવસાન પછી લગભગ બે સૈકે રચાયું હોવા છતાં એને વિશેની કેટલીક એવી હકીકતો આપે છે જે બીજે કયાંયથી મળતી નથી. અતિશયોક્તિથી પ્રમાણમાં એ દૂર રહે છે. વસ્તુપાળનાં જીવન અને કાર્યને લગતાં, પોતાના સમયમાં ઉપલબ્ધ એવાં તમામ ઐતિહાસિક સાધનોનો જિનહર્ષે ઉપયોગ કર્યો હતો એમ જણાય છે. રત્નમન્દિરગણિકૃત 'ઉપદેશતરંગિણી' (ઈ. સ. ૧૪૬૧ આસપાસ), સુભશીલગણિકૃત 'પ્રબન્ધપંચશતી' અથવા 'કથાકોશ' (ઈ. સ. ૧૪૫૩) અને સોમધર્મકૃત 'ઉપદેશસપ્તતિ' (ઈ. સ. ૧૪૪૭) એ પંદરમા સૈકાની પ્રબન્ધાત્મક રચનાઓ છે.[૧] એ બધી—ખાસ કરીને પહેલીમાં વસ્તુપાળના જીવનના સાંસ્કૃતિક અંગ વિશે તથા કેટલાક કવિઓ સાથેના એક આશ્રયદાતા તરીકેના એના સંપર્ક વિશે ઘણી જાણવા જેવી માહિતી મળે છે. કેટલાક જૈન કવિઓએ જૂની ગુજરાતીમાં 'વસ્તુપાલ રાસ' અથવા 'વસ્તુપાલ-તેજપાલ રાસ' નામથી ઓળખાતાં કાવ્યો રચ્યાં છે, અને એમાંથી હીરાનંદ (ઈ. સ. ૧૪૨૮), લક્ષ્મીસાગર (ઈ. સ. ૧૪૫૨ પછી), પાર્શ્વચન્દ્ર (ઈ. સ. ૧૫૪૧), સમયસુન્દર (ઈ. સ. ૧૬૨૬) તથા મેરુવિજયે (ઈ. સ. ૧૬૬૫) રચેલા રાસાઓ ઉપલબ્ધ છે. વસ્તુપાળના સમય પછી ઘણે કાળે તથા પરંપરાગત કાવ્યપદ્ધતિએ આ રાસાઓ રચાયેલા છે, તોપણ એમાંના કેટલાક નાયકના જીવન વિશે એવી સૂચક ઐતિહાસિક સામગ્રી રજૂ કરે છે જે સમકાલીન લેખકો એક અથવા બીજા કારણસર આપી શક્યા નથી.

### ઉત્કીર્ણ લેખો

૪૨. ઉત્કીર્ણ સાધનોમાં વસ્તુપાળના સંખ્યાબંધ શિલાલેખો મળે છે. એમાંના કેટલાક લેખો બહુ ટૂંકા—માત્ર થોડીક પંક્તિના જ છે, જ્યારે કેટલાક લેખો પ્રમાણમાં લાંબા હોઈ સ્વતંત્ર કાવ્યો જેવા છે. આ લેખોમાંના ઘણાખરા સંશોધનનાં વિવિધ સામયિકોમાં અને 'ગુજરાતના ઐતિહાસિક લેખો' 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' તથા 'પ્રાચીન લેખમાળા' જેવા સંગ્રહોમાં છપાયેલા છે. આ લેખો મોટે ભાગે આબુ અને ગિરનાર ઉપર

૧. પ્રબન્ધના સાહિત્યપ્રકારના ઐતિહાસિક અને સાહિત્યિક મૂલ્યાંકન માટે જુઓ પ્રકરણ ૧૧.

મળે છે, તથા થોડાક ઉત્તર ગુજરાતમા તારગાના ડુગર ઉપર અને ડભોઈ, અણહિલવાડ પાટણ, કલોલ પાસે શેરીસા વગેરે સ્થળોએ જ્યા વસ્તુપાળ અને તેજપાળ મન્દિરો બધાવ્યા હતા—તથા મહેસાણા જિલ્લામા વીજાપુર પાસે નવા સગપુરમા[2] છે ઉદયપ્રભસૂરિકૃત 'સુકૃતકીર્તિકલ્લોલિની' (ઈ સ ૧૨૨૧) અને જયસિંહસૂરિકૃત 'વસ્તુપાલ–તેજપાલપ્રશસ્તિ' એ બે કાવ્યો મૂળે શિલાલેખો તરીકે કોતરાયા હતા એ શિલાઓ નાશ પામી ગઈ છે, પણ એ કાવ્યોની નકલો હસ્તપ્રતોમાથી મળી છે[3] 'સરસ્વતીસદનપ્રશસ્તિ' (ઈ સ ૧૨૭૨) તરીકે ઓળખાતા બે શિલાલેખો પ્રભાસપાટણમાથી મળ્યા છે તથા જૂનાગઢ પાસેના વથળીમાથી એક અધૂરો લેખ જડી આવ્યો છે એ વળી વસ્તુપાળના સાહિત્યમડળના એક બ્રાહ્મણ કવિ નાનાકના જીવનના અભ્યાસ માટે ઉપયોગી છે (પૅરા ૮૫–૮૯) ભારપૂર્વક કહેવાની જરૂર છે કે આ બધા શિલાલેખોને સમકાલીન સાધનો તરીકે ગણવા જોઈએ, કેમકે એમાના ઘણા વસ્તુપાળના જીવનકાળ દરમ્યાન લખાયા છે, અને જો કે સોમેશ્વરકૃત ડભોઈની 'વૈદ્યનાથપ્રશસ્તિ' (ઈ સ ૧૨૫૫) તથા પ્રભાસ પાટણની 'સરસ્વતીસદનપ્રશસ્તિ' વસ્તુપાળના અવસાન પછી લખાયેલી છે, તોપણ સમયદૃષ્ટિએ એ એટલી નિકટવર્તી છે કે એઓને સમકાલીન સાધનરૂપે ગણી શકાય

### સ્થાપત્ય

૪૩. સ્થાપત્યકૃતિઓ કળા અને સસ્કારિતાના ઇતિહાસ માટે ઉપયોગી છે વસ્તુપાળ અને તેજપાળે ગુજરાત અને સૌરાષ્ટ્રમા જુદે જુદે સ્થળે (પૅરા ૫૮–૬૦) સખ્યાબધ મન્દિરો અને અન્ય સ્થાપત્યો બંધાવ્યા હતા, પણ એમાથી માત્ર આબુ અને ગિરનાર ઉપરના મન્દિરો જ બચ્યા છે આબુ ઉપરનુ મન્દિર એ મધ્યકાલીન ભારતીય સ્થાપત્યનો અત્યુત્તમ શિલ્પ વડે અલકૃત એવો ચિરજીવી નમૂનો છે તથા એ બધાવનારની ઉચ્ચ રસિકતા અને અસાધારણ ઉદારતાની સાક્ષીરૂપ બની રહે છે

૨ નવા સગપુરનો લેખ સૌથી ઓછો જાણીતો છે વાચેલા ડુગરો આ એક ત્રૂટક શિલાલેખ છે એમા વસ્તુપાળ અને તેજપાળનો મત્રીઓ તરીકે માન પૂર્વક ઉલ્લેખ કરેલો મળે છે આ શિલાલેખ કેટલાક વર્ષ પહેલા બુદ્ધિસાગર સૂરિએ 'બૃહદ્ વીજાપુર વૃત્તાન્ત', પ્રસ્તાવના પૃ ૨૮ મા છપાવ્યો હતો ૫ બરોડા આર્કિયોલૉજિકલ રિપૉર્ટ', ૧૯૩૮–૩૯ (પૃ ૩) મા આ લેખની નોધ લેવામા આવી છે

૩ વસ્તુપાળના જે શિલાલેખો સ્વતત્ર કાવ્ય તરીકેના સ્થાનને પાત્ર છે એઓના વિવેચન માટે જુઓ પ્રકરણ ૮

## પ્રકરણ ૩

# વસ્તુપાળનો કૌટુમ્બિક વૃત્તાન્ત તથા રાજકીય કારકિર્દી

૪૪. સાહિત્ય અને કલાના એક મહાન આશ્રયદાતા તરીકે વસ્તુપાળનું કાર્ય સમજવા માટે તેના કૌટુમ્બિક વૃત્તાન્ત તથા રાજકીય કારકિર્દી ટૂંકમાં જોવા જોઈએ આ વિષયના અભ્યાસ માટેની સાધનસામગ્રી વિપુલ છે જો કે કેટલીક વાર એમાંથી પરસ્પર વિરોધી હકીકતો મળે છે વસ્તુપાળ અને તેજપાળ એ અણહિલવાડ પાટણના એક સમૃદ્ધ પ્રાગ્વાટ કુટુંબમાં જન્મ્યા હતા એમના પૂર્વજો વિશે પ્રમાણભૂત માહિતી ઉપલબ્ધ છે ઐતિહાસિક સાધનગ્રન્થોમાં વસ્તુપાળના પૂર્વજોનો વૃત્તાન્ત ચંડપ નામે પુરુષથી શરૂ થાય છે[1] વસ્તુપાળના પોતાના તથા એના મિત્ર સોમેશ્વરના કથન મુજબ, ચંડપ મંત્રી હતો[2] ઘણું કરીને તે અણહિલવાડના કોઈ ચૌલુક્ય રાજાનો મંત્રી હશે ચંડપનો પુત્ર ચંડપ્રસાદ હતો, જેનો હાથ કદી પણ મંત્રિમુદ્રાથી રહિત નહોતો[3] ચંડપને બે પુત્ર હતા—સોમ અને સૂર સોમ એ સિદ્ધરાજ જયસિંહના રત્નકોશનો અધિકારી હતો[4] એની પત્ની સીતા નામે હતી,[5] જેનાથી એને અધિરાજ કે અશ્વરાજ નામે પુત્ર થયો હતો અશ્વરાજ પણ કોઈ સ્થળે મંત્રિપદ ભોગવતો હતો[6] આભુ નામે પ્રાગ્વાટ વણિક જે દંડપતિ હતો તેની પુત્રી કુમારદેવીને અશ્વરાજ પરણ્યો હતો[7] અશ્વરાજ અને કુમારદેવી એ વસ્તુપાળના માતાપિતા હતા

### વસ્તુપાળ—એક પુનર્લગ્ન કરેલ વિધવાનો પુત્ર

૪૫ અત્યાર સુધી એક એવી અનુશ્રુતિ ચાલતી આવેલી છે, જે અનુસાર કુમારદેવીએ વિધવા થયા પછી અશ્વરાજ સાથે પુનર્લગ્ન કર્યું હતું 'પ્રબન્ધચિન્તામણિ'ના કર્તા મેરુતુંગ[8] આ અનુશ્રુતિની પહેલી વાર નોંધ

---

૧ ૨ નના ૧૬ ૭ કીકૌ ૩ ૪
૩ કીકૌ ૩ ૮
૪ એ જ ૭ ૧૪
૫ એ જ ૩ ૧૬
૬ એ જ ૩ ૧૭ અને ૨૨
૭ એ જ ૩ ૨૨ નના ૧૬ ૨૫ વળી જુઓ વચ ૧
૮ પ્રચિ પૃ ૯૮

કરેલી છે, તથા લક્ષ્મીસાગર, પાર્શ્વચન્દ્ર[9] અને મેરુવિજય[10] એ ત્રણ કવિઓએ રચેલ ‘વસ્તુપાલ રાસ’ એ નામના ત્રણ જુદા જુદા જૂની ગુજરાતીના કાવ્યો એને અનુમોદન આપે છે શ્રી ચિમનલાલ દલાલ[11] અને શ્રી મોહનલાલ દેસાઈ[12] આ અનુશ્રુતિનો અસ્વીકાર કરે છે, કેમકે વસ્તુપાળની સમકાલીન કોઈ પણ રચનામા એનો ઉલ્લેખ નથી અહીં ઐતિહાસિક પદ્ધતિનો એક રસપ્રદ પ્રશ્ન ઉપસ્થિત થાય છે સમકાલીન લખાણો સામાન્ય રીતે પછીના સમયના લખાણો કરતા વધારે આધારભૂત ગણાના છતા કેટલીક બાબતો એવી હોઈ શકે જે વિશે સમકાલીનો મૌન રાખવાનું પસંદ કરે કોઈ વિશિષ્ટ વ્યક્તિ અથવા તેના કુટુંબનું ઘસાતુ લેખાય એવી બાબત હોય ત્યારે આવુ ખાસ બને, અને એવી વ્યક્તિના જીવનનો મુખ્યત્વે પ્રશસ્તિગર્ભ વૃત્તાન્ત આપવાનો જેમનો આશય હોય એવા લેખકો આ પ્રકારના પ્રસગો વિશે મૌન રાખે એ સ્વાભાવિક છે આ કારણથી વસ્તુપાળની માતા કુમારદેવીના પુનર્લગ્નની હકીકત સમકાલીનોએ નહિ નોંધી હોય પછીના સમયના લેખકોને આ પ્રકારનો સંકોચ રાખવાનુ કશું કારણ નહોતુ આથી સમકાલીન લેખકોએ એની નોંધ કરી નથી એટલા જ માત્ર કારણસર આ અનુશ્રુતિનો અસ્વીકાર કરી શકાય નહિ મેરુતુંગ જેણે વસ્તુપાળના અવસાન પછી માત્ર સાઠેક વર્ષ બાદ પોતાનો ગ્રન્થ લખ્યો છે તથા જેનો આશય જૈન ધર્મના મહાપુરુષોની કીર્તિ વિસ્તારવાનો છે તે આ અનુશ્રુતિમા તથ્ય ન હોત તો એની વિગત ભાગ્યેજ આપત કુમારદેવીના પુનર્લગ્નનો વૃત્તાન્ત આપતા ત્રણ જૂના ગુજરાતી રાસાઓએ મેરુતુંગના લખાણની નકલ કરી નથી, પણ તેઓ અન્ય સ્વતંત્ર પરંપરાને અનુસરતા જણાય છે, જે બતાવે છે કે આ હકીકત માટે બીજા પુરાવા પણ હોવા જોઈએ[13] જૂની ગુજરાતીમા લખાયેલી જૈન આચાર્યોની ‘વીરવંશાવલિ’ નામે પટ્ટાવલિ ઉપર્યુક્ત અનુશ્રુતિને પ્રકારાન્તર ટેકો આપે

---

૯ લક્ષ્મીસાગર અને પાર્શ્વચન્દ્રકૃત રાસાઓ માટે જુઓ જૈસાસ, પુ ૩ પૃ ૧૧૨ અને આગળ

૧૧ વવિ, પ્રસ્તાવના પૃ ૧૩

૧૨ જૈસાઇ, પૃ ૩૫૧-૫૨

૧૩ લક્ષ્મીસાગર અને પાર્શ્વચન્દ્રકૃત રાસાઓમા વિધવાપુનર્લગ્ન માટે એ વસ્તુનો આધાર શોધવામા આવ્યો છે કે પ્રથમ તીર્થંકર આદિનાથે એક વિધવા સાથે લગ્ન કર્યું હતુ અને આથી એમા કહ્યુ છે કે બીજાઓ પણ એ જૂની રૂઢિને અનુસરી શકે (જૈસાસ, પુ ૩, પૃ ૧૧૩ અને ૧૧૮)

છે.[૧૪] એમાં જો તથ્ય ન હોત તો વસ્તુપાળના અવસાન પછી જૈન સાહિત્યની કૃતિઓમાં જ એની આવી વિવિધ રીતે નોંધ લેવાઈ ન હોત.

### વસ્તુપાળનાં ભાઈ-બહેનો

૪૬. અશ્વરાજ અને કુમારદેવીને અગિયાર સંતાનો હતાં, એમાં જાલ્હૂ, માઉ, સાઉ, ધનદેવી, સોહગા, વઇજુ અને પદ્મલદેવી[૧૫] એ સાત પુત્રીઓ હતી તથા લુણિગ, મલ્લદેવ, વસ્તુપાળ અને તેજપાળ એ ચાર પુત્રો હતા. આ ચાર ભાઈઓમાંથી લુણિગ નાની વયમાં મરણ પામ્યો હતો અને મલ્લદેવ યુવાવસ્થામાં જ, પૂર્ણસિંહ નામે એક પુત્ર મૂકીને, અવસાન પામ્યો હતો. વસ્તુપાળનું જન્મવર્ષ ખોળી કાઢવાનું કોઈ સાધન નથી. એના જીવન વિશેની જૂનામાં જૂની નોંધાયેલી સાલ તે સં. ૧૨૪૯ (ઈ. સ. ૧૧૯૩) છે.[૧૬] રાજકોટના વૉટસન મ્યુઝિયમમાં સચવાયેલા એક શિલાલેખમાં તે મળે છે. એ શિલાલેખમાં તે ઉત્કીર્ણ થયાનું વર્ષ આપ્યું નથી, પણ લિપિ ઉપરથી તે વસ્તુપાળના સમય કરતાં અર્વાચીન નથી. આ શિલાલેખ પ્રમાણે, વસ્તુપાળ તથા એના નાના ભાઈ તેજપાળે સં. ૧૨૪૯ ના વર્ષમાં પોતાના પિતાની સાથે શત્રુંજયની યાત્રા કરી હતી. આ એમના બાળપણની વાત હશે એમ માની શકાય. વસ્તુપાળને બે પત્નીઓ હતી—લલિતા અને સોખુ અથવા વયજલ્લદેવી. તેજપાળનુ લગ્ન અનુપમા અને સુહડદેવી સાથે થયું હતું. આ બન્ને બંધુઓને અનેક બાબતોમાં ઉપયોગી સલાહ આપનાર તરીકે તેજપાલની પત્ની અનુપમાનુ નામ પ્રસિદ્ધ છે.

### રાજકીય કારકિર્દીનો પ્રારંભ

૪૭. વસ્તુપાળ અને તેજપાળની બાલ્યાવસ્થા વિશે ઝાઝું જાણવામાં નથી. નાનપણમાં તેઓ પોતાના પિતાની સાથે સુંહાલકપુર નામે ગામમાં રહેતા હતા.[૧૭] એ ગામ ચૌલુક્યરાજ તરફથી અશ્વરાજને એની સેવાઓના બદલામાં ઇનામમાં અપાયું હતુ અશ્વરાજના અવસાન પછી બન્ને ભાઈઓ

૧૪. 'વીરવંશાવલિ' ઉમેરે છે કે ગુજરાતની વણિક જ્ઞાતિઓમાં-ખાસ કરીને પ્રાગ્વાટોમાં-વૃદ્ધશાખા અને લઘુશાખાના (અર્વાચીન 'દશા' અને 'વીશા' ના) ભેદ, ચાલુ રૂઢિનો ભંગ કરતી આ ઘટનાથી પેદા થયા હતા. જેઓ વસ્તુપાળની સાથે રહ્યા તેઓ 'લઘુશાખીય' (ઊતરતા) ગણાયા. આ વિશેની વિગતો માટે જુઓ જૈસાસં, પુ. ૧, અંક ૩ મા છપાયેલ 'વીરવંશાવલિ'ના પૃ. ૩૬-૩૭.

૧૫. પ્રાજૈલેસં, નં. ૬૪, ૬૪-૯૭ અને ૧૦૩. વળી જુઓ વચ ૧.

૧૬. વવિ, પ્રસ્તાવના, પૃ. ૧૧

૧૭. વચ, ૧

મહીતટના સમગ્ર માર્ગોમાં લવણપ્રસાદ અને વીરધવલને વસ્તુપાળ અને તેજપાળની મોટી સહાય હતી. આ બંને મંત્રીઓએ પોતાના શૌર્ય અને કાર્યકુશળતાથી નર્મદા અને સાબરમતી વચ્ચેના આખા પ્રદેશમાં વાઘેલાઓની સત્તા વિસ્તારી તથા આખાયે ગુજરાતમાં શાન્તિ અને સુવ્યવસ્થા સ્થાપીને દેશને અંધાધુંધીમાંથી બચાવ્યો.

૪૯. પ્રબન્ધો ઉપરથી જણાય છે કે વસ્તુપાળને એની નિમણૂક પછી સ્તંભતીર્થ અથવા ખંભાતનું આધિપત્ય સોંપાયું હતું અને તેજપાળને પ્રધાનમુદ્રા સુપરત થઈ હતી.[24] પોતાની પહેલાંના હાકેમોએ કરેલા અનેક અન્યાયો વસ્તુપાળે દૂર કર્યા. એના અમલમાં લોકોના નૈતિક ધોરણમાં સુધારો થયો, અને સર્વે પ્રામાણિકપણે પોતાનો ધંધો કરવા લાગ્યા. તેણે ચાંચિયાગીરી અટકાવી તથા વહાણવટી માણસોને મોકલી એઓને પકડી લાવવા વ્યવસ્થા કરી (કીર્તિ., ૪-૧૬). તેણે કડક હાથે લાંચરુશવત દબાવી દીધી અને રાજ્યવહીવટ સુવ્યવસ્થિત કર્યો. એક જૂના લાંચિયા અમલદાર પાસેથી તેણે ૨૧૦૦૦ દામનો દંડ વસૂલ કર્યો.[25] રાજ્યનું મહેસૂલ ઘણા સમયથી ચડી ગયું હતું. નીતિશાસ્ત્રમાં કહેલા ચારે ઉપાયોનો પ્રયોગ કરીને તેણે તે વસૂલ કર્યું અને રાજકોશ ભરી દીધો.[26] સ્તંભતીર્થના કેટલાક ઉચ્ચાધિકારીઓ જેઓ પોતાના કામકાજ વિશે સંતોષજનક ખુલાસો આપતા નહોતા, એમના હિસાબો તેણે તપાસ્યા અને એમને સજા કરી.[27] ખંભાતની આસપાસના ગામોના કેટલાક અન્યાયી મુખીઓને તેણે સજા કરી તથા એમની પાસેથી વસૂલ લીધેલા નાણાથી મન્દિરો બંધાવ્યાં.[28] આ પ્રમાણે રાજ્યમાં પ્રવર્તતો માત્સ્ય ન્યાય તેણે દૂર કર્યો (વસં., ૪-૪૦) અને મોટા નાના તમામ રાજ્યાધિકારીઓનું શૈથિલ્ય કડકાઈથી દાબી દીધું. વસ્તુપાળ અને તેજપાળ પોતાની રાજકીય કારકિર્દીના આરંભમાં કેવાં યુદ્ધો આ અવ્યવસ્થા દૂર કરીને લોકોમાં વિશ્વાસ પુનઃ સ્થાપિત કરવાના

રાજ્ય કરીને તે પાટણની ગાદીએ આવ્યો હતો. પાટણના છેલ્લા ચૌલુક્ય રાજા ત્રિભુવનપાલનો તેણે વધ કર્યો હોય અથવા ત્રિભુવનપાલને વારસ ન હોય તેથી તેણે રાજ્યગાદી કબજે કરી હોય (ગુ. મ. ઇ., ભા. ૨, પૃ. [illegible] ૯)

૨૪ નરો. પૃ. ૧૦૨

૨૫ વસ. ૨; પ્રબં. પૃ. ૧૦૩

૨૬ વ. ૧. ૭

૨૭ એજ. ૪

૨૮ એજ.

આશયથી તથા ભોળા ભીમદેવના નબળા રાજ્યઅમલમાં ખાલી થઈ ગયેલો ગજકોશ ભરવાના હેતુથી થયાં હોય એવો પૂરો સંભવ છે. 'વસ્તુપાલચરિત' લખે છે કે ખંભાતના એક સમૃદ્ધ મુસ્લિમ વેપારી સદીક અથવા સઇદને શાસન કરવામાં (જુઓ પૅરા ૫૯) વસ્તુપાળનો આશય પ્રજાને એ બતાવવાનો હતો કે હવે નવા રાજ્યઅમલમાં માત્સ્ય ન્યાયને કોઈ અવકાશ નહોતો.[૨૯] ટૂંકામાં, સત્તારૂઢ થયા પછી વસ્તુપાળનું પહેલું કાર્ય ગુજરાતમાં રાજકીય અને આર્થિક વ્યવસ્થા સ્થાપવાનું હતું.

### શંખ ઉપર વિજય

**૫૦.** ધોળકા અને ખંભાત આસપાસના પ્રદેશમાં વસ્તુપાળ શાન્તિ સ્થાપવામાં સફળ થયો એ અરસામાં લાટના શાસક શંખે ખંભાત બંદર લાટના રાજ્યનું છે એવો દાવો કરીને તેના ઉપર આક્રમણ કર્યું. ખંભાત પાસેના વટકૂપ (વડવા) નામે સ્થાને ભારે લડાઈ થયા પછી વસ્તુપાળથી હારીને શંખે પીછેહઠ કરી. આ વિજયની ઉજવણી માટે ખંભાતના નગરજનોએ શહેરની બહાર આવેલ એકલવીરા માતાના મન્દિરમાં ઉત્સવ કર્યો, અને મંત્રી પણ દર્શનાર્થે ત્યાં ગયો.[૩૦] આ ઘટના સં. ૧૨૭૯ (ઈ. સ. ૧૨૨૩) પહેલાં બની હોવી જોઇએ, કેમકે એ વર્ષમાં વસ્તુપાળે ખંભાતનું શાસન પોતાના પુત્ર જયંતસિંહ અથવા જયસિંહને સોંપ્યું હતુ.[૩૧] ખંભાતનો વહીવટ સંગીન પાયા ઉપર મૂકવાનુ વસ્તુપાળનુ કાર્ય એ રીતે મહત્ત્વનું છે કે એ સમયે ઉત્તર અને પશ્ચિમ ભારતનુ એ મુખ્ય બંદર હતું, અને એથી આર્થિક તથા વેપારી દૃષ્ટિએ એની ભારે અગત્ય હતી.

### દેવગિરિના યાદવ રાજા સાથે સંધિ

**૫૧.** દક્ષિણમાંથી દેવગિરિના યાદવ રાજા સિંહણ અથવા સિંઘણ અને ઉત્તરમાંથી ચાર મારવાડી રાજાઓએ એકસાથે ગુજરાત ઉપર હુમલો કર્યો ત્યારે પણ ગંભીર પરિસ્થિતિ ઊભી થઈ હતી. પરન્તુ લવણપ્રસાદ અને વીર ધવલે હિંમત ગુમાવી નહિ, અને તેઓ બહાદુરીથી લડયા. અંતે મારવાડના ચાર રાજાઓ સાથે[૩૨] તેમજ દેવગિરિના યાદવ રાજા સાથે[૩૩] સંધિ

૨૯. એ જ.

૩૦. કીકો, સર્ગ ૪-૫; વચિ, સર્ગ ૫; વળી જુઓ પ્રકો, પૃ. ૧૦૮-૧૦૯; પ્રચિ, પૃ. ૧૦૨.

૩૧. પ્રાર્ગ્વલેસ', નં. ૪૦-૩

૩૨. કીકો, ૬-૬૭

૩૩. 'લેખપદ્ધતિ' પૃ. ૯૨. વળી જુઓ જોર્ન, પુ. ૧, ભાગ ૧, પૃ. ૧૯૯-૨૦૦.

થઈ. વિવિધ પ્રકારના દસ્તાવેજોના સ્વરૂપના નમૂના આપતા સંસ્કૃત ગ્રન્થ 'લેખપદ્ધતિ'માં યાદવ સિંહણ સાથેની સંધિનો જે પાઠ છે એમાં સં. ૧૨૮૮ (ઈ. સ. ૧૨૩૨)નું વર્ષ આપ્યું છે. આ વર્ષ જો સાચું માનીએ-અને નહિ માનવાનું કંઈ કારણ નથી-તો સિંહણ સાથેના યુદ્ધનો એ વર્ષમાં અંત આવ્યો હશે એમ ગણી શકાય.

### વીરધવલ અને એના મંત્રીઓનાં બીજાં યુદ્ધો

૫૨. વીરધવલ અને વસ્તુપાળ-તેજપાળે કરેલાં બીજાં કેટલાંક યુદ્ધોનાં વૃત્તાન્તો પણ પ્રબન્ધોમાં આવે છે. સૌ પહેલાં તો તેમણે વામનસ્થળી (જૂનાગઢ પાસે વંથળી)ના ઠાકોરો સાંગણ અને ચામુંડ ઉપર વિજય કર્યો. તેઓ વીરધવલની રાણી જયમલ્લદેવીના ભાઈઓ હતા અને રાણીએ અનેક વાર વિનંતીઓ કર્યા છતાં વીરધવલનું વર્ચસ સ્વીકારતા નહોતા. લડાઈમાં તે બન્ને મરાયા અને વામનસ્થળીના મહેલનો સમૃદ્ધ ખજાનો વીરધવલના હાથમાં આવ્યો.[૩૪] વીરધવલે બીજું આક્રમણ કચ્છમાં ભદ્રેશ્વરના ભીમસિંહ પ્રતિહાર ઉપર કર્યું, પણ મારવાડથી આવેલા કેટલાક પરાક્રમી યોદ્ધાઓ ભીમસિંહની સેવામાં હતા (આ યોદ્ધાઓ અગાઉ વીરધવલ પાસે આવી ગયા હતા, પણ વીરધવલે એમને રાજસેવામાં રાખવાની અશક્તિ દર્શાવી હતી), તેથી વીરધવલ એને હરાવી શક્યો નહિ અને સંધિ કરીને એને પાછા વળવું પડ્યું.[૩૫] આ સંધિને પરિણામે ગુજરાતના રાજ્યે એક નવો મિત્ર મેળવ્યો અને કચ્છ તરફની સરહદ સલામત થઈ. આ પછી વીરધવલે મહીતટ પ્રદેશમાં આવેલા ગોદ્રહ(ગોધરા)ના ઠાકોર ઘૂઘુલને તાબે કરવાનો નિશ્ચય કર્યો. મારવાડનાં ચાર રાજ્યે ગુજરાત ઉપર હુમલો કર્યો ત્યારે ઘૂઘુલ તેમની સાથે મળી ગયો હતો તથા ગુજરાતમાં આવતા જતા વેપારીઓ, સાર્થો અને યાત્રાળુઓને લૂંટતો હતો. એની સામે તેજપાળને એક બળવાન સૈન્ય સાથે મોકલવામાં આવ્યો. તેણે ઘૂઘુલને પકડીને લાકડાના પાંજરામાં પૂર્યો તથા પોતાના એક સરદારની ગોધરાના હાકેમ તરીકે નિમણૂક કરી. આ અપમાન નહિ સહન થવાથી ઘૂઘુલે પોતાની જીભ કરડીને આત્મઘાત કર્યો.[૩૬] આ વિજયને પરિણામે વાઘેલાઓની સત્તા ગુજરાતની પૂર્વ સરહદ સુધી વિસ્તરી અને માળવા બાજુનો વેપારી માર્ગ સલામત બન્યો.

---

૩૪. પ્રકો, પૃ. ૧૦૩-૧૦૪; વચ, ૨

૩૫. પ્રકો, પૃ. ૧૦૪ અને આગળ; વચ, ૨

૩૬. પ્રકો, પૃ. ૧૦૭-૧૦૮, વચ, ૩

## એક મુસ્લિમ આક્રમણનો પ્રતિકાર

૫૩. વીરધવલના રાજ્યકાળ દરમ્યાન ગુજરાત ઉપર એક મુસ્લિમ આક્રમણ થયું હતું અને વસ્તુપાળે એનો સફળતાપૂર્વક પ્રતિકાર કર્યો હતો, એ બતાવવા માટેના પૂરતા ઐતિહાસિક પ્રમાણો છે. જયસિંહસૂરિએ પોતાના સંસ્કૃત નાટક 'હમ્મીરમદમર્દન'માં આ બનાવનું નિરૂપણ કર્યું છે. દિલ્હીના સુલતાન મોજદીને ગુજરાત ઉપર કેવી રીતે હુમલો કર્યો અને એનું લશ્કર આબુ પાસેના એક પહાડી માર્ગમાં પ્રવેશ્યા પછી ઉત્તરમાંથી ચંદ્રાવતીના પરમાર ધારાવર્ષે અને દક્ષિણમાંથી મંત્રી વસ્તુપાળે એના સૈન્યને કેવી રીતે ઘેરી લીધું એનું વર્ણન 'પ્રબન્ધકોશ'માં છે.[૩૭] આને પરિણામે સુલતાનને પાછા હઠી જવું પડ્યું.[૩૮] કેટલાક સમય પછી સુલતાનની માતા ('પ્રબન્ધચિન્તામણિ' પ્રમાણે, એનો ગુરુ) મક્કા જવા માટે વહાણમાં બેસવા ગુજરાતના એક બંદરે (સંભવત ખંભાત બંદરે) આવી. વસ્તુપાળે એની બધી મિલકત કબજે લેવા પોતાના માણસોને સૂચવ્યું. વહાણવટી વસ્તુપાળ પાસે આવ્યો અને સુલતાનની માતાને ચાંચિયાઓએ લૂંટી લીધી હોવા વિશે ફરિયાદ કરી. વસ્તુપાળે પેલા કહેવાતા ચાંચિયાઓને પકડી મગાવ્યા, બધો માલ સુલતાનની માતાને પાછો આપીને તેનો સત્કાર કર્યો, તથા એની સુખસગવડ અને સલામતી માટે વ્યવસ્થા કરી. મક્કાથી પાછા ફર્યા પછી સુલતાનની માતા વસ્તુપાળને પોતાની સાથે દિલ્હી લઈ ગઈ અને સુલતાન સાથે એનો પરિચય કરાવ્યો. વીરધવલ સાથે મૈત્રી રાખવાનું વચન વસ્તુપાળે સુલતાન પાસેથી લીધું. વસ્તુપાળ દિલ્હીથી પાછો આવ્યો ત્યારે વીરધવલે એનો ભારે સત્કાર કર્યો.[૩૯] દિલ્હીના મુસ્લિમ આક્રમણનો પ્રતિકાર વર્ણવતા હમ્મીરમદમર્દન નાટકની જેસલમેરના ભંડાર

૩૭ પ્રકો પૃ ૧૧૭

૩૮ મોજદીન અથવા મુઇઝુદ્દીન કોણ એ વિશે કેટલોક મતભેદ છે, કેમકે એ નામનો કોઈ સુલતાન દિલ્હીના તખ્ત ઉપર બેઠો નથી. બાદ (પુ ૧ ભાગ ૧, પૃ ૨૦૧) અનુસાર મોજદીન તે મુહમ્મદ ઘોરી છે, જો કે રાવ બહાદુર એન શહાબુદ્દીન ઘોરી ગણ્યો છે (ફોર્બ્સ રાસમાળા પુ ૩, પૃ ૧૫૬ અને આગળ). પં ગૌરીશંકર ઓઝા (રાજપૂતાને કા ઇતિહાસ પુ ૧ પૃ ૪૬૭ ૪૬૮) શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી (ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભાગ ૨ પૃ ૩૮૦ ૩૮૧) શ્રી બાલાભાઈ સાંડેસરા (ગુજરાતી સાપ્તાહિક મીમાંસા ઈ સ ૧૯૩૪ પૃ ૧૮ ૧૯) મતે મોજદીન એ દિલ્હીના સુલતાન અલ્તમશ (ઈ સ ૧૨૧૦ ૧૨૩૫) છે. ઐતિહાસિક કાલાનુક્રમની દૃષ્ટિએ છેલ્લો મત વધારે સ્વીકાર્ય લાગે છે.

૩૯ પ્રકો, પૃ ૧૧૯ ૧૨૦, પ્રચિ, પૃ ૧૦૩

માની તાડપત્રીય પ્રતની નકલ સં ૧૨૮૬ (ઈ સ ૧૨૩૦)માં થયેલી છે,[૪૦] તેથી આ ઘટના તે ૧૨૭૬ (ઈ સ ૧૨૨૦) (વસ્તુપાળના મંત્રિપદના પ્રારંભનું વર્ષ) અને સં ૧૨૮૬ની વચ્ચે બની હોવી જોઈએ

## વીરધવલ અને વસ્તુપાળનું મૃત્યુ

૫૮. રાણા વીરધવલનું ઈ સ ૧૨૩૮ માં મૃત્યુ થયું[૪૧] પ્રબંધો લખે છે કે એની ચિતા ઉપર અનેક લોકોએ પ્રાણાર્પણ કર્યું અને બીજા એને બળી મરતા અટકાવવા માટે તેજપાળને સૈન્ય સાથે સ્મશાનભૂમિ ઉપર આવવું પડ્યું[૪૨] વીરધવલને બે પુત્રો હતા—પ્રતાપમલ અને વીસલદેવ પ્રતાપમલ તો વીરધવલના જીવનકાળમાં જ, અર્જુન નામે પુત્ર મૂકીને, મરણ પામ્યો હતો વીરધવલનો નાનો પુત્ર વીસલદેવ ઈ સ ૧૨૩૮ માં ગાદી ઉપર આવ્યો[૪૩] વીસલદેવ રાજ્યગાદી ઉપર આવ્યો ત્યાર પછી માત્ર બે વર્ષમાં જ, ઈ સ ૧૨૪૦ (સં ૧૨૯૬)માં વસ્તુપાળનું અવસાન થયું, 'પ્રબંધકોશ'[૪૪] અને 'વસ્તુપાલચરિત'[૪૫] બન્નેમાં વસ્તુપાળના અવસાનનું વર્ષ ઈ સ ૧૨૪૨ (સં ૧૨૯૮) આપેલું છે, અને

૪૦ ઉમમ પ્રસ્તાવના પૃ ૧ જેભસૂ પૃ ૨૩

૪૧ બાં પૃ ૧ ભાગ ૧ પૃ ૨૦૩ વળી જુઓ તીર્થોદ્ધાર નવ ધ ના પરિશિષ્ટમાં છપાયેલું રાજવંશની નોંધ લવણપ્રસાદના મૃત્યુ વિશે કશું જણાવવામાં નથી આવ્યું. (પૃ ૧ ભાગ ૧ પૃ ૨૦૦)ના લેખકે એમ માન્યું છે કે ઈ સ ૧૨૩૨ માં દેવગિરિના યાદવ રાજા સિંઘણ સાથે સંધિ થયા પછી લવણપ્રસાદ વીરધવલની તરફેણમાં ગાદીત્યાગ કર્યો હશે શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી માને છે કે આ અરસામાં કદાચ એનું મૃત્યુ થયું હશે (ગુમરાઇ ભાગ ૨ પૃ ૮) રાજાવની નોંધમાં વીરધવલના રાજ્યઅમલના પ્રારંભ સં ૧૨૮૨ (ઈ સ ૧૨૨૬)થી કહ્યા છ એકંદર જોતા લવણપ્રસાદનું મરણ ઈ સ ૧૨૩૨ અને ૧૨૩૮ની વચ્ચે થયું હોય એ બનવાજોગ છે

૪૨ પ્રચિ પૃ ૧૦૫

૪૩ વીરધવલના એક પુત્ર વીરમદેવ વિશેની તથા રાજ્ય કબજે કરવા માટેના તેના પ્રયત્નોની વાતો પ્રબંધોમાં આપેલી છે (પ્રકો પૃ ૧૨૪ ૧૨૫) એમ પણ કહેવાય છે કે વીરમદેવનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને વસ્તુપાળની સહાયથી વીસલદેવ ગાદી ઉપર આવી શક્યો પણ હવે પુરવાર થયું છે કે વીરધવલને વીરમ નામે કોઈ પુત્ર નહોતો અને તેથી પ્રબંધોમાં આપેલી વાત માનવા જેવી નથી (ગુમરાઇ ભાગ ૨ પૃ ૩૦ અને આગળ)

૪૪ પ્રકો પૃ ૧૨૭ ૧૨૮

૪૫ વચ, ૭

એ વર્ષ સામાન્ય રીતે પ્રમાણભૂત ગણવામાં આવતું હતું પણ વસ્તુપાળના સમકાલીન બાલચન્દ્રે રચેલા 'વસન્તવિલાસ' કાવ્યમાં વસ્તુપાળના મૃત્યુની તિથિ સં ૧૨૯૬ ના માઘ સુદ પાંચમ ને રવિવાર (ઈ સ ૧૨૪૦ ની ૧ લી જાન્યુઆરી) આપવામાં આવી છે.[૪૬] એક તાડપત્રીય હસ્તપ્રતમાં વસ્તુપાળનું મૃત્યુવર્ષ સં ૧૨૯૬ અને તેજપાળનું મૃત્યુ વર્ષ સં ૧૩૦૪ (ઈ સ ૧૨૪૮) આપ્યું છે,[૪૭] તેથી પણ 'વસન્તવિલાસ'ના કથનને ટેકો મળે છે પ્રબન્ધો કહે છે કે વસ્તુપાળ શત્રુંજયની યાત્રાએ જતો હતો ત્યારે માર્ગમાં (વઢવાણથી અગ્નિ ખૂણે ૧૦ માઈલ દૂર આવેલા) અંકેવાલિયા ગામમાં અનસાન પામ્યો[૪૮] આ કથન કદાચ પ્રમાણભૂત હોય તોપણ 'વસન્તવિલાસ'માં એવો કંઈ ઉલ્લેખ નથી[૪૯] 'પ્રબન્ધકોશ' (પૃ ૧૨૫) અને 'વિવિધતીર્થકલ્પ' (પૃ ૮૦) વસ્તુપાળને મન્ત્રિપદ ગુમાવવું પડ્યું અને તે નાગર મન્ત્રી નાગડને મળ્યું હતું, એવો ઉલ્લેખ કરે છે અન્યત્ર એમ પણ કહેલું છે કે વસ્તુપાળ રાજા વીસલદેવના ભારે ક્રોધનો ભોગ થઈ પડ્યો હતો, કેમકે વીસલદેવના એક મામા સિંહે એક જૈન સાધુનું અપમાન કર્યું હતું એની શિક્ષારૂપે વસ્તુપાળે એનો હાથ કપાવી નાખ્યો હતો, પરન્તુ રાજપુરોહિત સોમેશ્વરે મન્ત્રીને બચાવી લીધા હતા.[૫૦] વળી એવી વાત પણ મળે છે કે એક વાર વીસલદેવે વસ્તુપાળ પાસે રાજ્યના મહેસૂલનો હિસાબ માગ્યો અને એમાંની કેટલીક રકમ મન્દિરો વગેરે બાંધવામાં વપરાઈ છે

૪૬ वर्षे हर्षनिषण्णषण्णवतिके श्रीविक्रमोर्वीभृत
कालाद् द्वादशसङ्ख्यहायनशतात् मासेऽत्र माघाह्वये ।
पञ्चम्यां च तिथौ दिनादिसमये वारे च भानोस्तवो-
द्वोढ्र सद्गतिमङ्गित लग्नमशम तत्त्ववर्यता त्वर्यताम् ॥
(વવિ ૧૪ ૩૭)

૪૭ એજ પ્રસ્તાવના પૃ ૮

૪૮ પ્રચિ પૃ ૧૦૫ પ્રકો પૃ ૧૨૮ વચ ૮

૪૯ આથી ઊલટું વવિ તો એમ કહે છે કે વસ્તુપાળ શત્રુંજય ઉપર ચડ્યો અને ત્યાં આદિનાથની સમક્ષ ધર્મની ઘુરી સદ્ગતિ સાથે લગ્ન કર્યું અર્થાત્ શત્રુંજય ઉપર એનું અવસાન થયું (વવિ ૧૪ ૪ ૫૦) આ કેવળ રૂપક છે કે ખરેખર બન્યું છે એ આપણે જાણતા નથી સંભવ છે કે શત્રુંજય જતાં માર્ગમાં વસ્તુપાળનું અવસાન થયું હોય તોપણ આદિનાથ સમક્ષ લગ્નનું રૂપક કાવ્ય દૃષ્ટિએ સંપૂર્ણ બનાવવા માટે કવિએ એનું આ રીતે વર્ણન કર્યું હોય

૫૦ પ્રકો પૃ ૧૨૬ ૨૭ વચ ૮

એમ જોવામાં આવતાં એને સજા કરવાનો નિર્ણય કર્યો; પરન્તુ અહીં પણ સોમેશ્વરે એને તેમ કરતાં અટકાવ્યો.[૫૧] આવી બધી વાતો શબ્દશઃ સાચી ન મનાય, તોપણ એ ઉપરથી જણાય છે કે ઉત્તરાવસ્થામાં વસ્તુપાળના નવા રાજા સાથેના સંબંધો જોઇએ એવા સારા નહોતા. આમ બનવું તદ્દન સંભવિત છે, કેમકે ઇતિહાસમાં આપણે અનેક એવાં ઉદાહરણો જોઈએ છીએ જેમાં નવા રાજા અને જૂના મંત્રી વચ્ચે ઘર્ષણ થાય છે. વીસલદેવ સાથેના વસ્તુપાળના સંબંધો બહુ સારા નહોતા રહ્યા, પણ વીસલદેવે વસ્તુપાળને મંત્રિપદ ઉપરથી ખરેખર દૂર કર્યો હતો એમ કહેવા માટેનો વિશ્વાસપાત્ર પુરાવો આપણી પાસે નથી. નાગડ અને બીજા નાગર મુત્સદ્દીઓની ખટપટને કારણે વસ્તુપાળ અને વીસલદેવના સંબંધો બગડયા અથવા વીસલદેવને પોતાને જ જૂના અનુભવી મંત્રીની મુરબ્બીવટ અકારી લાગી હોય.

### તેજપાળનું મરણ

૫૫. વસ્તુપાળના અવસાન પછી કેટલાંક વર્ષ સુધી તેજપાળ મહામાત્ય તરીકે ચાલુ રહ્યો હતો એના પુરાવાઓ છે, એટલે વસ્તુપાળને વીસલદેવે મંત્રિપદેથી દૂર નહોતો કર્યો એ અનુમાન વધારે વજનદાર બને છે. સં. ૧૨૯૬ ના વૈશાખ સુદ ત્રીજ (તા. ૨૬ મી એપ્રિલ, ઈ. સ. ૧૨૪૦) ના આબુ ઉપરના એક શિલાલેખમાં તેજપાળને મહામાત્ય કહેવામાં આવ્યો છે,[૫૨] તે એ જ વર્ષના માઘ માસમાં વસ્તુપાળનું અવસાન થયું હોવાના ' વસન્તવિલાસ 'ના કથનને અનુમોદન આપે છે. વળી એ સૂચવે છે કે વસ્તુપાળના અવસાન પછી તુરત જ તેજપાળે પોતાના વડીલ બંધુના ઓધ્ધાનો અધિકાર સંભાળ્યો હશે. પાટણ ભંડારમાંની સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨) ની તાડપત્રીય હસ્તપ્રતની પુષ્પિકામાં મહામાત્ય તેજપાળના પુત્ર લુણસિંહનો ભૃગુકચ્છના હાકેમ તરીકે ઉલ્લેખ છે.[૫૩] સં. ૧૩૦૩ (ઈ. સ. ૧૨૪૭) માં લખાયેલી ' આચારાંગ સૂત્ર ' ની એક હસ્તપ્રતની પુષ્પિકામાં અણહિલવાડમાં મહામાત્યના અધિકારપદે તેજપાળ હોવાનું કહ્યું છે.[૫૪] નાગડનો મહામાત્ય તરીકે ઉલ્લેખ કરતી પહેલી ઉપલબ્ધ પુષ્પિકા સં. ૧૩૧૦ (ઈ. સ. ૧૨૫૪) ની છે,[૫૫] જે બતાવે છે કે તેજપાળનું અવસાન ઈ. સ.

૫૧. પ્રકો., પૃ. ૧૨૫
૫૨. પ્રાલેસં., નં. ૬૬
૫૩. પાભંસૂ., પૃ. ૬૦
૫૪. પિટર્સન, પહેલો રિપોર્ટ, પરિશિષ્ટ ૧, પૃ. ૪૧
૫૫. જૈપુસં., પૃ. ૩૭-૩૮

૧૨૪૭ અને ૧૨૫૪ની વચ્ચે થયું હતું. 'વસ્તુપાલચરિત' અનુસાર તેજપાળનું મરણ વસ્તુપાળના મરણ પછી દસ વર્ષે થયું હતું, અને 'પ્રબન્ધકોશ'માં તેજપાળના મરણનું વર્ષ સં. ૧૩૦૮ (ઈ. સ. ૧૨૫૨) આપ્યું છે. આ પ્રમાણે, સં. ૧૩૦૬ (વસ્તુપાળના મરણનું વર્ષ સં. ૧૨૯૬ + ૧૦ વર્ષ = સં. ૧૩૦૬ = ઈ. સ. ૧૨૫૦), સં. ૧૩૦૮ (= ઈ. સ. ૧૨૫૨) અથવા સં. ૧૩૦૪ (= ઈ. સ. ૧૨૪૮; એક તાડપત્રીય પ્રતમાં આપેલું તેજપાળનું અવસાનવર્ષ; જુઓ પૅરા ૫૪)—એ ત્રણમાંનું એક વર્ષ તેજપાળના અવસાનનું વર્ષ હોઈ શકે. વસ્તુપાળની બાબતમાં થઈ શક્યું તેમ, આ ત્રણમાંથી કોઈ એક વર્ષ ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ પ્રમાણભૂત ગણવા માટેનો પુરાવો પણ આપણી પાસે નથી. ગમે તેમ પણ તેજપાળના અવસાન પછી જ નાગર બ્રાહ્મણ નાગડ મહામાત્ય થઈ શક્યો હતો એ ચોક્કસ છે.

## પ્રકરણ ૪

## વસ્તુપાળ—સાહિત્ય અને કલાનો આશ્રયદાતા અને સાહિત્યકાર

**૫૬.** પ્રકરણ ૩માં આપણે જોયું તે પ્રમાણે, ધોળકા અને અણહિલવાડના રાજદરબારોમાં વસ્તુપાળ અને તેજપાળનો ભારે પ્રભાવ હતો અને ગુજરાતનુ રાજ્ય આર્થિક તેમજ રાજકીય દૃષ્ટિએ તેમણે વ્યવસ્થિત કર્યું હતું. પરન્તુ તેમની ઉદારતા અને દાનશીલતાને કારણે જે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને ઉત્તેજન મળ્યું એને કારણે તેમનુ નામ વધુ પ્રસિદ્ધ છે. એમણે ગુજરાતમાં એવું સાંસ્કારિક નવજીવન પેદા કર્યું, જે કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચન્દ્રના દિવસોની યાદ આપે છે તથા માળવાના મહાન વિદ્યાવિલાસી રાજાઓ મુંજ અને ભોજના સમયની વિદ્યાપ્રવૃત્તિઓની સ્પર્ધામાં ઊભું રહી શકે એમ છે.

### વસ્તુપાળની યાત્રાઓ

**૫૭.** પ્રબન્ધો અનુસાર વસ્તુપાળે શત્રુંજય અને ગિરનારની તેર યાત્રાઓ કરી હતી. બાલ્યાવસ્થામાં તેણે આ બન્ને સ્થાનોની યાત્રા પોતાના પિતા અશ્વરાજે સંઘ કાઢ્યો હતો તેની સાથે કરી હતી. એ બન્યું ઈ. સ. ૧૧૯૩ અને ૧૧૯૪માં. મંત્રિપદે આરૂઢ થયા પછી તેણે અનેક વાર સંઘ કાઢ્યા હતા, અને ઈ. સ. ૧૨૨૧, ૧૨૩૪, ૧૨૩૫, ૧૨૩૬ અને ૧૨૩૭નાં વર્ષોમાં શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી હતી. સંઘ લીધા વિના

પોતાના કુટુંબ સાથે તે ઈ. સ. ૧૨૨૭, ૧૨૨૮, ૧૨૨૯, ૧૨૩૦, ૧૨૩૧, ૧૨૩૨ અને ૧૨૩૩ માં માત્ર શત્રુંજયની યાત્રાએ ગયો હતો.[1] શત્રુંજયની છેલ્લી યાત્રા, જે માર્ગમાં મૃત્યુ થતાં એ પૂરી કરી શક્યો નહોતો તે માટે એ ઈ. સ. ૧૨૪૦ માં નીકળ્યો હતો. આનું વર્ણન બાલચન્દ્રે 'વસન્તવિલાસ' મહાકાવ્યમાં કર્યું છે. તેણે ઈ. સ. ૧૨૨૧ (સં. ૧૨૭૭) માં જે સંઘયાત્રા કરી તે સૌથી વધુ મહત્ત્વની હતી, કેમકે એ એક જ યાત્રાનો વારંવાર ઉલ્લેખ વસ્તુપાળના ગિરનારના શિલાલેખોમાં કરવામાં આવ્યો છે, તથા ઘણું કરીને એ જ યાત્રાનું ઠીક ઠીક વિગતભરપૂર અને કવિત્વપૂર્ણ વર્ણન 'કીર્તિકૌમુદી' 'સુકૃતસંકીર્તન' અને 'ધર્માભ્યુદય' જેવાં સમકાલીન કાવ્યોમાં મળે છે. આ વિશે આપણે પ્રકરણ ૬ માં ચર્ચા કરીશું.

### વસ્તુપાળનાં બાંધકામો

૫૮. જે ઉપર વિશ્વાસ મૂકી શકાય એવા સમકાલીન ગ્રન્થોનાં વર્ણનો જોઈએ તોપણ વસ્તુપાળ અને તેજપાળે કરાવેલાં મન્દિરો, ધર્મશાળાઓ, તળાવો, કૂવા આદિ સ્થાપત્યો અને પૂર્તકાર્યોની સંખ્યા ઘણી મોટી હોવી જોઈએ.[2] પછીના સમયના પ્રબન્ધોને બાજુએ રાખીને માત્ર સમકાલીન પ્રમાણોનો વિચાર કરીએ તોપણ એમની દાનશીલતા અને ઉદારતા આખા ગુજરાત, સૌરાષ્ટ્ર અને મારવાડમાં અનેક સ્થળોએ વિસ્તરેલી હતી એમાં કશી શંકા નથી. જિનપ્રભસૂરિ અને રાજશેખરસૂરિ કહે છે કે એમણે કરાવેલાં સ્થાપત્યો દક્ષિણે શ્રીશૈલ, પશ્ચિમે પ્રભાસ, ઉત્તરે કેદાર અને પૂર્વે કાશી સુધી હતાં.[3] લગભગ આખા ભારતમાંથી વિદ્વાનો, કવિઓ અને ધાર્મિક પુરુષો એ કાળે અણહિલવાડ અને વાળકામાં આવતા હતા તથા વસ્તુપાળ-તેજપાળ પાસેથી કંઈક આશ્રય મેળવતા હતા એ વસ્તુનો વિચાર કરીએ ત્યારે આ કથનમાં કશું અશક્ય લાગતું નથી. વસ્તુપાળે માત્ર જૈનધર્મનાં મન્દિરો બંધાવ્યાં એવું નહોતું; અનેક સ્થળે (લેખો મળે છે કે) તેણે [illegible] બ્રહ્મશાળાઓ, મઠો, શિવમંદિરો તથા મસ્જિદો પણ બંધાવી હતી.[4] પછીના સમયમાં લખાયેલા ગ્રન્થોમાં કંઈક અતિશયોક્તિ જણાશે. કેમકે જે સ્થળોએ વસ્તુપાળે ધનનો વ્યય કર્યો એ સ્થાનોની સંખ્યા સુકૃતસંકીર્તન જેવી સમકાલીન રચનામાં ૫૦ની છે જ્યારે રાજશેખર, જિનહર્ષ અને જિનપ્રભના ગ્રન્થોમાં

૧. વચ. ૮; પ્રબંસ. ૬. ૫૮. વળી જુઓ જૈસાઇ. પૃ. [illegible]
૨. વચ. ૧૬. ૭. વળી જુઓ સુસ. સર્ગ [illegible]; વિતીક. પૃ. ૭૯-૮૦.
૩. પ્રકો. પૃ. ૧૩૦.
૪. પ્રકો. પૃ. ૧૨૯; ૧૦; વચ. ૨. ૩ અને ૬; વિતીક. પૃ. ૭૯-૮૦.

એ સખ્યા ઘણી વધી ગયેલી જોઇએ છીએ, અને કેટલીક વિગતો ખૂબ અતિશયોક્ત સ્વરૂપની લાગે છે, પરતુ સમકાલીનોએ આપેલી માત્ર નક્કર હકીકતો તરફ દૃષ્ટિ કરીએ તોપણ ગુજરાતના અને કદાચ ભારતના સૌથી મોટા દાનેશ્વરીઓમા વસ્તુપાળનુ સ્થાન છે એ વિશે શકા રહેતી નથી

૫૯ વસ્તુપાળ—તેજપાળે મદિરો આદિ સ્થાપતો પાછળ ભારે દ્રવ્ય ખર્ચ્યું હતુ આ દ્રવ્ય ક્યાથી આવ્યુ હશે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય છે તેઓ એક ઉચ્ચ કુળના પુત્ર હતા, જેમા વશપરપરાથી મત્રિપદ ચાલ્યુ આવતુ હતુ, એટલે તેમની આર્થિક સ્થિતિ સારી જ હશે પરન્તુ આટલા સમૃદ્ધિ તેમની પાસે શી રીતે આવી એ વિશે પ્રબન્ધોમા કેટલીક વાતો આપેલી છે આ વાતો આમ તો દતકથાઓ જેવી લાગે છે, પણ એમા કંઈક વાસ્તવિક અશ રહેલો હોય એ સભવિત છે વસ્તુપાળ જ્યારે ખભાતનો હાકેમ નિમાયો ત્યારે સઈદ અથવા સદીક નામે એક સમૃદ્ધ મુસ્લિમ વેપારી એ તેનુ આધિપત્ય માનવાનો અસ્વીકાર કર્યો વસ્તુપાળે ત્યારે એને શાસન કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે લાટના રાજા શખને તે પોતાની મદદે બોલાવી લાવ્યો પરતુ શખનો પરાજય થયો, સઈદ કેદ પકડાયો અને એની મિલકત જપ્ત કરવામા આવી રાણા વીરધવલને જ્યાર આની જાણ કરવામા આવી ત્યારે તેણે હુકમ કર્યો કે સઈદની બધી મિલકત રાજકોશમા આવે, પણ એના ઘરની ધૂળ વસ્તુપાળને મળે આ તો સોનાની ધૂળ હતી વળી આગ લાગવાને પરિણામે સઈદનુ કેટલુક સોનારૂપુ પણ ધૂળ ભેગુ થઈ ગયુ હતુ આમ સઈદની મિલકતનો મોટો ભાગ વસ્તપાળને મળ્યો[૫] બીજો વૃત્તાન્ત એવો છે કે—એક વાર સૌરાષ્ટ્રમા જૈન તીર્થોની યાત્રાએ જતા વસ્તુપાળ અને તેજપાળ પોતાનુ ધન દાટવાને હડાળા નામે ગામ (ધધુકા પાસેના હડાળા) આગળ ગયા ત્યા ધન એક લાખના આશરે હતુ પણ ત્યા જમીન ખોદતા એમને બીજુ ઘણુ વધારે ધન મળ્યુ તેજપાળની પત્ની અનુપમાને વસ્તુપાળે પૂછ્યુ કે ' આ ધનનુ શુ કરવુ ' અનુપમાએ ઉત્તર આપ્યો " આ ધનને પર્વતના શિખર ઉપર રાખવુ જેથી આ ધન આપણે હાથ ચડ્યુ એવી રીતે એ બીજાને હાથ જાય નહિ " પછી વસ્તુપાળ અને તેજપાળ એ ધનનો ગિરનાર અને આબુ ઉપરના પ્રસિદ્ધ મદિરો બાધવામા તથા શત્રુજયની યાત્રાઓ કાઢવામા વ્યય કર્યો[૬]

---

૫ પ્રબન્ધ, પૃ ૫૬ અને ૭૩

૬ એજ, પૃ ૧૦૧

**આબુનું મન્દિર—મધ્યકાલીન ભારતીય સ્થાપત્યનો ચિરંજીવ નમૂનો**

૬૦. અનુપમાની સલાહ સાચી પડી છે, અને આબુ તથા ગિરનાર ઉપરના વિખ્યાત મન્દિરો સિવાય વસ્તુપાળ–તેજપાળના બીજા કોઈ સ્થાપત્ય બચ્યા નથી.[7] આબુ ઉપરનું મન્દિર તેજપાળે ઈ. સ. ૧૨૩૧ (સં. ૧૨૮૭)માં બંધાવ્યું છે અને તેમાં મૂળ નાયક તરીકે બાવીસમા જૈન તીર્થંકર નેમિનાથ છે. ગિરનાર ઉપરનાં મન્દિરો વસ્તુપાળે ઈ. સ. ૧૨૩૨ (સં. ૧૨૮૮)માં બંધાવ્યાં હતાં. દેલવાડાની દેવાલય–નગરીમાં આવેલું નેમિનાથ મન્દિર વસ્તુપાળના મોટા ભાઈ લુણિગની સ્મૃતિમાં લુણ–વસતિ તરીકે જાણીતું છે[8] અને મધ્યકાલીન ભારતીય કલાના શ્રેષ્ઠ નમૂનાઓ પૈકી એક હોઈ એ બંધાવનારનું નામ કલાના ઇતિહાસમાં અમર કરી જાય છે.[9] આ મન્દિર તથા એની પહેલાં આશરે ૨૦૦ વર્ષ પહેલાં વિમલશાહે બંધાવેલ, એની લગોલગ આવેલ વિમલવસતિ આખાયે સફેદ આરસનાં છે, જો કે આ સ્થળથી વીસેક માઇલની અંદર સફેદ આરસની ખાણ જાણવામાં નથી. આ બધા પથ્થરોને મન્દિરના સ્થળે ડુંગર ઉપર લઈ જવાનું કાર્ય બહુ મહેનતભર્યું અને ખર્ચાળ હોવું જોઈએ. આ મન્દિરો બહારથી તો સાવ સાદાં છે અને એથી અંદરની શિલ્પસમૃદ્ધિ જોનારને વિશેષ આશ્ચર્યમુગ્ધ કરી મૂકે છે. કઝિન્સ લખે છે તે પ્રમાણે, “આ મન્દિરોમાં છત, સ્તંભો, બારસાખો, તખ્તીઓ અને ગોખલાઓ ઉપરનાં સૂક્ષ્મ કોતરણીવાળાં અલંકરણો કેવળ અદ્‌ભુત છે. આરસ ઉપરનું કંડારેલું, ઝીણું, ચમકદાર, જાણે સફેદ શંખ ઉપર કર્યું હોય એવું કામ અજોડ છે, અને કેટલાંક કલારૂપો તો ખરેખર સૌન્દર્યનાં સ્વપ્ન જેવાં છે. કામ એવું બારીક છે કે સાધારણ કોતરકામથી

---

[7] આરસના ત્રણ પ્રાચીન સ્તંભો પાટણમાં સચવાઈ રહ્યા છે. એમાંના બે સ્તંભો પ્રમાણમાં અર્વાચીન એવા કાલિકા માતાના મન્દિરના બાંધકામમાં વપરાયા છે અને ત્રીજો એક પાટણ વિદ્યાર્થીમંડળના સ્થાનિક સંગ્રહાલયમાં પડેલો છે. આ ત્રણે ઉપરના શિલાલેખોમાંથી સ્પષ્ટ છે કે વસ્તુપાળ અને તેના કુટુંબીજનોના મહાલયોના અવશેષરૂપ આ સ્તંભો છે. (આ શિલાલેખો મેં છપાવ્યા છે. જુઓ ફાર્બસ ત્રૈ. પુ. ૪, પૃ. ૧૯૨ અને આગળ.)

[8] પ્રચિ. પૃ. ૧૦૧. પરંતુ શિલાલેખોમાં કહ્યું છે કે તેજપાળની પત્ની અનુપમા અને પુત્ર લૂણસિંહના આધ્યાત્મિક શ્રેય અર્થે તે બંધાયું હતું.

[9] આ મન્દિરના વર્ણન માટે જુઓ ફર્ગ્યુસન, હિસ્ટરી ઑફ ઇન્ડિયન ઍન્ડ ઈસ્ટર્ન આર્કિટેક્ચર, પુ. ૨, પૃ. ૩૬ અને આગળ; બ્રાઉન, ઇન્ડિયન આર્કિટેક્ચર, પુ. ૧, પૃ. ૧૪૪-૧૪૫; વળી જુઓ સાંકળિયા, આર્કિયોલૉજી ઑફ ગુજરાત, પૃ. ૧૦૮, ૧૨૮.

આ પરિણામ લાવવાનુ અશક્ય હતુ કહે છે કે આમાનુ ઘણુ કામ તો આરસ ઘસીને કરવામા આવ્યુ હતુ, અને જે ભૂકી પડે તે અનુસાર શિલ્પી ઓને વેતન આપવામા આવતુ હતુ " "તેજપાળના મન્દિરના ઘૂમટના મધ્યભાગમાથી લટકતુ લળક તો પ્રત્યેક આગતુકનુ ધ્યાન આકર્ષી લે છે કર્નલ ટૉડ યોગ્ય જ કહે છે કે 'એનુ ચિત્ર આલેખતા કલમ હારી જાય છે અને અત્યત ધૈર્યવાન કલાકારની પીછીને પણ તે થકવી નાખે એમ છે' અને તે બરાબર લખે છે કે અત્યત પુષ્પિત પદ્ધતિના ગૉથિક સ્થાપત્યનો કોઈ શણગાર પણ એની શોભાનો મુકાબલો કરી શકે એમ નથી 'તે અધા ખીલેલા કમળના ગુચ્છ જેવુ દેખાય છે, જેની પાખડીઓ એટલી સૂક્ષ્મ, એટલી પારદર્શક અને બારીકાઈથી કોતરેલી છે કે તે આખને વિસ્મયથી સ્તબ્ધ કરી દે છે ' પરન્તુ આ મન્દિરોની શિલ્પસમૃદ્ધિ માત્ર નિર્જીવ વસ્તુ ઓના આલેખન પૂરતી મર્યાદિત નથી, સાસારિક જીવનના દશ્યો, વેપાર અને વહાણવટુ તથા રણક્ષેત્રના દશ્યોનુ આલેખન પણ એમા છે અને નિશ્ચયપૂર્વક એટલુ કહી શકાય કે પુરાતત્ત્વનો કોઈ પણ અભ્યાસી આ શિલ્પોનુ ધ્યાનપૂર્વક અવલોકન કરે તો મધ્યકાલીન ભારતના જીવન અને રીતરિવાજો વિશેની અનેક રસપ્રદ બાબતો વિશેનુ એનુ જ્ઞાન એટલુ વધે કે આ શ્રમનો પૂરતો બદલો મળી જાય "[૧૦] પ્રબન્ધો અનુસાર વસ્તુપાળ અને તેજપાળે અઢાર કરોડ અને છન્નુ લાખ શત્રુજય ઉપર, બાર કરોડ અને એશી લાખ ગિરનાર ઉપર, તથા બાર કરોડ અને ત્રેપન લાખ આબુ ઉપર લુણવસતિ બધાવવામા ખર્ચ્યા હતા[૧૧] આ આકડાઓમા અતિશયોક્તિ હશે, પણ આ મન્દિરો બધાવવામા પુષ્કળ શ્રમ અને અનર્ગળ દ્રવ્યનો વ્યય થયો હોવો જોઇએ એ નક્કી છે બધાવનારની અસાધારણ ઉદારતા અને ધર્મપ્રીતિનુ એ મન્દિરો જ પ્રત્યક્ષ પ્રમાણ છે પ્રબન્ધો જણાવે છે કે આ મન્દિરો બાધવામા, ભારતમા તથા અન્યત્ર કેટલેક સ્થળ બન્યુ છે તેમ, વેઠનો ઉપયોગ નહોતો થયો, પરન્તુ કારીગરોને પૂરતુ વેતન આપવામા આવતુ હતુ તથા એમની સુખસગવડો પ્રત્યે પણ ખૂબ ધ્યાન અપાતુ હતુ[૧૨]

### વસ્તુપાળ—વિદ્યા અને સાહિત્યનો મહાન આશ્રયદાતા

૬૧. સાહિત્ય અને કલાનો પણ વસ્તુપાળ મહાન આશ્રયદાતા અને ઉત્તેજક હતો મોટી રકમ ખર્ચીને તેણે અણહિલવાડ, ખભાત અને ભરૂચ

૧૦ ફોર્બ્સ, રાસમાળા, પુ ૧, પૃ ૨૫૭ ૨૫૮
૧૧ પ્રકો, પૃ ૧૨૯
૧૨ એ જ, પૃ ૧૨૨-૧૨૩

માં ચાયુ જ્ઞાનભંડાર અથવા પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં.[૧૩] એનું અંગત પુસ્તકાલય ઘણું સમૃદ્ધ હતું, અને બધા મહત્ત્વના શાસ્ત્રગ્રન્થોની એક કરતાં વધુ નકલો એમાં હતી.[૧૪] કવિઓ અને વિદ્વાનો પ્રત્યે તે બહુ ઉદાર હતો. એને વિશે નોંધાયું છે કે ભોજ અને વિક્રમાદિત્યની જેમ તેણે એક શ્લોક કે શ્લોકાર્ધને માટે કવિઓને હજારોનાં દાન આપ્યાં હતાં. કવિતાના એણે કરેલા સત્કારનાં અને કવિઓને આપેલા ઉત્તેજનનાં લાંબાં અને વિગત-ભરપૂર વર્ણન 'પ્રબન્ધકોશ' 'વસ્તુપાલચરિત' 'પુરાતનપ્રબંધસંગ્રહ' અને 'ઉપદેશતરંગિણી' જેવા ગ્રન્થોમાં મળે છે. કવિઓ પ્રત્યેની ઉદારતાને કારણે એ 'લઘુભોજરાજ' કહેવાતો હતો. એટલા બધા કવિઓ—જેમાંના કેટલાકનાં નામ જાણવામાં આવ્યાં છે અને કેટલાકનાં અજ્ઞાત છે તેઓ—ને વસ્તુપાળની ઉદારતાનો લાભ મળ્યો હતો કે સોમેશ્વરે નીચેના શબ્દોમાં એમની ઉદારતા શ્લોકબદ્ધ કરી છે—

**सूत्रे वृत्तिः कृता पूर्वं दुर्गसिंहेन धीमता ।**
**विसूत्रे तु कृता तेषां वस्तुपालेन मन्त्रिणा ॥[१५]**

"પૂર્વે ધીમાન દુર્ગસિંહે ('કાતન્ત્ર વ્યાકરણ')નાં સૂત્રો ઉપર વૃત્તિ (અથવા ટીકા) કરી, પણ વસ્તુપાળ મંત્રીએ કોઈ સૂત્ર વિના જ એમને (કવિઓને) વૃત્તિ (આજીવિકા) કરી આપી."

કવિઓને આશ્રય આપતા તથા વિદ્યોત્તેજન માટે દાન આપતાં કદી પણ વસ્તુપાળે જૈન અજૈન વચ્ચે ભેદ પાડ્યો નહોતો. પ્રભાસના શૈવ તીર્થને તેણે દશ હજાર દ્રમ્મનું દાન આપ્યું હતું,[૧૬] તથા કવિત્વશક્તિવાળા

૧૩. એ જ, પૃ ૧૨૯, પુપ્રસં, પૃ. ૬૫; વિતીક, પૃ. ૮૦. જ્ઞાનભંડાર અથવા જૈન પુસ્તકાલયોની સંસ્થા ગુજરાતમાં ઘણી જૂની જણાય છે. દેવર્ધિગણિના અધ્યક્ષપણા નીચે જ્યારે જૈન શ્રુત લેખાધિરૂઢ થયું ત્યારે એ કોઈ પુસ્તકાલયમાં મુકાયું હશે (પૅરા ૭) કુમારપાળે ૨૧ જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા એમ કહેવાય છે ('કુમારપાલપ્રબન્ધ', પૃ. ૯૬–૯૭). આ ભંડારોમાંની હસ્તપ્રતો અત્યાર સુધી સચવાઈ નથી. સંભવત મુસ્લિમોને હાથે એઓનો નાશ થયો હશે. સં. ૧૨૮૪–ઈ. સ ૧૨૨૮ માં લખાયેલી 'કલ્પ-ચૂર્ણિ વ્યાખ્યા'ની એક તાડપત્રીય હસ્તપ્રત પાટણના ભંડારમાં છે (પાભસૂ, પૃ. ૪૦૦), એની પુષ્પિકામાં વસ્તુ-પાળની પ્રશસ્તિના કેટલાક શ્લોકો છે. વસ્તુપાળે સ્થાપેલા ભંડારોના પુસ્તકોનો એ એક વિરલ અવશેષ હોય એમ લાગે છે (જુઓ પૅરા ૨૨૦)

૧૪. વચ, ૭–૧૧૩

૧૫. પ્રકો, ૧૧૨; વચ, ૪–૪૪૩

૧૬. ઉત, પૃ. ૭૭

બ્રાહ્મણોને ઘણી સમૃદ્ધિ આપી હતી આના પ્રસંગો વિરલ નહોતા, પણ ઊંચા પ્રકારના હતા એને 'કીર્તિકૌમુદી' એ વિશે કહે છે—

**नानर्च भक्तिमान्नेमो नेमा शङ्करकेशवौ ।**
**जैनोऽपि य सर्वेदाना दानाम्भ तुरते करे ॥**[17]

વસ્તુપાળની પરમ સહિષ્ણુતા એની તો વિખ્યાત હતી 'પુરાતન પ્રબન્ધસંગ્રહ' એ વિશે નીચેનો શ્લોક ટાંકે છે—

**नोऽर्हद्यो जैनैरर्चितः शुभक्त शैव शैवो योगिभिर्योगिरङ्ग ।**
**जैनैस्तावज्जन एवेति कृत्वा नत्वाधार स्तूयते वस्तुपाल ॥**[18]

અર્થાત્ જુદા જુદા ધાર્મિક સંપ્રદાયવાળા એને પોતાનામાંનો ગણીને સ્તુતિ કરતા હતા

**૬૨.** વળી કાવ્યના દોષ સમજીને એ સુધારવાની શક્તિ વસ્તુપાળમાં હતી, અને એથી એને 'સહૃદયચૂડામણિ' તરીકે વર્ણવવામાં આવ્યો છે[19] કવિતા અને કળાનો એ ભાવક હતો, એટલું જ નહિ, પોતાના બોધ અને આનંદ માટે ધાર્મિક અને સાહિત્ય ગ્રન્થો પણ તેણે બીજા વિદ્વાનો પાસે રચાવ્યા હતા નરચન્દ્રસૂરિનો 'કથારત્નાકર' અને નરેન્દ્રપ્રભસૂરિનો 'અલંકારમહોદધિ' વસ્તુપાળની વિનતીથી રચાયા હતા (જુઓ પરા ૧૧૮–૧૧૧) એનો ફુરસદનો સમય મોટે ભાગે સાહિત્યકારો અને કવિઓની સોબતમાં વીતતો હતો[20] એણે પોતે જ 'નરનારાયણાનંદ' મહાકાવ્ય (૧૬–૩૬) માં કહ્યું છે કે નાનો ભાઈ તેજપાળ રાજકાર્યની પૂરતી કાળજી લેતો હતો તથી પોતે વિદ્યાવિનોદમાં સમય ગાળી શકતો હતો આવો મોટો રાજકીય હોદ્દો ભોગવતા છતાં એ સ્વભાવે ઘણો નમ્ર હતો પોતાના ગુરુ વિજયસેનસૂરિના શિષ્ય ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય' મહાકાવ્યની પોતાના હસ્તાક્ષરોમાં નકલ કરવાનો સમય તેણે આવેલો નહીંરી કાર્યોમાંથી પણ મેળવ્યો હતો સં ૧૨૯૦ (ઈ સ ૧૨૩૪) માં લખાયેલ આ તાડપત્રીય પુસ્તક ખંભાતના જૈન ભંડારમાં છે અને આવા મહાન પુરુષના હસ્તાક્ષર સાત સદીઓ કરતાં પણ વધારે સમય પછી એમાં

૧૭ કૌ ૪ ૪૦
૧૮ પ્રસં પૃ ૬૮
૧૯ सत्कविकाव्यशरीरे दुःसाध्य दोषमोषणैकभिषक् ।
श्री वस्तुपालसचिव सहृदयचूडामणिर्जयति ॥
(ચાલુ ૨)
૨૦ વ્રી ૬

લખાયેલા મળે છે (જુઓ એ હસ્તપ્રતની પુષ્પિકા—સં૦ ૧૨૯૦ વર્ષે ચૈત્ર શુદ્ધ રવૌ શ્રીસ્તંભતીર્થવેલાકૂલમનુપાલયતા મહ૦ શ્રીવસ્તુપાલેન શ્રીધર્માભ્યુદયમહાકાવ્યપુસ્તકમિદમલેખિ ॥ ) એ કાળના ગુજરાતનો જૈન કે જૈનેતર કોઈ વિશિષ્ટ વિદ્વાન ભાગ્યે જ એવો હશે કે જે એક અથવા બીજી રીતે વસ્તુપાળના સંપર્કમાં આવ્યો ન હોય એના પોતાના પ્રત્યક્ષ આશ્રય નીચે કે એના વ્યક્તિત્વની અપ્રત્યક્ષ અસર નીચે સંખ્યાબંધ ગ્રન્થો રચાયેલા મળે છે

### વસ્તુપાળની સાહિત્યરચના

૬૩. ઇતિહાસમાં ઘણી વાર એવું બન્યું છે કે કવિઓના આશ્રયદાતા પોતે જ કવિઓ હોય ગદ્યકર્તા કવિઓના ઘણા ઉદાહરણ ભારતીય સાહિત્યમાં છે વસ્તુપાળનું નામ પણ આવી વ્યક્તિઓમાં ગણી શકાય કવિઓના આશ્રયદાતા તરીકે એની પ્રશંસા થઈ છે એવી રીતે કવિ તરીકે પણ એની પુષ્કળ સ્તુતિ કરવામાં આવી છે 'કૂર્ચાલ સરસ્વતી' (દાઢીવાળી સરસ્વતી)[21] અને 'કવિકુંજર' તથા 'કવિચક્રવર્તી' તરીકે એ વર્ણવાયો છે તથા સરસ્વતીના ધર્મપુત્ર લેખે એનો ઉલ્લેખ થયો છે[22] 'પ્રબન્ધચિન્તામણિ' (પૃ ૧૦૦) અને બીજા ગ્રન્થોમાં 'સરસ્વતીકંઠાભરણ' એવું એને બિરુદ આપ્યું છે એ પણ જાણવા મળે છે કે વસ્તુપાળે નરચંદ્રસૂરિ પાસે ન્યાય વ્યાકરણ અને સાહિત્ય એ ત્રણ વિદ્યાઓનો તથા જૈન શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો (જુઓ પેરા ૧૧૮) એનું કવિતાનું નામ 'વસંતપાલ' હતું, અને તે સોમેશ્વર, હરિહર આદિ કવિઓએ એને આપ્યું હતું[23]

---

૨૧ પુઅસ પૃ ૫૫

૨૨ ગિરનારના શિલાલેખોમાં વસ્તુપાળને धर्मसूनु सरस्वत्या અને शारदाप्रतिपन्नापत्यम् તરીકે વર્ણવેલ છે જુઓ પ્રાલે, ૧-૨'

वस्तुपालयशोवीरौ सत्य वाग्देवतासुतौ ।
एको दानस्वभावोऽमूदुभयोरन्यथा कथम् ॥

વાગ્દેવીપ્રસૂનુ' બિરુદ વસ્તુપાળે પોતાને માટે નના ૧૬-૪૦ માં પ્રયોજ્યું છે વસ્તુપાળના બિરુદો માટે જુઓ વચ ૬ ૧૩૩ ૧૩૪ વળી જુઓ હીરાનંદનો 'વસ્તુપાલ રાસ'

૨૩ નના ૧૬ ૩૯ જેવી રીતે વસંતપાલ એ વસ્તુપાલ નામનું કવિતાનું રૂપ છે તેવી રીતે 'વસ્તુપાલ નામ પણ સહેજ સામંત્યથી સમજાય એવા કોઈ ...નું સંસ્કૃતીકરણ હોય એ બનવા જોગ છે જૂના ગુજરાતી રાસાઓમાં ઘણી વાર ...પાલ અને તેજપાલને બદલે વસ્તિગ અને તેજિગ એવાં નામ મળે છે તેથી

આલેખ્યું જીવન આલેખતાં રચિત મહાકાવ્યને બાલચન્દ્રે 'વસંતવિલાસ' નામ આપ્યું હતું તે આ કારણથી. શત્રુંજય ઉપર આદિનાથનું દર્શન કરીને થયેલી નૈસર્ગિક પ્રેરણાથી રચેલું સ્તોત્ર તે પોતાની પ્રથમ કાવ્યરચના હતી એમ 'નરનારાયણાનંદ'ને અંતે તે કહે છે.[24] આ રચના તે વસ્તુપાળકૃત 'આદિનાથસ્તોત્ર'. વસ્તુપાળે આ સિવાય 'નેમિનાથસ્તોત્ર' અને 'અંબિકાસ્તોત્ર' જેવાં અલ્પાક્ષર સ્તોત્રો તથા ૧૦ શ્લોકની સંક્ષિપ્ત 'આરાધના' રચી છે. 'આરાધના' એ ઘણું કરીને વસ્તુપાળની અંતિમ રચના છે, કેમકે એનો પહેલો શ્લોક (न कृतं सुकृतं किञ्चित्०) 'પ્રબન્ધચિન્તામણિ' (શ્લો. ૨૩૪), 'પ્રબન્ધકોશ' (શ્લો. ૩૩૭) અને 'પુરાતનપ્રબન્ધસંગ્રહ'માં (શ્લો. ૨૦૨) ઉદ્ધૃત થયો છે તથા વસ્તુપાળે એ શ્લોક મરણપથારીએથી ઉચ્ચાર્યો હોવાનું કહ્યું છે. 'પ્રબન્ધચિન્તામણિ' (પૃ. ૧૦૫) કહે છે કે શત્રુંજયની યાત્રાએ જતાં માર્ગમાં મરણાસન્ન વસ્તુપાળે આ શ્લોક ઉચ્ચારીને પર્યન્તારાધના કરી હતી. છેલ્લી શત્રુંજયયાત્રાના સમયે, જ્યારે શરીર ખૂબ શિથિલ બન્યું હતું ત્યારે વસ્તુપાળે 'આરાધના'ની રચના કરી હતી એમ જણાય છે.

૬૪. સાહિત્યિક સાધનોમાંથી એ પણ જણાય છે કે વસ્તુપાળ સૂક્તિરચનામાં કુશળ હતો. પોતાના આશ્રયદાતા અને મિત્રની આ વિશિષ્ટશક્તિ વિશે સોમેશ્વર લખે છે—

अम्भोजसम्भवसुतावक्त्राम्भोजेऽस्ति वस्तुपालस्य ।
यद्वीणारणितानि श्रूयन्ते सूक्तिदम्भेन ॥[25]

ઉદયપ્રભસૂરિએ પોતાની પહેલી 'વસ્તુપાલસ્તુતિ'માં વસ્તુપાળની સૂક્તિઓની પ્રશંસા નીચેના સરળ પણ કવિત્વપૂર્ણ શ્લોકમાં કરી છે—

पीयूषादपि पेशला शशधरज्योत्स्नाकलापादपि
स्वच्छा नूतनचूतमञ्जरिभरादप्युल्लसत्सौरभा ।
वाग्देवीमुखसामसूक्तविशदोद्गारादपि प्राञ्जला
केषां न प्रथयन्ति चेतसि मुदं श्रीवस्तुपालोक्तयः ॥[26]

---

આ અનુમાન કરવાને હું પ્રેરાયો છું. આજે પણ ઉત્તર ગુજરાત અને મારવાડના વણિકોમાં વસ્તો નામ પ્રચલિત છે એ સૂચક છે.

૨૪ મો૦ ૧૬ ૩૮

૨૫ ઉરા ૮

૨૬ આ શ્લોક પ્રકો (પૃ ૧૧૬) અને ઉત (પૃ ૭૦)માં પણ છે. ઉદયપ્રભના ધર્માભ્યુદય મહાકાવ્યને અંતે પણ તે ઉદ્ધૃત થયેલો છે.

વસ્તુપાલકૃત સૂક્તિઓ સુભાષિતસંગ્રહોમાં ઉદ્ધૃત કરવામાં આવી છે, જે બતાવે છે કે એની કવિતાની કીર્તિ ગૂજરાતની સીમાઓની બહાર પ્રસરેલી હતી. વસ્તુપાલના ચાર શ્લોકો દેવગિરિના રાજા કૃષ્ણ (ઈ. સ. ૧૨૪૭–૧૨૬૦)ના આશ્રિત–હસ્તિદળના ઉપરી જલ્હણકૃત 'સૂક્તિ-મુક્તાવલિ'માં ઉદ્ધૃત થયા છે.૨૭ દેવગિરિ અને ગૂજરાતના રાજાઓ વચ્ચે સતત યુદ્ધો ચાલ્યા કરતા હતા, પણ આ સંઘર્ષને પરિણામે જ બન્ને રાજ્યો વચ્ચે શાન્તિના ગાળામાં સાંસ્કારિક સંપર્ક રહેતો હશે અને બન્ને પક્ષે આદાનપ્રદાન થતું હશે તે આ ઉપરથી જણાય છે. શાકંભરીના શાર્ઙ્ગધર (ઈ. સ. ૧૩૬૩) કૃત 'શાર્ઙ્ગધરપદ્ધતિ'માં વસ્તુપાલનો એક શ્લોક સ્થાન પામ્યો છે.૨૮ પ્રબન્ધોમાં પુષ્કળ શ્લોકો વસ્તુપાલના મુખમાં મૂકાયા છે.૨૯ અને અમુક પ્રસંગોએ એ શ્લોકો બોલાયા હતા એ પણ ત્યાં સૂચિત કરેલું છે. સૂક્તિરચનામાં વસ્તુપાલની કુશળતા જોતાં એમાંના ઘણાખરા શ્લોકો એની પોતાની જ રચના હશે એ માનવું યોગ્ય છે. યોગ્ય પ્રસંગે એ શીઘ્રસૂક્તિઓ તે કરી શકતો હશે એવી કલ્પના થાય છે. 'આબુપ્રશસ્તિ'—સોમેશ્વરે કાવ્યરચનામાં વસ્તુપાલની મૌલિકતાની અને રાજ્યવ્યવસ્થામાં એના કૌશલ્યની પ્રશંસા કરી છે.૩૦ કેટલીક શત્રુંજયયાત્રા સમયે વસ્તુપાલના મુખમાં મૂકાયેલા શ્લોકો (પ્રચિ પૃ. ૧૦૫, પદ્ય ૪૬૧ થી ૪૬૪) એની ધાર્મિક ભાવ અને નમ્રતા સૂચવે છે.

કાવ્ય છે. કાવ્યને અંતે (૧૬-૩૭) વસ્તુપાળે પોતાની સંઘયાત્રાઓનો ઉલ્લેખ કર્યો છે. બીજાં સાધનોમાંથી જણાય છે કે એણે પહેલી મોટી સંઘયાત્રા ઈ. સ. ૧૨૨૧ માં કરી હતી, આથી કાવ્યની રચના એ વર્ષની પછી થઈ હોવી જોઈએ. જીવન અને સાહિત્યના વિવિધ ક્ષેત્રોમાં આવું વિશિષ્ટ કાર્ય કરનાર વસ્તુપાળની પ્રશંસા નીચેના શ્લોકમાં કરીને નરેન્દ્રપ્રભસૂરિએ એની અનેકવિધ સિદ્ધિઓનો સક્ષિપ્ત કવિત્વમય ઉલ્લેખ કર્યો છે—

> त्यागाः कुड्मलयन्ति कल्पविटपित्यागक्रियापाटवं
> काव्यं काव्यकलापि कोमलयति द्वैपायनीयं वचः ।
> बुद्धिर्धिक्कुरुते च यस्य धिषणां चाणक्यचिन्तामणेः
> सोऽयं कस्य न वस्तुपालसचिवोत्तंसः प्रशंसास्पदम् ॥[31]

૬૬. એક વ્યક્તિ મહાન રાજપુરુષ અને વહીવટકર્તા હોય અને સાથોસાથ સાહિત્યકાર પણ હોય એ આધુનિક વાચકને જરા આશ્ચર્યજનક લાગે છે. આવા લોકો સાહિત્યને આશ્રય આપતા હોય એવું જાણવામાં આવે છે, પણ જ્યારે એમના ઉપર ગ્રન્થોના કર્તૃત્વનું આરોપણ કરવામાં આવે ત્યારે કેટલાકને એ વિશે શંકા થાય છે. વળી આવી શંકા દર વખતે પાયા વિનાની હોતી નથી, કેમકે ભોજ અને બીજા પ્રસિદ્ધ રાજાઓને નામે ચડેલી સાહિત્યકૃતિઓ તેમના આશ્રિતોએ રચેલી છે એમ કેટલાક વિદ્વાનો માને છે, તો પછી વસ્તુપાળની ગણાતી કૃતિઓ વિશે પણ આવી શંકા રાખવી યોગ્ય નથી? આવી બાબતોમાં શંકાનું સંપૂર્ણ નિવારણ તો ન થઈ શકે, કેમકે છેવટે તો આ પ્રશ્ન પુરાવાનો કેવી રીતે અર્થ કરવો એનો છે. પરન્તુ એક વસ્તુ ચોક્કસ છે કે રાજપુરુષ અને વહીવટકર્તા સાથોસાથ સાહિત્યકાર પણ હોય એમાં કશું અસંગત કે અસંભવિત નથી. દ્વિભાષીનું ઉદાહરણ બહુ જાણીતું છે. પણ આવાં ઉદાહરણ માટે આપણે પરદેશો સુધી જવાની જરૂર નથી, ગુજરાતના તથા ભારતના બીજા પ્રદેશોના સાહિત્યિક ઇતિહાસમાંથી આવા ઘણા દાખલા મળે છે. એમાંના કેટલાકનો ઉલ્લેખ અહીં કરી શકાય. સંસ્કૃત નાટક 'મુદ્રારાક્ષસ'નો (ઈ. સ.ની ૫ મી સદી) કર્તા વિશાખદત્ત એ મહારાજ ભાસ્કરદત્તનો પુત્ર અને સામંત વટેશ્વરદત્તનો પૌત્ર હતો, અને ગુપ્તકાલના એક સામંત કુટુંબમાં જન્મ્યો હતો. 'કર્પૂરચરિત ભાણ' આદિ ૭ રૂપકોનો (ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝમાં 'રૂપકષટ્કમ્' શીર્ષક નીચે પ્રકટ થયેલાં રૂપકોનો) કર્તા વત્સરાજ ૧૩ મી સદીમાં થયેલા

---

૩૧. એજ, ૫. ૨

કાલંજરના રાજા પરમર્દિદેવ અને એના પુત્ર ત્રૈલોક્યવર્મદેવનો મંત્રી હતો પ્રાકૃત ગ્રન્થ 'મુનિસુવ્રતચરિત' (ઈ સ ૧૧૩૭)ના કર્તા શ્રીચન્દ્રસૂરિ સાધુ થયા તે પહેલા લાટ દેશના મંત્રી હતા આ હકીકત 'સુપાસનાહ ચરિય' (ઈ સ ૧૧૪૩)ના પ્રસિદ્ધ કર્તા, એમના ભાઈ લક્ષ્મણગણિએ પોતાના ગ્રન્થને અંતે નોંધી છે મહાન વૈદિક ભાષ્યકારો સાયણ અને તેનો ભાઈ માધવ જેઓ વિજયનગરના રાજ્યના મંત્રીઓ હતા એમના નામ તો જાણીતા છે તેઓ પોતે મોટા વિદ્વાનો હોવા સાથે વિદ્યાના આશ્રયદાતાઓ હતા અને એમના કાર્યથી સંસ્કૃત સાહિત્યનો કોઈ પણ અભ્યાસી ભાગ્યેજ અજ્ઞાન હશે ઉચ્ચ સ્થાન ધરાવતા પુરુષો પોતાના સમયના સાંસ્કારિક નેતાઓ પણ હોય એ પ્રાચીન અને મધ્યકાલીન ભારતની એક પરંપરા હતી, અને પોતાનું જીવનકાર્ય કર્યા પછી જગતના બંધનો દૂર કરીને, આપણે વસ્તુપાળ વિશે જોઈએ છીએ તેમ, યોગની નતુનો ત્યાગ કરવાની એમની મહત્ત્વાકાંક્ષા હતી આથી હમ્મીરમદમર્દન સૂચવ્યું તે પ્રમાણે માની લીધેલી અસ્તગતિને આધારે વસ્તુપાળની સાહિત્યરચનાઓના કર્તૃત્વ વિશે શંકા ઉઠાવવાનું કશું કારણ નથી– સિવાય કે, બીજા દાખલાઓમાં છે તેમ, એવી શંકા ઉઠાવવા માટે પૂરતો કહી શકાય એવો પ્રત્યક્ષ કે પરોક્ષ નિશ્ચિત પુરાવો મળતો હોય [૩૨]

---

૩૨ ગુજરાતની સાંસ્કારિક પરંપરાનો વિચાર કરતાં આ પ્રાન્તની વિશિષ્ટ એવી કેટલીક ઐતિહાસિક હકીકતોનો પણ ખ્યાલ રાખવો જોઈએ આપણે જોયું છે કે પોતાના જન્મ અને વ્યવસાયથી વિદ્યાને વરેલા બ્રાહ્મણો ઉપરાંત ગુજરાતમાં પ્રાગ્વાટ અને શ્રીમાળીઓના સંસ્કૃત સમુદાયો હતા જેમને શ્રીમાળની સાહિત્ય પરંપરાનો વારસો મળ્યો હતો, અને એમ કહી શકાય કે રાજકાર્ય અને સાહિત્યની કલાઓમાં સમાનરૂપે પ્રવીણ વસ્તુપાળે પોતાની જ્ઞાતિની પરંપરાને જ ચાલુ રાખી હતી આ બન્ને જ્ઞાતિઓ પ્રાગ્વાટ અને શ્રીમાળીએ માત્ર વેપારીઓ જ નહિ પણ વિખ્યાત વહીવટકર્તાઓ સેનાપતિઓ, મહાન સ્થાપત્યો બંધાવનારાઓ વિદ્વાનો તેમજ કવિઓ પેદા કર્યા છે માત્ર થોડાક જ ઉદાહરણ લઈએ તો—શ્રીપાલ એનો પુત્ર સિદ્ધપાલ અને પૌત્ર વિજયપાલ (જુઓ પૅરા ૨૮-૨૯) પ્રાગ્વાટ હતા કુમારપાળનો કવિ મંત્રી દુર્લભરાજ, જેણે જ્યોતિષગ્રન્થ 'સામુદ્રિક તિલક' લખવું ઈ સ ૧૧૬૦માં આરંભ્યું હતું તે પ્રાગ્વાટ હતો (દેસાઈ, પૃ ૨૭૭ ૭૯) આલંકારિક વાગ્ભટ (પૅરા ૩૦) તથા 'મેઘદૂત'નો ટીકાકાર અને 'ઉપદેશકંદલી' અને 'વિવેકમંજરી' નામે પ્રાકૃત પ્રકરણો લખનાર આસડ શ્રીમાળી હતો (પિટર્સન રિપોર્ટ ૧ પૃ ૫૬ રિપોર્ટ ૩ પૃ ૧૨ અને ૧૦૦) હેમચન્દ્રે જેને બાલકવિનું બિરુદ આપ્યું હતું તે જગદેવ એક મંત્રીનો પુત્ર હતો અને શ્રીમાળી હતો (પિટર્સન રિપોર્ટ ૩ પૃ ૯૬ ૯૭) પ્રમાણમાં અર્વાચીન કાળ તરફ આવતાં માળવામાં માંડુના શ્રીમાળી મંત્રી મંડન (ઈ સ ૧૪૫૦ આસપાસ)ને

# પ્રકરણ ૫

## મહામાત્ય વસ્તુપાળનું સાહિત્યમંડળ

૬૭. વસ્તુપાળના જીવન અને કાર્યની રૂપરેખા જોયા પછી આપણે એના સાહિત્યમંડળના કવિપંડિતો તરફ આવીએ. એમના જીવન વિશેની ઉપલબ્ધ હકીકતોમાંથી જાણવા મળે છે કે આ લોકો વસ્તુપાળના સંપર્કમાં કેવી રીતે આવ્યા હતા, પોતાની કાવ્યરચનાઓ વડે તેઓ વસ્તુપાળને કેવી રીતે પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરતા હતા, તથા મંત્રી એમની રચનાઓની કેવી રીતે કદર કરતો હતો. આપણે એ પણ જોઈશું કે એ કવિઓમાંના કેટલાકે વસ્તુપાળનાં પરાક્રમો અને એનાં સત્કૃત્યો વર્ણવવા માટે સ્વતંત્ર કાવ્યો રચ્યાં હતાં તથા અમુક વિશિષ્ટ વિષય ઉપરના ગ્રન્થો મંત્રીની ખાસ વિનંતિથી લખાયા હતા. આ કવિપંડિતો પરસ્પરના સંપર્કમાં કેવી રીતે આવતા હતા, પરસ્પરને સહાય કરતા હતા, એકબીજાની સ્પર્ધા કરતા હતા, એ પણ આપણે જોઈશું. આ લોકો એક વિદ્યામંડળરૂપ હતા અને માત્ર આકસ્મિક આગંતુક નહોતા એ તુરત જોઈ શકાય એમ છે. પરન્તુ આ કવિપંડિતોને વાઘેલા રાજ્યદરબારના સાહિત્યમંડળ તરીકે નહિ, પણ વસ્તુપાળના સાહિત્યમંડળ તરીકે ઓળખાવવાનું કઈ રીતે યોગ્ય છે એવો પ્રશ્ન કદાચ થશે. આ લોકો ધોળકાના દરબારમાં આવતા હતા તથા હરિહર, નાનાક અને અરિસિંહને વિશે બન્યું છે તેમ (પૅરા ૮૧, ૮૭, ૯૬) રાજા પાસેથી કેટલીક વાર પ્રીતિદાન મેળવતા હતા, પણ હવે પછી રજૂ થનાર પુરાવાને આધારે એ જોઈ શકાશે કે તેઓ વાઘેલા રાજા વિશેની પ્રશસ્ત્યાત્મક કાવ્યરચના કોઈ કોઈ પ્રસંગે જ કરતા હતા, જે પુરવાર કરે છે કે એમને વસ્તુપાળનો જ મુખ્ય આશ્રય હતો અને વસ્તુપાળ દ્વારા જ એમની સાહિત્ય

૧ તે ખરી નાથ મદન વિદ્યાનો મોટો આશ્રયદાતા હતો તથા પોતે પણ સારો સંસ્કૃત લેખક હતો (જુઓ પૃ ૪૭૬ અને આગળ). ગુજરાતની મોટી કેટલીક વણિક જ્ઞાતિઓ—ધર્કટ, મોઢ, વાયડા વગેરેએ પણ સંસ્કૃત સાહિત્યમાં ફાળો આપ્યો છે. દરેકનું માત્ર એક ઉદાહરણ લઈએ : ‘મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ’ના કર્તા યશશ્ચન્દ્ર (પૅરા ૨૩, ટિપ્પણ) ધર્કટ હતો; ‘મોહરાજપરાજય’ના કર્તા યશપાલ (પૅરા ૩૨) મોઢ હતો; પણ મંત્રી જેણે કેટલાં સ્તોત્રોની રચના કરી હતી (પૅરા ૧૦૫) તે વાયડા જ્ઞાતિનો હતો. બીજા ઘણા લેખકો છે, જેમનો આ રીતે ઉલ્લેખ કરી શકાય, પણ ગુજરાતના રાજપુરુષો તથા શાહ સોદાગરો લક્ષ્મી અને સરસ્વતીની સમાન આરાધના કેવી રીતે કરતા હતા એ બતાવવા માટે આ થોડાંક ઉદાહરણ પણ પૂરતાં થઈ પડશે.

પ્રવૃત્તિને ઉત્તેજન મળતું હતું આ સાહિત્યમંડળની પ્રવૃત્તિનો અભ્યાસ વસ્તુપાળના સમયના નાગરિક જીવન ઉપર ભારે પ્રકાશ પાડે છે અને મધ્યકાલીન ગુજરાતની સાહિત્યિક અને વિદ્યાવિષયક પરંપરા સમજવા માટે પણ તે બહુ ઉપયોગી છે આ સાહિત્યકારો વિશે એક પછી એક આપણે વિચારીએ

## (૧) સોમેશ્વર

यस्यास्ते मुखपङ्कजे मुखमृचा वेद स्मृतीर्वेद य-
श्रेता सद्मनि यस्य यस्य रसना सूते च सूक्तामृतम् ।
राजान श्रियमर्जयन्ति महतीं यत्पूजया गुर्जरा
कर्तुं तस्य गुणस्तुतिं जगति कः सोमेश्वरस्येश्वर ॥

—વસ્તુપાળ[1]

૬૮. સોમેશ્વર અથવા સોમેશ્વરદેવ વસ્તુપાળનો ગાઢ મિત્ર હતો તથા એના આશ્રિત કવિઓમાં મુખ્ય હતો ગુજરાતના ચૌલુક્ય રાજાઓનો એ વંશપરંપરાગત પુરોહિત હતો, અને અણહિલવાડ તથા ધોળકાના રાજદરબારોમાં તેનો ભારે પ્રભાવ હતો એક વાર શત્રુંજયની તીર્થયાત્રાએથી પાછા ફરતા વસ્તુપાળ અને તેજપાળ ધોળકે આવ્યા ત્યારે સોમેશ્વર સાથે તેમનો મેળાપ થયો (પેરા ૮૭), અને ટૂંક સમયમાં તો તેઓ એવા ગાઢ મિત્ર બની ગયા કે વસ્તુપાળે રાણા વીરધવલ સાથે તેમનો પરિચય કરાવ્યો ઘણું કરીને આ પ્રસંગ પછી જ, વસ્તુપાળ–તેજપાળની શક્તિઓની કદર કરીને વીરધવલે ભીમદેવ બીજા પાસેથી તેમની સેવાઓ ઉછીની લીધી હશે આથી વસ્તુપાળના મંત્રિપદનો પ્રારંભ થયો ત્યાર પહેલાં—એટલે કે ઈ સ ૧૨૨૦ પહેલાં વસ્તુપાળ અને સોમેશ્વર પરસ્પર પરિચયમાં આવ્યા હોય એ તદ્દન સંભવિત છે એમનો પરિચય એથી વધારે જૂનો હોય એવી કલ્પના કરવાનું પણ મને મન થાય છે ચૌલુક્યોના વંશપરંપરાગત પુરોહિત સોમેશ્વર અને વસ્તુપાળનું મિલન અણહિલવાડમાં જ થયું હોય એમ બને આ બન્ને વિશિષ્ટ વ્યક્તિઓએ એકબીજા ઉપર જે છાપ પાડી તે ધોળકામાં મૈત્રીરૂપે પરિણમી હોય હિન્દુ ગુજરાતના છેલ્લા રાજકીય અને સાંસ્કારિક પુનરુજ્જીવનનું એક સાચું પ્રેરણાસ્થાન આ મૈત્રીને ગણી શકાય

### સોમેશ્વર અને તેના પૂર્વજો

૬૯. સંસ્કૃત સાહિત્યના અનેક ગ્રન્થોમાંથી જ્વલ્લે જ સોમેશ્વરે પોતાને વિશે તથા પોતાના પૂર્વજોને વિશે પણ કાંઈક માહિતી આપી છે પોતાના

1 ઉશ્રા ૧–૮ માં ઉદ્ધૃત

'સુરથોત્સવ' મહાકાવ્યના 'કવિપ્રશસ્તિવર્ણન' એ નામના છેલ્લા સર્ગમા તેણે પોતાના દશ પૂર્વજોનો ટૂંક વૃત્તાન્ત આપ્યો છે તથા ઘણી મહત્ત્વની આત્મકથનાત્મક વિગતો પણ પૂરી પાડી છે પ્રસ્તુત સર્ગના આ ઐતિહાસિક અંશનો સાર અહીં જોવો ઉપયોગી થઈ પડશે એમા સોમેશ્વર કહે છે—"જ્યા પ્રશસ્ત આચરણોની પ્રધાનતા છે એવું નગર[2] નામનુ બ્રાહ્મણોનુ સ્થાન છે ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણ એ ત્રણ અગ્નિઓથી એ પવિત્ર હોવાથી ત્યા કલિ કદી પ્રવેશ કરી શકતો નહોતો ત્યા સર્વદા વેદોચ્ચાર થતો અને ત્યાના મહાલયોમા બાળક પણ અપવિત્ર નહોતો એ તીર્થસ્થાનને શી ઉપમા આપી શકાય? એ સ્થાનની શ્રીમત્તા અને પવિત્રતાથી આકર્ષાઈને દેવોએ સ્વર્ગનો ત્યાગ કરીને જાણે કે બ્રાહ્મણોરૂપે ત્યા નિવાસ કર્યો ન હોય! એ નગરમા વસિષ્ઠ ગોત્રના બ્રાહ્મણોમા ગુલેચા[3] નામે ઓળખાતુ કુળ હતું એ કુળમા સોલશર્મા નામે બ્રાહ્મણ થયો હતો તેણે યજ્ઞોમા સોમરસ વડે તથા પ્રયાગમા પિંડદાન વડે પિતૃઓનુ તર્પણ કર્યું હતુ ગૂર્જરક્ષિતિપતિ મૂળરાજે એને પુરોહિત બનાવ્યો હતો, તથા સૂર્યવંશમા વસિષ્ઠની જેમ તે મોટી પ્રતિષ્ઠા પામ્યો હતો આ કલિકાલમા પણ તેણે વિધિવત્ વાજપેય યજ્ઞ કર્યો હતો એના કેટલા સુચરિતો વર્ણવું! ઋગ્વેદવેદી, શતક્રતુ–સો યજ્ઞો કરનારા અન્નદાન આપનાર અને જિતેન્દ્રિય એ પુરોહિતેન્દ્રનુ અવસાન થતા એનો પુત્ર લલ્લશર્મા મૂળરાજના પુત્ર ચામુંડરાજનો પુરોહિત થયો લલ્લશર્માની પછી એનો સ્વયંભૂ જેવો પુત્ર મુંજ થયો, જે દુર્લભરાજનો પુરોહિત બન્યો હતો એના પુરોહિત કાળમા આ જગતમા કશું જ દુર્લભરાજ માટે દુર્લભ નહોતુ એનો પુત્ર સોમ[4] હતો, જેના આશીર્વાદથી રાજા ભીમદેવને યશ પ્રાપ્ત થયો હતો સોમનો પુત્ર આમશર્મા થયો, જેણે ૭ પ્રકારના જ્યોતિષ્ટોમ યજ્ઞો કર્યા હતા અને 'સમ્રાટ્' એવી યાજ્ઞિકી ઉપાધિ પ્રાપ્ત કરી હતી[5] સિદ્ધરાજના પિતા કર્ણનો એ

૨ ઉત્તર ગુજરાતના વડનગર (પ્રાચીન આનંદપુર)નુ ટૂંકુ નામ નગર વડનગરા નાગર બ્રાહ્મણોનુ એ મૂળ સ્થાન છે

૩ અત્યારે નાગરોમા લગ્નસમયની ગોત્રોચ્ચારવિધિમા ગુલેચા ગોત્રનુ નામ આવે છે જુઓ આચાર્ય આનંદશંકર ધ્રુવ 'દિગ્દર્શન' પૃ ૪૮ ટિપ્પણ ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા ગુલેચા ગોત્રના અને સોમેશ્વરના વંશમા થયા હોવાની પરંપરા તેમના કુટુંબમા છે

૪ સુવિહિત જૈન સાધુઓને અણહિલવાડમા પ્રવેશ અપાવનાર સોમ કે સોમેશ્વર આ જ હશે (જુઓ પેરા ૩૭)

૫ મધ્યકાલીન ગુજરાતમા વૈદિક યજ્ઞો થતા હતા એટલુ જ નહિ પણ

પુરોહિત હતો. ચૌલુક્યવંશીય રાજાએ આપેલા ધનમાંથી તેણે શિવમન્દિરો કરાવ્યાં, કમળો વડે રુચિર સરોવરો બાંધ્યાં તથા ગરીબોને દાન આપ્યાં. એક વાર કર્ણે માળવા ઉપર આક્રમણ કર્યું હતું. માળવાના સૈન્યને યુદ્ધમાં હારતું જોઈને ધારાના પુરોહિતે એક કૃત્યા ઉત્પન્ન કરી. પરન્તુ આમશર્માએ મંત્રબળથી પોતાના રાજાનું રક્ષણ કર્યું, એટલું જ નહિ, પણ કૃત્યાને ગેળ દાધી વિદ્યુત્ વૃક્ષનો નાશ કરે તેમ કૃત્યા પોતાને ઉત્પન્ન કરનારનો જ નાશ કરીને અદૃશ્ય થઈ ગઈ. આમશર્માનો પુત્ર કુમાર હતો, અને તે સિદ્ધરાજનો પુરોહિત હતો. એની આશિષથી સિદ્ધરાજે સિન્ધુ દેશના પ્રૌઢપ્રતાપ અધિપતિને કેદ પકડ્યો હતો, માળવાના બળવાન રાજાને તેની સ્ત્રીઓ સહિત કારાગૃહમાં નાખ્યો હતો, અને સપાદલક્ષના ગર્વિષ્ઠ રાજાને પોતાના ચરણોમાં મસ્તક નમાવવાનું શીખવ્યું હતું. ચક્રવર્તીના આ પુરોહિતે ઘણા યજ્ઞો કર્યા

બહોળા પ્રમાણમાં થતા હતા એ નોંધપાત્ર છે. ઈસવી સનના ચૌદમા સૈકાના આરંભમાં, જ્યારે મુસ્લિમોએ અણહિલવાડ ઉપર વિજય કર્યો ત્યાંસુધી ઓછામાં ઓછું આ પરંપરા ચાલુ રહી હતી. 'નૈષધીયચરિત'ના સુપ્રસિદ્ધ ટીકાકાર તથા ધોળકાના રહેવાસી ચંડુ પંડિતે (ઈ. સ. ૧૨૯૭) દ્વાદશાહ અને અગ્નિચયન જેવા કેટલા વૈદિક યજ્ઞો કર્યા હતા, વાજપેય અને બૃહસ્પતિસવ યજ્ઞો કરીને તેણે અનુક્રમે 'સમ્રાટ' અને 'સ્થપતિ'ની પદવીઓ મેળવી હતી.

यो वाजपेययजनेन बभूव सम्राट्
कृत्वा बृहस्पतिसवं स्थपतिं तमपि ।
यो द्वादशाहय[ज]नेऽग्निचिदप्यभूत् स
श्रीचण्डुपण्डित इमां वितनोति टीकाम् ॥

ચંડુ પંડિતે કેટલાક સોમસત્રો પણ કર્યા હતા. સંસ્કૃત સાહિત્યમાં ચંડુ એક માત્ર એવો ટીકાકાર છે, જે વારંવાર શ્રૌત સૂત્રોનાં અવતરણ આપે છે (કૃષ્ણકાન્ત હંદિકી 'નૈષધીયચરિત'નો અંગ્રેજી અનુવાદ, પ્રસ્તાવના, પૃ. ૩). આ બતાવે છે કે ગુજરાતમાં ખાસ કરીને વડનગર, આનંદપુર અને ધોળકાના બ્રાહ્મણોમાં વૈદિક વિજ્ઞાનનો સારો પ્રચાર હતો. ધોળકા કે જે વસ્તુપાલની પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન હતું તે માત્ર રાજકીય દૃષ્ટિએ જ નહિ, સાંસ્કારિક દૃષ્ટિએ પણ ગુજરાતનું દ્વિતીય પાટનગર બન્યું હતું. આ સંબંધમાં નોંધવું રસપ્રદ થશે કે લોકાયત દર્શનના એક અદ્વિતીય ગ્રન્થ જયરાશિકૃત 'તત્ત્વોપપ્લવસિંહ' (ઈસવી ૭ મો ૮ મો સૈકો)ની પોથી ઈ. સ. ૧૨૯૩માં તાડપત્રીય નકલ થયેલી છે. આ બતાવે છે કે ધોળકા રાજ્યધાની દરમ્યાન આ નગરના દાર્શનિક વાદવિવાદ અને અભ્યાસનો એક આવશ્યક વિષય હતી અને ચાર્વાક જેવા ઘણાખરા વિસ્મૃત દર્શનના સિદ્ધાન્તોના અભ્યાસની પણ ત્યાં વ્યવસ્થા હતી. (૧ નમ્બર ૮૭ અને ૯ 'તત્ત્વોપપ્લવસિંહ' પ્રસ્તાવના, પૃ. ૧ ટિપ્પણ)

હતા તથા સેંકડો તળાવો ખોદાવ્યાં હતાં કુમારનો પુત્ર સર્વદેવ મનુસ્મૃતિમાં પ્રવીણ હતો પોતાના પૂર્વજોની પરંપરાને અનુસરીને તેણે યજ્ઞો કર્યા હતા અને દાન આપ્યાં હતાં, પણ દાન લેવાને પોતાનો હાથ કદી લાંબો કર્યો નહોતો સર્વદેવનો પુત્ર આમિગ વેદનો જ્ઞાતા હતો સત્કર્મમાં રત એવા તેને બે જ વસ્તુથી લજ્જા થતી હતી એક તો ઉત્તમ પુરુષોથી થતી પોતાની પ્રશંસા સાંભળવાથી અને બીજું આ મસારકારાગારમાં રહેવાથી બ્રહ્માના ચાર વેદની જેમ એને ચાર પુત્રો હતા સર્વ વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવો સર્વદેવ એમાં જ્યેષ્ઠ હતો બીજા ત્રણ પુત્રોનાં નામ કુમાર, મુંજ અને આહડ એ પ્રમાણે હતાં સર્વદેવે રાજા કુમારપાળનાં અસ્થિ ગંગામાં પધરાવ્યાં હતાં તથા ગયા અને પ્રયાગના વિપ્રોને દાન વડે કૃતાર્થ કર્યા હતા તેણે સ્થાને સ્થાને તળાવ કરાવ્યાં હતાં, પ્રતિદિન તે શિવપૂજા કરતો હતો, પ્રત્યેક બ્રાહ્મણનો તે સત્કાર કરતો હતો, અને એની પ્રશંસા ઘેર ઘેર થતી હતી એનો ભાઈ કુમાર લોભમુક્ત હતો એક વાર સૂર્યગ્રહણસમયે રાજાએ—જે કુમારપાળનો પુત્ર હતો—[૧] ઘણો આગ્રહ કર્યા છતાં એનો રત્નરાશિ કુમારે ગ્રહણ કર્યો નહોતો રાજા અજયપાળને યુદ્ધમાં વાગેલા ઘા તેણે કટુકેશ્વર મહાદેવની આરાધના કરીને રૂઝવ્યા હતા એક વાર દુષ્કાળના સમયમાં જ્યારે લોકો સુકાઈને હાડપિંજર જેવા થઈ ગયા હતા ત્યારે એણે રાજા મૂળરાજ બીજા પાસે વેરો માફ કરાવ્યો હતો રાષ્ટ્રકૂટ વંશના પ્રતાપમલ્લે તેને પોતાના સર્વ મંત્રીઓમાં મુખ્ય બનાવ્યો હતો એક વાર ચૌલુક્ય રાજાએ કુમારને પોતાનો સેનાપતિ બનાવ્યો હતો અને કુમારે પણ શત્રુઓનો પરાજય કરીને પોતાની પસંદગી યોગ્ય ઠરાવી હતી એક વાર કુમાર ધારાના રાજા યશોવર્માના પુત્ર વિન્ધ્ય સાથે યુદ્ધ કરીને નસાડી મૂક્યો હતો, એટલું જ નહિ, પણ ગોગસ્થાન નામના એક નગરનો નાશ કરીને મહેલના સ્થળે કૂવો ખોદાવ્યો હતો માલવેશ્વરના દેશમાંથી તેણે ઘણું ધન પ્રાપ્ત કર્યું હતું, અને ગયાશ્રાદ્ધ સમયે તેણે બ્રાહ્મણોને એ દાનમાં આપ્યું હતું મ્લેચ્છપતિના અતુલ સૈન્યને તેણે રાઠીસર નામે સ્થાન આગળ પરાજિત કર્યું હતું, અને ગંગાના જળ વડે શ્રાદ્ધવિધિ કરીને પિતૃઓને તૃપ્ત કર્યા હતા બ્રાહ્મણોનાં ષટ્કર્મો તે કરતો હતો તથા ભૂર્ભુવ સ્વ એ પવિત્ર અક્ષરોનો જાપ કરતો હતો

૧ કુમારપાળને પુત્ર નહોતો એટલે પત્રનો અર્થ ( कुमारपालस्य सुतेन राज्ञा, શ્લોક ૩૧ ) અહીં તેનો 'વારસ ઉત્તરાધિકારી' એવો કરવો જોઈએ આવો અર્થ કરવાનું યોગ્ય છે, કેમકે આ પછીના જ શ્લોક ( શ્લો ૩૨ )માં કુમારપાળના ઉત્તરાધિકારી અજયપાળનો નામ દઈને ઉલ્લેખ કરેલો છે

યજ્ઞો કરવા વડે શાસ્ત્રમાં તથા યુદ્ધો કરવા વડે તેણે શસ્ત્રમાં પોતાની નિપુણતા બતાવી હતી. શરીર ઉપર એ સર્વદા બ્રહ્મસૂત્ર અથવા યજ્ઞોપવીત ધારણ કરતો હતો અને હૃદયમાં રાજ્યસૂત્ર ધારણ કરતો હતો અર્થાત્ તેના હૃદયમાં સદાકાળ રાજ્યના કલ્યાણની ચિન્તા રહેતી હતી. એને સાક્ષાત્ લક્ષ્મી જેવી સુન્દર લક્ષ્મી નામની આજ્ઞાકારી પત્ની હતી. લક્ષ્મીએ મહાદેવ, સોમેશ્વરદેવ અને વિજય એ ત્રણ પુત્રોને જન્મ આપ્યો હતો.[૭]

૬૦. આ પ્રમાણે સોમેશ્વર એ ચૌલુક્યરાજપુરોહિત કુમાર અને તેની પત્ની લક્ષ્મીનો પુત્ર હતો, તથા એને મહાદેવ નામે નાનો ભાઈ અને વિજય નામે મોટો ભાઈ હતો. ચૌલુક્યવંશના સ્થાપક મૂળરાજના સમયથી માંડી આશરે ૨૫૦ વર્ષના લાંબા ગાળાનો પોતાના પૂર્વજોનો ઇતિહાસ સોમેશ્વરે આપ્યો છે. આ વૃત્તાન્ત ઉપરથી સ્પષ્ટ છે કે ગુજરાતના એક વિદ્વાન, વિખ્યાત અને સમૃદ્ધ બ્રાહ્મણ કુટુંબમાં સોમેશ્વરનો જન્મ થયો હતો. આ કુટુંબનુ મૂળ સ્થાન વડનગર હતું. રાજપુરોહિત તરીકે કામ કરવા ઉપરાંત, સોમેશ્વરના પિતા કુમારની જેમ, આ કુટુંબની કેટલીક વ્યક્તિઓએ સફળ યોદ્ધા અને સેનાપતિ તરીકે પણ કાર્ય કર્યું હતું. મુનિચન્દ્રસૂરિકૃત ‘અમમસ્વામી ચરિત્ર’ (ઈ. સ. ૧૧૯૯)ને આધારે જણાય છે કે એ જ પુરોહિત કુમાર કેટલાક સમય માટે ગુજરાતના રાજ્યનો મુખ્ય હિસાબનીશ (‘નૃપાક્ષપટલાધ્યક્ષ’) હતો અને મુનિચન્દ્રસૂરિની વિનંતીથી તેણે એ કૃતિનું સંશોધન કર્યું હતું. પ્રાચીન ભારતમાં રાજપુરોહિતની ફરજો અનેકવિધ હતી. શાસ્ત્રમાં જ નહિ દંડનીતિમાં પણ તે નિપુણ રહેતો અને કેટલીક વાર મુલકી અને લશ્કરી વહીવટ પણ તેને સંભાળવો પડતો એ આપણે ધ્યાનમાં રાખીએ ત્યારે આ વસ્તુ આશ્ચર્યજનક નહિ લાગે. ઉપર્યુક્ત વૃત્તાન્તમાંથી એ પણ જણાય છે કે સોમેશ્વરના પૂર્વજોમાં વેદવિદ્યા અને વૈદિક વિધિ-વિધાનોનુ ખાસ મહત્ત્વ હતું અને એમાંના કેટલાક મોટા વિદ્વાનો હતા એમાં શંકા નથી. પરન્તુ સોમેશ્વરે એમને વિશે અનેકવિધ રસપ્રદ વિગતો આપી હોવા છતાં એમની સાહિત્યરચનાઓ વિશે કશું કહ્યું નથી એ નોંધપાત્ર છે.

### સોમેશ્વરની સાહિત્યકૃતિઓ

૬૧. પોતાના પૂર્વજોનો વૃત્તાન્ત આપ્યા પછી ‘સુરથોત્સવ’માં સોમેશ્વરે પોતાને વિશે કેટલીક હકીકત આપી છે. હરિહર અને સુભટ

૭. સુઉ, ૧૫-શ્લોક ૧ થી ૪૩

જેવા સમકાલીન કવિઓ પોતાની કવિતાની કેવી પ્રશંસા કરતા હતા એ તેણે જણાવ્યું છે.[૮] નૂતન-પદપાકવાળું કાવ્ય તથા અર્ધ યામમાં ( દોઢ કલાકમાં ) જ એક નાટક રચીને તેણે રાજા ભીમદેવના સભાસદોનુ મનરંજિત કર્યું હતું.[૯] પોતાની કવિતાની તથા વસ્તુપાળની કવિતા અને દાનશૂરતાની સંખ્યાબંધ શ્લોકો ( શ્લો. ૪૮-૬૬ )માં પ્રશંસા કરીને સોમેશ્વર સર્ગની સમાપ્તિ કરે છે તે બતાવે છે કે 'સુરથોત્સવ'ના રચનાકાળ પહેલાં જ બન્નેની ગાઢ મૈત્રી થઈ ચૂકી હતી.

૭૨. 'માર્કંડેયપુરાણ'માના દેવીમાહાત્મ્યને આધારે લખાયેલા 'સુરથોત્સવ' ઉપરાંત સોમેશ્વરે બીજી કેટલીક કૃતિઓ રચી છે. 'કીર્તિકૌમુદી' મહાકાવ્ય એ વસ્તુપાળના પરાક્રમો અને સત્કૃત્યોની પ્રશસ્તિરૂપ છે તથા સમકાલીન ઇતિહાસ અને સામાજિક સ્થિતિના અભ્યાસ માટે ઘણુ મહત્ત્વનુ છે. 'રામાયણ'ની કથાનુ નાટકરૂપે નિરૂપણ કરતુ 'ઉલ્લાઘરાઘવ' નાટક[૧૦] પણ સોમેશ્વરે રચ્યું છે. એ નાટક દ્વારકાના સુપ્રસિદ્ધ મન્દિરમાં પ્રબોધિની એકાદશીના દિવસે ભજવાયુ હતુ.[૧૧] જે નાટકની રચનાથી

---

૮. श्रीसोमेश्वरदेवकवेरित्थं लोकस्तृण गुणग्रामम् ।
हरिहरसुभटप्रभृतिभिरभिहितमेव कविप्रवरैः ॥
× × ×
वाग्देवता वसन्त्यस्य श्रवे श्रीसोमशर्मणः ।
धुनोति विबुधान् सूक्ति साहित्याम्भोनिधे सुधा ॥
तव वक्त्रं शतपत्र सद्वर्णं सर्वशास्त्रसंपूर्णम् ।
भवतु निजं पुस्तकमिव सोमेश्वरदेव वाग्देवी ॥
—એ ૭, ૧૫-૪૪, ૪૬ થી ૪૭

૯. काव्येन नव्यपदपाकरसाश्रयेण
यामार्धमात्रघटितेन च नाटकेन ।
यो भीमभूमिपतिसंसदि सभ्यलोक-
मस्तोकसंमदवशंवदमादधे च ॥
—એ ૭, ૧૫-૪૯

૧૦. अस्त्येव वसिष्ठान्वयसंभूतश्रीलुक्यचक्रवर्तिवन्दितचरणारविन्दस्य श्री-सोमेश्वरदेवस्य कृतिर्नवमुल्लाघराघवं नाम नाटकम् ।
—ઉરા, પ્રસ્તાવના

૧૧. तदस्य भगवत. द्वारिकालङ्कारनीलमणे. श्रीकृष्णदेवस्य पुरत. प्रबोधै-कादशीपर्वणि सदेशिनागतानां सामाजिकजनानां जनकसुतापतिचरिताभिनयदानेन कृतार्थयामि संसारकदर्थितमात्मानम् ॥

સોમેશ્વરે ભીમદેવના સભાસદોનું રંજન કર્યું તે આ 'ઉલ્લાઘરાઘવ' કે બીજું કોઈ, એ નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી પ્રસ્તાવનામાંથી જાણવા મળે છે તેમ, 'ઉલ્લાઘરાઘવ' કવિના પુત્ર ભલ્લશર્માની પ્રાર્થનાથી રચાયું હતું[૧૨] અને, હમણા નોધ્યુ છે તેમ, દ્વારકામા ભજવાયુ હતું આમ છતા 'સુરથોત્સવ'ના પ્રશસ્તિસર્ગમા જેનો ઉલ્લેખ છે તે સોમેશ્વરપ્રણીત નાટકથી આ 'ઉલ્લાઘરાઘવ' અભિન્ન હોય એ શક્યતા કાઢી નાખવા જેવી નથી

૭૩. આ ઉપરાત બોધક સુભાષિતોના એક સગ્રહ 'કર્ણામૃતપ્રપા' ની રચના સોમેશ્વરે કરેલી છે[૧૩] આ કૃતિની નોધ અત્યાર પહેલા કોઈએ લીધી નથી સો શ્લોકોમા રચાયેલુ રામનુ સ્તોત્ર 'રામશતક' પણ સોમેશ્વરની કૃતિ છે,[૧૪] એની સખ્યાબધ હસ્તપ્રતો મળી છે તથા એ ઉપરની જે બે ટીકાઓ જાણવામા આવી છે—એક એકનાથકૃત તથા બીજી કોઈ અજ્ઞાત લેખકની—એ જોતા એક કાળે તે કૃતિ લોકપ્રિય હોવી જોઈએ[૧૫] સોમેશ્વરકૃત 'આબુપ્રશસ્તિ'મા[૧૬] સ ૧૨૮૭ ( ઈ સ ૧૨૩૧ ) નુ વર્ષ છે એ વર્ષમા તેજપાળે બધાવેલા આબુ ઉપરના મન્દિરમા નેમિનાથની મૂર્તિની પ્રતિષ્ઠા થઈ હતી ગિરનાર ઉપરના વસ્તુપાળના સખ્યાબધ શિલાલેખો પૈકી

---

૧૨ तनूज स्वाङ्गजभल्लशर्मप्रयुक्तया प्रार्थनया प्रगुप्त ।
चकार सोमेश्वरदेवनामा रामायण नाटकरूपमेतत् ॥

૧૩ कष्टा नष्टापि निर्विश्य रसास्तेष्वपि नीरस ।
श्रीकुमारसुतो सूते विपाशुनंक्षम रसप् ॥
—'કર્ણામૃતપ્રપા , શ્લોક ૪

सदा स्थलदु स्थानां प्राणिनां प्रीतिहेतवे ।
श्रीसोमेश्वरदेवेन कृता कर्णामृतप्रपा ॥
—એ જ, શ્લોક ૨૧૭

૧૪ विश्वम्भरामण्डलमण्डनस्य श्रीरामभद्रस्य यश प्रशस्तिम् ।
चकार सोमेश्वरदेवनामा यामार्थसिध्यन्नमहाप्रबन्ध ॥
—'રામશતક', શ્લોક ૨૧૭

૧૫ પૂનાના ભાડારકર સશોધનમન્દિરમા રખાયેલા હસ્તપ્રતોના સરકારી સગ્રહમા રામશતક'ની પાચ હસ્તપ્રતો સચવાયેલી છે એમાની એક હસ્તપ્રતમા એકનાથની ટીકા પણ છે અજ્ઞાત કર્તાએ રચેલ ટીકાવાળી હસ્તપ્રત મને પૂ મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ પાસેથી મળી હતી

૧૬ પ્રાગ્લેલેસ ન ૬૪, ગુર્ઍલે ન ૨૦૬

બે લેખોનો પદ્યભાગ સોમેશ્વરની રચના છે[17] સોમેશ્વરકૃત 'વૈદ્યનાથપ્રશસ્તિ' જેમાં ડભોઈમાં રાજા વીસલદેવે કરાવેલા વૈદ્યનાથ મહાદેવના મન્દિરની પ્રશસ્તિ છે,[18] તેમાં સં ૧૩૧૧ (ઈ સ ૧૨૫૫)નું વર્ષ છે, જે બતાવે છે કે વસ્તુપાળના અવસાન પછી સોમેશ્વર ઓછામાં ઓછું ૧૬ વર્ષ સુધી જીવ્યો હતો 'વૈદ્યનાથપ્રશસ્તિ' એ એની છેલ્લી રચના હોય એમ જણાય છે બીજી એક પ્રશસ્તિ સોમેશ્વરે રચી હતી, પણ તેનો કંઈ પત્તો અત્યારે લાગતો નથી રાણા વીરધવલે ધોળકામાં બંધાવેલા વીરનારાયણપ્રાસાદની એ પ્રશસ્તિ હતી એમાં ૧૦૮ પદ્ય હતાં[19] પ્રાસાદના નામ ઉપરથી અનુમાન થાય છે કે નારાયણ અથવા વિષ્ણુનું એ મન્દિર હશે વર્તમાન ધોળકામાં આ મન્દિરના તેમજ વીરધવલ કે વસ્તુપાળના બીજા કોઈ બાંધકામના અવશેષો જણાતા નથી વિવિધ વિષયો પરત્વેની સોમેશ્વરની રચનાઓ ઉપરથી તે એક ઉદાર-દૃષ્ટિવાળો પુરુષ જણાય છે તે એક આરૂઢ શૈવ અને શાક્ત તથા વેદવિદ્યામાં નિષ્ણાત હતો, છતાં રામભક્તિ પ્રદર્શિત કરતાં નાટકો તેણે રચ્યાં છે, એટલું જ નહિ, જૈન મન્દિરોની પ્રશસ્તિઓ પણ લખી છે.

**કાવ્યપ્રકાશની ટીકા 'કાવ્યાદર્શ'ના કર્તાથી આ સોમેશ્વર ભિન્ન છે**

૭૪. મમ્મટના 'કાવ્યપ્રકાશ' ઉપર 'કાવ્યાદર્શ' નામે ટીકા રચનાર સોમેશ્વરને કેટલાક વિદ્વાનોએ આપણા સોમેશ્વરથી અભિન્ન ગણવા પ્રયાસ કર્યો છે[20] પરન્તુ 'કાવ્યાદર્શ'નો કર્તા ભરદ્વાજ ગોત્રના દેવકનો પુત્ર હતો[21] જ્યારે આપણો સોમેશ્વર વસિષ્ઠ ગોત્રના કુમારનો પુત્ર હતો, આથી આ બન્નેની અભિન્નતા માનવી યોગ્ય નથી

---

૧૭ પ્રાગ્લેલેસ, નં ૩૮-૧ અને ૪૦-૩, ગુઐલે, નં ૨૦૭ અને ૨૦૯, પ્રાજૈમા, નં ૧૬૮ અને ૧૭૦

૧૮ એઇ, પુ ૧, પૃ ૨૦ થી આગળ, ગુઐલે નં ૨૧૫

૧૯ પ્રકો, પૃ ૫૯

૨૦ પિટર્સન, રિપોર્ટ ૧, પૃ ૮૪, કેકે, પુ ૧, પૃ ૧૦૨ અને ૭૩૭ વળી જુઓ સુ°, પ્રસ્તાવના, પૃ ૧૦

૨૧ भरद्वाजकुलोत्तमदेवकसूनुना ।
सोमेश्वरेण रचित काव्यादर्शं सुमेधसा ॥
—જેભસૂ, પ્રસ્તાવના, પૃ ૬૨ ટિપ્પણ

આ 'કાવ્યાદર્શ'ની જેસલમેર ભંડારમાની તાડપત્રીય પ્રત સં ૧૨૮૩ (ઈ સ ૧૨૨૭)ની છે (જુઓ એ જ, પૃ ૪૩) એટલે એનો કર્તા ભરદ્વાજગોત્રીય સોમેશ્વર ઈ સ ના બારમા સૈકામાં અથવા ત્યાર પહેલાં થયો હશે

### સોમેશ્વરની કૃતિઓની આનુપૂર્વી

૬૫. માત્ર શિલાલેખો સિવાયની સોમેશ્વરની કોઈ કૃતિમાં વર્ષ આપ્યું નથી, પણ આંતરિક પ્રમાણોને આધારે આમાંની કેટલીક કૃતિઓના રચનાકાળની પૂર્વમર્યાદા અને ઉત્તરમર્યાદા નક્કી થઈ શકે છે ‘સુરથોત્સવ’ અને ‘કીર્તિકૌમુદી’ની તુલના કરતાં એ બન્ને કાવ્યોની શૈલીમાં મોટો તફાવત જણાય છે ‘સુરથોત્સવ’ની રચના ઓજસ્તત્ત્વ પ્રમાણમાં ગૌડી રીતિની–કઠિન, ક્વચિત્ ક્લિષ્ટ, અસ્પષ્ટ અને થકવી નાખે એવા શ્લોકોથી ભરેલી છે, જ્યારે ‘કીર્તિકૌમુદી’ની રચના વૈદર્ભી રીતિની ગણાય એવી પ્રાસાદિક છે અને એ વાચતાં જ એમ થાય છે કે અહીં કર્તાની નજર સમક્ષ કાલિદાસનો આદર્શ હોવો જોઈએ અલબત્ત, આ રીતિભેદને આધારે જ એક કૃતિ પહેલાં રચાઈ હશે કે પછી એનો નિર્ણય થઈ ન શકે, તોપણ ગૌડી રીતિની રચના પહેલાં થઈ હશે એમ અનુમાન કરવાનું મન થાય છે બન્ને કાવ્યોના વસ્તુ ઉપરથી પણ આ અનુમાનને ટેકો મળે છે રાજા ભીમદેવ બીજાની રાજકીય આપત્તિઓ અને અણહિલવાડમાં તેની સત્તાની પુનઃસ્થાપનાનું રૂપક સુરથની પૌરાણિક કથાને પડછે ‘સુરથોત્સવ’માં અપાયું છે ઈ સ ૧૨૨૪ના એક તામ્રપત્ર ઉપરથી જણાય છે કે કોઈ એક જયંતસિંહે ભીમદેવનું રાજ્ય પચાવી પાડ્યું હતું (જુઓ ઉપર પૅરા ૪૮) ભીમદેવને કોઈ સ્થળે આશ્રય લેવો પડ્યો હતો અને લવણપ્રસાદ અને વીરધવલની વફાદારીભરી સેવાઓથી એ પોતાનું રાજ્ય ઈ સ ૧૨૨૫ થી ૧૨૨૬માં કે છેવટે સ ૧૨૩૦ની પહેલાં (ગુજરાત, પુ ૨, પૃ ૩૫૦) પાછું મેળવી શક્યો હતો ‘સુરથોત્સવ’માં પૌરાણિક રાજા સુરથનો રાજ્યનાશ તથા ફરી વાર રાજ્યપ્રાપ્તિ વર્ણવેલી છે (પર્ગ ૧૬૮–૭૧) અને સમકાલીન રાજકીય બનાવો સાથેના તેના સામ્યને કારણે સોમેશ્વરે આ પૌરાણિક કથા પોતાના કાવ્ય માટેના વસ્તુ તરીકે પસંદ કરી હોય એ શક્ય છે ભીમદેવને રાજ્યની પુનઃપ્રાપ્તિ થઈ એ પ્રસંગના સ્મરણરૂપે પણ ‘સુરથોત્સવ’ રચાયું હોય એ અસંભવિત નથી ‘કીર્તિકૌમુદી’માં શત્રુંજય ઉપર બંધાવેલાં મન્દિરો સહિત વસ્તુપાળના જીવનની અનેક ઘટનાઓ વર્ણવી છે, અને કાથવટેએ જે કારણ પ્રમાણોને આધારે (કીકૌ, પ્રસ્તાવના, પૃ ૧૮) એમ માની શકાય કે એની રચના સં ૧૨૩૨ પછી થઈ હશે ‘કર્ણામૃતપ્રપા’ અને ‘રામશતક’ના રચનાકાળ માટે કશું નિશ્ચિત કહી શકાય એમ નથી, તોપણ એમાં થયેલું કવિતાશૈલીનું પરિમાર્જન જોતાં એ બન્ને ‘સુરથોત્સવ’ની પછી રચાયેલાં હોય એમ માનવું ઉચિત છે

### સોમેશ્વરની સૂક્તિઓ

૭૬. વસ્તુપાળ સાથેના સોમેશ્વરના સંપર્કને લગતાં અનેક કથાનકો, ટુચકાઓ અને ઉલ્લેખો પ્રબન્ધોમાં મળે છે. આ સર્વને શબ્દશઃ સાચા આપણે ન ગણીએ, તોપણ સૂક્ષ્મ પરીક્ષા કરતાં એઓના મૂળમાં ઐતિહાસિક તથ્ય હોય એમ જણાય છે. આવા સંખ્યાબંધ ઉલ્લેખો હું ભેગા કરી શક્યો છું, પણ એમાંથી કેટલાક મહત્ત્વના અને રસિક ઉલ્લેખો માત્ર અહીં ઉતારું છું.

એક વાર વર્ષાઋતુમાં વસ્તુપાળ અને સોમેશ્વર ખંભાતના બંદર ઉપર ગયા હતા. પરદેશમાંથી આયાત કરેલા ઘોડાઓને એ સમયે વહાણમાંથી ઉતારવામાં આવતા હતા.[૨૨] સમુદ્ર શાન્ત હતો. વસ્તુપાળે ઘોડા સામે જોયું અને સોમેશ્વર સમક્ષ નીચેની સમસ્યા રજૂ કરી—

**प्रावृट्काले पयोराशिः कथं गर्जितवर्जितः ।**

એટલે સોમેશ્વરે તુરત જ એની પૂર્તિ કરી કે—

**अन्तःसुप्तजगन्नाथनिद्राभङ्गभयादिव ॥**

આ સાંભળીને વસ્તુપાળે સોમેશ્વરને સોળ ઘોડા ઈનામમાં આપ્યા.[૨૩]

એક વાર સાહિત્યમંડળના કવિપંડિતો એકત્ર થયા હતા. વસ્તુપાળ અને તેજપાળ પણ હાજર હતા ત્યાં એક સમસ્યા રજૂ કરવામાં આવી— **काकः किं वा क्रमेलकः ।** સોમેશ્વરે તુરત જ એક શ્લોક રચ્યો અને સમસ્યાના અસંગત લાગતા અર્થોની પૂર્તિ કરી—

**येनागच्छन् ममाख्यातो येनानीतश्च मे पतिः ।**
**प्रथमः सखि कः पूज्यः काकः किं वा क्रमेलकः ॥**

આ શીઘ્રકવિત્વથી પ્રસન્ન થઈ વસ્તુપાળે સોમેશ્વરને સોળ હજાર દ્રમ્મ આપ્યા.[૨૪]

એક વાર સોમેશ્વર વસ્તુપાળના મહાલયમાં આવ્યો ત્યારે એને આસન આપવામાં આવ્યું, પણ તે બેઠો નહિ. આનું કારણ પૂછવામાં આવતાં સોમેશ્વરે નીચેનો શ્લોક કહ્યો—

---

૨૨ અરબસ્તાન અને બીજા દેશોમાંથી ઊંચી જાતના ઘોડા ભારતમાં આયાત થતા એ જાણીતું છે (પ્રુમ, પૃ ૯૦, પૃ ૧૯૫-૯૬) ભારતના પશ્ચિમ કિનારા ઉપરના નગરોમાં આરબ વેપારીઓના સંસ્થાનો હતા સદીક અથવા સઈદ આવો કોઈ સમૃદ્ધ વેપારી હશે (જુઓ પૅરા ૫૯)

૨૩ પ્રકો, પૃ ૧૨૧, વચ, ૭-શ્લોક ૩૭૭ થી ૩૮૪

૨૪ એ જ

अन्नदानैः पयःपानैर्धर्मस्थानैश्च भूतलम् ।
यशसा वस्तुपालेन रुद्धमाकाशमण्डलम् ॥

આ સાંભળીને મંત્રીએ એને એક હજાર દ્રમ્મ આપ્યા.[૨૫]

શત્રુંજયની સંઘયાત્રા વખતે એક વાર વસ્તુપાળ તીર્થંકરની મૂર્તિની પૂજા કરતો હતો તે સમયે યાચકો એકસામટા તેની તરફ દોડ્યા. એમના સમુદાય તરફ જોઈને સોમેશ્વરે નીચેનો શ્લોક કહ્યો—

इच्छासिद्धिसमुन्नते सुरगणे कल्पद्रुमैः स्थीयते
पाताले पयमानभोजनजने कष्टं प्रणष्टो बलिः ।
नीरागानगमन्मुनीन् सुरभयश्चिन्तामणिः क्वाप्यगान्
तस्मादर्थिकदर्थनां विपहतां श्रीवस्तुपालः क्षितौ ॥

પ્રબન્ધો નોંધે છે કે આ સાંભળીને પણ વસ્તુપાળે સોમેશ્વરને મોટી રકમનું દાન આપ્યું હતું.[૨૬]

લાટના રાજા શંખનો પરાજય કરીને જ્યારે વસ્તુપાળ પાછો ફર્યો ત્યારે સોમેશ્વરે નીચેના શ્લોકથી એનું સ્વાગત કર્યું હતું—

श्रीवस्तुपाल प्रतिपक्षकाल त्वया प्रपेदे पुरुषोत्तमन्यम ।
तीरेऽपि यान्द्वैरकृतेऽपि मात्स्ये क्रूर पराजीयत येन शङ्खः ॥[૨૭]

૭૭. આ સૂક્તિઓ ઉપરાંત, સોમેશ્વરે જુદે જુદે પ્રસંગે ઉચ્ચારેલા અનેક શ્લોકોનાં અવતરણો પ્રબન્ધોમાં મળે છે. ગોધરાના ઠાકોર ઘુઘુલનો પરાજય કરીને તેજપાળ પાછો આવ્યો ત્યારે સોમેશ્વરે ઉચ્ચારેલી એની પ્રશસ્તિ,[૨૮] પાલીતાણામાં વસ્તુપાળે પોતાની પત્નીના નામ ઉપરથી બાંધેલા લલિતાસરનું તેણે કરેલું સુન્દર વર્ણન,[૨૯] શત્રુંજયની સંઘયાત્રામાં તેણે કહેલા વસ્તુપાળના પ્રશસ્તિશ્લોકો,[૩૦] એક નવગ્રામ વિજયને અંગે વીરધવલે ભરેલા દરબારમાં તેણે ઉચ્ચારેલા વીરધવલના પ્રશસ્તિશ્લોકો[૩૧]—આ ઉપર્યુક્ત પ્રકારનાં કેટલાંક ઉદાહરણો છે. જાલ્હણની 'સૂક્તિમુક્તાવલિ'માં સોમેશ્વર-

૨૫. પ્રચિ, પૃ. ૧૦૪; ઉત, પૃ. ૭૬
૨૬. પ્રકો, પૃ. ૧૧૬; ઉત, પૃ. ૭૪
૨૭. પુપ્રસં. પૃ. ૭૪
૨૮. પુપ્રસં. પૃ. ૬૯; વચ, ૪-શ્લો. ૪૨૮ થી ૪૩૧
૨૯. એ જ, પૃ. ૭૨; વળી પ્રચિ, પૃ. ૧૦૨; વચ, ૬-૧૨; ઉત, પૃ. ૭૯
૩૦. વચ, ૬-૮૩; ઉત, પૃ. ૭૫
૩૧. વચ, ૩ ૪૫૪ થી ૪૬૮

દેવના ચાર શ્લોકો ઉદ્ધૃત કરવામાં આવેલા છે.[૩૨] આ નામના એક કરતાં વધુ કવિઓ સંસ્કૃત સાહિત્યમાં થઈ ગયા છે,[૩૩] અને તેથી આ શ્લોકો આપણા સોમેશ્વરના જ હોવા વિશે કંઈક સંદેહ રહે છે. પરન્તુ ગુજરાતના કેટલાક સંસ્કૃત કવિઓ જેવા કે હેમચન્દ્ર, સોમપ્રભ, શ્રીપાલ, વસ્તુપાળ, વાગ્ભટ, વિજયપાલ, પ્રહ્લાદન, દેવબોધિ અથવા દેવબોધ,[૩૪] કુમુદચન્દ્ર, અરસી ઠક્કુર અથવા અરિસિંહના શ્લોકો 'સૂક્તિમુક્તાવલી' માં છે તથા અણહિલવાડના સુપ્રસિદ્ધ રાજા સિદ્ધરાજ જયસિંહના બે શ્લોકો પણ એમાં ઉદ્ધૃત કરવામાં આવ્યા છે, એ જોતાં ઉપર્યુક્ત સોમેશ્વરદેવ એ 'કીર્તિકૌમુદી'કાર સોમેશ્વર હોય એ તદ્દન શક્ય છે. 'સૂક્તિમુક્તાવલિ'ના સંકલનાકારે નોંધ્યું છે તેમ, આ સોમેશ્વર પણ પોતાને સોમેશ્વરદેવ તરીકે ઓળખાવવાનું વધુ પસંદ કરે છે એ જોતાં આ શક્યતા વધુ વજૂદવાળી બને છે. વળી 'સૂક્તિમુક્તાવલિ'નો કર્તા 'વૈદ્યનાથપ્રશસ્તિ' માંથી બે શ્લોકો ઉતારે છે;[૩૫] એ પ્રશસ્તિ સોમેશ્વરની જ રચના છે એ આપણે જોયું. સંસ્કૃત સુભાષિતસંગ્રહો શિલાલેખોમાંના શ્લોકો ભાગ્યે જ ઉતારે છે, અને 'વૈદ્યનાથપ્રશસ્તિ'માંનાં પદ્યો એ રીતે ટાંકવામાં આવ્યાં છે એ બતાવે છે કે એ પ્રશસ્તિલેખ ઉચ્ચ સાહિત્યિક ગુણવત્તાવાળો ગણાતો હતો.[૩૬] સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી'માંનો એક શ્લોક (૭–૭૮. निगदितुं विधिनापि०) ઈ. સ. ના ૧૫ મા

૩૨. इन्द्राभ्यर्थनया०, यथावद्वाद्नात०, वनभुवि०, वाचं यस्य रस०

૩૩. કૃષ્ણમાચારિયર, ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, પૃ. ૧૧૯૮–૯

૩૪. 'પ્રભાવકચરિત' (૨૧) અનુસાર, સિદ્ધરાજના રાજ્યકાળમાં દેવબોધ અણહિલવાડમાં આવ્યો હતો અને રાજકવિ શ્રીપાલના સંપર્કમાં આવ્યો હતો. એ ભાગવત સંપ્રદાયનો આચાર્ય હતો. દેવબોધ તેમજ શ્રીપાલ બન્ને સિદ્ધરાજના પ્રીતિપાત્ર હતા, પણ એ બન્નેયના પરસ્પર સાથેના સંબંધો કોઈ રીતે મૈત્રીભર્યા નહોતા. (ર. છો. પરીખ, 'કાવ્યાનુશાસન,' પ્રસ્તાવના, પૃ. ૨૫૫ થી આગળ)

૩૫. सिन्दूरं सीमन्तात्० અને यद्येतत् क्षयवह्नि० 'વૈદ્યનાથપ્રશસ્તિ' બહુ જ ત્રુટક સ્થિતિમાં મળેલી છે, કેમકે જે શિલાઓ ઉપર તે કોતરેલી છે તે જીર્ણશીર્ણ સ્થિતિમાં છે, આથી આ બે શ્લોકો એમાંથી ખોળી કાઢવાનું શક્ય નથી.

૩૬. 'સૂક્તિમુક્તાવલિ'માં જેમાંથી શ્લોક ઉતારવામાં આવ્યો છે એવો બીજો પ્રશસ્તિલેખ તે 'સોમનાથપ્રશસ્તિ' છે (सन्ध्याताण्डव० આદિ). ૨૫૯ રીતે આ પણ ગુજરાતનો પ્રશસ્તિલેખ છે. સોરઠી સોમનાથના મન્દિર સાથે સંબંધ ધરાવતા કોઈ વિદ્યમાન પ્રશસ્તિલેખમાં આ શ્લોક નથી, તેથી અનુમાન થાય છે કે એ મન્દિરની—જેના અનેક જીર્ણોદ્ધારો થયેલા છે—કોઈ પ્રાક્કાલીન પ્રશસ્તિમાંથી એ હશે.

સૈકામાં રચાયેલા જૂના ગુજરાતી ફાગુ 'વસંતવિલાસ'માં સ્થાન પામેલો છે એ પણ અહીં નોંધવું જોઈએ.

### વસ્તુપાળના અવસાન પછી સોમેશ્વરે વ્યાસવિદ્યા છોડી દીધી

૭૮. વસ્તુપાળની પ્રશંસાના સોમેશ્વરકૃત ઉપર્યુક્ત શ્લોકો એક મિત્રનાં પ્રેમ અને સંમાનવૃત્તિ વ્યક્ત કરે છે. વસ્તુપાળે પણ સોમેશ્વરનાં વિદ્વત્તા, કવિત્વ અને ઉચ્ચ પદવીને એટલા જ ઉત્સાહથી બિરદાવ્યાં છે ( જુઓ પૅરા ૬૮ ના પ્રારંભમાં ટાંકેલો શ્લોક. ). પ્રબન્ધો અનુસાર, રાજા વીસલદેવના ક્રોધમાંથી સોમેશ્વરે વસ્તુપાળને બે વાર બચાવ્યો હતો ( પૅરા ૫૪ ). વસ્તુપાળ અને તેજપાળના પોતા ઉપરના અનેકવિધ ઉપકારો છતાં વીસલદેવ તેમને હેરાન કરતો હતો ત્યારે સોમેશ્વરે રાજાના અપકારીપણાનું સૂચન કરતો એક શ્લોક શીઘ્રકવિત્વથી રચ્યો હતો, અને રાજા તેથી શરમાઈ ગયો હતો.[37] પ્રબન્ધ નોંધે છે કે વસ્તુપાળના અવસાન પછી સોમેશ્વરે પોતાના એ ગાઢ મિત્રના અવસાન પરત્વે ઊંડો શોક વ્યક્ત કરવા માટે વ્યાસવિદ્યાનો ત્યાગ કર્યો હતો, અને વીસલદેવે આગ્રહ કર્યા છતાં તેની આગળ પુરાણોની કથાઓ વાંચવાનો અસ્વીકાર કર્યો હતો. પરિણામે રાજાએ ગણપતિ વ્યાસ નામે બીજા વિદ્વાનને આ કાર્ય માટે નીમ્યો હતો.[38] આ અનુશ્રુતિ વાસ્તવિક જણાય છે, કેમકે ઈ. સ. ૧૨૭૨ની નાનાકની બીજી પ્રશસ્તિના કર્તાનું નામ ગણપતિ વ્યાસ છે, અને તેમાં માળવા ઉપર વીસલદેવનો વિજય વર્ણવતું 'ધારાધ્વંસ' નામે કાવ્ય પોતે રચ્યું હોવાનું તેણે કહ્યું છે.[39] ગણપતિ વ્યાસ વીસલદેવનો દરબારી કવિ બન્યો હતો એ સ્પષ્ટ છે.

૭૯. સોમેશ્વરનું અવસાન ક્યારે થયું એ ચોક્કસપણે જાણી શકાય એમ નથી. ઈ. સ. ૧૨૫૫ સુધી—'વૈદ્યનાથપ્રશસ્તિ'ના વર્ષ સુધી એ વિદ્યમાન હતો એટલું તો નક્કી છે.

## (૨) હરિહર

सुधा मधु मुधा मीधु मुधा कोऽपि सुधारसः ।
आस्वादितं मनोहारि यदि हारिहरं वचः ॥

—વસ્તુપાળ[40]

---

૩૭. પ્રકો, પૃ. ૧૨૬; વચ, ૩-૩૩૨; વિનીક, પૃ. ૯૦
૩૮. પ્રુપ્રસં, પૃ. ૮૦
૩૯. ગુએલે, નં. ૨૧૯, શ્લો. ૧૮
૪૦. પ્રકો, પૃ. ૫૮માં ઉદ્ધૃત

**स्ववाक्पाकेन यो वाचां पाकं शास्त्यपरान् कवीन् ।**
**कथं हरिहरः सोऽभूत् कवीनां पाकशासनः ॥**

—સોમેશ્વર[૪૧]

૮૦. આ સમયના કવિઓમાં હરિહર એક વિશિષ્ટ વ્યક્તિ જણાય છે, કેમકે રત્નશેખરે ‘પ્રબન્ધકોશ’માં તેને વિશેનો આખો પ્રબન્ધ આપ્યો છે. વસ્તુપાળ પણ એની કવિતાનું સંમાન કરતો હતો. ‘પ્રબન્ધકોશ’ અનુસાર,[૪૨] સંસ્કૃત સાહિત્યના અત્યન્ત કઠિન છતાં કવિત્વમય મહાકાવ્ય ‘નૈષધીયચરિત’ (ઈ. સ. ૧૧૭૪ આસપાસ)[૪૩]ના કર્તા શ્રીહર્ષના વંશમાં હરિહર થયેલો હતો. ‘નૈષધીયચરિત’ની ગુજરાતમાં પહેલી હસ્તપ્રત હરિહર લાવ્યો હતો, અને વસ્તુપાળ દ્વારા એનો અહીં પ્રચાર થયો હતો. પરિણામે ‘નૈષધીયચરિત’ની જૂનામાં જૂની ટીકાઓ ગુજરાતમાં રચાયેલી છે.

### ‘પ્રબન્ધકોશ’ માં હરિહરનો વૃત્તાન્ત

૮૧. ‘પ્રબન્ધકોશ’ અનુસાર, હરિહર એક સમૃદ્ધ વ્યક્તિ હતો અને બસો ઘોડા, પચાસ ઊંટ અને પાંચસો માણસના રસાલા સાથે તે ગૌડ દેશમાંથી ગુજરાતમાં આવ્યો હતો. માર્ગમાં આવતાં તેણે ભૂખ્યાંને ઉદાર હાથે અન્નદાન આપ્યું હતું. ધોળકા પાસેના ગામમાં આવી પહોંચતાં તેણે બટુ મારફત વીરધવલ, વસ્તુપાળ અને સોમેશ્વરને પૃથક્ પૃથક્ આશીર્વાદ પાઠવ્યા. આવો વિદ્વાન પોતાના પ્રદેશમાં આવ્યો જાણી વીરધવલ અને વસ્તુપાળ પ્રસન્ન થયા, પણ સોમેશ્વરે માત્સર્યથી બટુ સાથે વાત પણ કરી નહિ. બીજે દિવસે વીરધવલ અને વસ્તુપાળ સમારંભપૂર્વક હરિહરનું સ્વાગત કરવા ગયા અને એક મહાલયમાં તેને ઉતારો આપ્યો. એ પછી હરિહર સભામાં આવતો અને સાહિત્યવાર્તા થતી. એક વાર વીરધવલે હરિહરને કહ્યું કે ‘ધોળકામાં મેં બંધાવેલા વીરનારાયણપ્રાસાદની ૧૦૮ શ્લોકની પ્રશસ્તિ સોમેશ્વરે રચી છે તેની પરીક્ષા કરો.’ હરિહર સોમેશ્વરના માત્સર્યને કારણે કોપાયમાન હતો, એટલે તેણે કહ્યું : ‘આ શ્લોકો ભોજદેવે ઉજ્જયનીમાં બાંધેલા સરસ્વતીકંઠાભરણ પ્રાસાદમાં મેં જોયેલા છે. જો વિશ્વાસ પડતો ન હોય તો હું પરિપાટીપૂર્વક બોલી બતાવું છુ તે સાંભળો. આ પછી હરિહર અસ્ખલિતપણે ક્રમપૂર્વક તે બોલી ગયો. રાણો ખિન્ન થયો અને વસ્તુપાળ આદિ સજ્જનોને વ્યથા થઈ. જેના ઉપર આમ

૪૧. કીકો, ૧–૨૫
૪૨. પ્રકો, પૃ. ૫૮ અને આગળ
૪૩. પં. શિવદત્ત, ‘નૈષધીયચરિત,’ પ્રસ્તાવના, પૃ. ૯–૧૩; કૃષ્ણમાચારિયર, ક્લાસંહિ, પૃ. ૧૭૭–૭૮

કાવ્યચોરીનો આરોપ મુકાયો એ સોમેશ્વર તો શરમથી મોં પણ બહા બતાવતો નહોતો, તો રાજભવનમાં જવાની તો વાત જ શી ! થોડા સમ પછી સોમેશ્વરે વસ્તુપાળને ત્યાં જઈને કાવ્યચોરીનું આળ પોતાના ઉપ ખોટી રીતે ચડાવવામાં આવ્યું હતું એની વાત કરી. વસ્તુપાળે તેને હરિહ સાથે મૈત્રી કરવા સૂચના આપી; અને બન્ને જણ હરિહરને ઘેર ગયા. સોમેશ્વરે પોતાના ઉપરનો કાવ્યચોરીનો આરોપ દૂર કરવા હરિહરને વિનંતી કરી. હરિહરે એ વિનંતીનો સ્વીકાર કર્યો. પછી બીજે દિવસે રાજસભામાં હરિહરને કહ્યું કે 'પરમેશ્વરી ભારતીની કૃપાથી મને એવી શક્તિ પ્રાપ્ત થયેલી છે કે ગમે તે પ્રકારનાં ૧૦૮ પદ્યો એકસાથે સાંભળીને હું યાદ રાખી શકું.' સોમેશ્વરકૃત ૧૦૮ પદ્યો પણ પોતે એ રીતે યાદ રાખીને બોલ્યો હતો એ તેણે કહ્યું. રાજાને ખાતરી કરાવવા માટે આવા બીજા પણ અનેક પ્રયોગો હરિહરે તે સમયે કરી બતાવ્યા. વીરધવલે હરિહરને પૂછ્યું કે 'જો આમ હતું તો તમે સોમેશ્વર ઉપર શા માટે આળ ચડાવ્યું ?' હરિહરે ઉત્તર આપ્યો કે 'સોમેશ્વરે મારી અવજ્ઞા કરી હતી તેથી.' રાજાએ કહ્યું કે 'સરસ્વતીપુત્રોની વચ્ચે તો સ્નેહ જ યુક્ત છે.' પછી તેણે બન્નેનું આલિંગન કરાવ્યું. સોમેશ્વર નિષ્કલંક પુરવાર થયો અને બન્ને પંડિતો મિત્રો થયા. પછી નિત્ય દરબારમાં ઇષ્ટગોષ્ઠી થતી. હરિહર 'નૈષધીયચરિત'માંથી અવસરોચિત કાવ્યો બોલતો. ઈ. સ. ૧૧૭૪ ના અરસામાં રચાયેલું 'નૈષધ' વસ્તુપાળના સમય સુધીમાં ગુજરાતમાં જાણીતું થયું નહોતું, અને આથી એમાંના શ્લોકોથી સર્વને આશ્ચર્ય થતું. એક વાર એ વિશે વસ્તુપાળે પ્રશ્ન કર્યો ત્યારે હરિહરે કહ્યું કે 'આ નૈષધકાવ્યના શ્લોકો છે અને તેનો કર્તા શ્રીહર્ષ છે.' એ કાવ્યની હસ્તપ્રત માટે વસ્તુપાળે માગણી કરી ત્યારે હરિહરે કહ્યું કે 'આ પુસ્તક અન્યત્ર નથી, માટે ચાર પહોર માટે જ તે હું આપીશ.' પછી વસ્તુપાળે રાત્રે લહિયાઓ બેસાડીને એ પુસ્તકની નવીન પ્રતિ લખાવી લીધી, અને જીર્ણ દોરીઓથી બાંધીને અને સુગંધી ચૂર્ણો વડે ધૂસર બનાવીને તે રાખી મૂકી. બીજે દિવસે સવારે હરિહર પુસ્તિકા લેવા આવ્યો ત્યારે મંત્રીએ કહ્યું કે 'અમારા કોશમાં પણ આ શાસ્ત્ર હોય એવું સ્મરણ થાય છે.' પછી કોશમાંથી વિલંબપૂર્વક પેલી નવીન પ્રતિ ખોળી કાઢવામાં આવી. હરિહરને તે બતાવી, એટલે હરિહરે કહ્યું : 'મંત્રી ! આ તમારી જ માયા છે. તમે પ્રતિપક્ષીઓને દંડ્યા છે, જૈન વૈષ્ણવ અને શૈવ શાસનો સ્થાપિત કર્યા છે, અને સ્વામીના વંશને ઉત્કૃષ્ટ સ્થિતિ ઉપર મૂક્યો છે.'[૪૪]

૪૪. પ્રબં, પૃ. ૫૯ થી આગળ

## ગુજરાતમાં 'નૈષધીયચરિત'નો અભ્યાસ અને પ્રચાર

૮૨. 'પ્રબન્ધકોશ'માં આપેલો ઉપર્યુક્ત વૃત્તાન્ત એની વિગતોમાં પૂરેપૂરા તથ્યવાળો છે કે કેમ એ કહી શકાય નહિ, પણ ડૉ. બ્યૂલરે કહ્યું છે તે પ્રમાણે,[૪૫] વૃદ્ધપરંપરા દ્વારા સૂચવાયેલ ઐતિહાસિક અનુશ્રુતિઓને આધારે જૈન પ્રબન્ધો રચાયેલા છે, અને 'પ્રબન્ધકોશ'માં અપાયેલો વૃત્તાન્ત એકંદર સાચો હોવાનો પૂરો સંભવ છે. રાજદરબારો કે જ્યાં કવિપંડિતો એકત્ર થતા હતા તથા રાજા કે મંત્રીને પ્રસન્ન કરવા માટે પરસ્પર સાથે સ્પર્ધા કરતા હતા એના વાતાવરણ ઉપર પણ તે કેટલોક પ્રકાશ પાડે છે. 'નૈષધીયચરિત'-ની ગુજરાતમાં પ્રથમ પ્રતિ હરિહર લાવ્યો હતો અને ગુજરાતના વિદ્વાનોમાં એ કાવ્યનો પ્રચાર, ઉપર બતાવ્યું તેમ, વસ્તુપાળ દ્વારા થયો હતો એમાં શંકા નથી, કેમકે એની પ્રાચીનતમ હસ્તપ્રતો ગુજરાતમાંથી મળેલી છે. પાટણના જૈન ગ્રન્થભંડારમાં 'નૈષધીયચરિત'ની સં. ૧૩૦૪ (ઈ. સ. ૧૨૪૮) અને સં. ૧૩૯૫ (ઈ. સ. ૧૩૩૯) જેટલી જૂની બે તાડપત્રીય પ્રતો સચવાયેલી છે.[૪૬] સં. ૧૩૭૮ (ઈ. સ. ૧૩૨૨)માં નકલ થયેલી એની બીજી એક તાડપત્રીય પ્રતિ જેસલમેરના ભંડારમાં છે,[૪૭] તથા પાટણ અને જેસલમેર એ બન્ને સ્થળે લેખનસંવત વિનાની કેટલીક તાડપત્રીય પ્રતો છે.[૪૮] રાજા વીસલદેવના ભારતીભાંડાગાર અથવા પુસ્તકાલયમાં 'નૈષધીયચરિત'ની નકલ મુકાઈ હતી એ બતાવવામાં આવ્યું છે;[૪૯] આ નકલ હરિહરની મૂળ પ્રતને આધારે અથવા તે ઉપરથી વસ્તુપાળે કરાવેલી નકલ કે નકલોને આધારે થઈ હશે એમ માનવું વધારે પડતું નથી. આ સુપ્રસિદ્ધ કાવ્યની બે સૌથી જૂની ટીકાઓ ગુજરાતની જ છે—એક વિદ્યાધરકૃત 'સાહિત્યવિદ્યાધરી' નામે ટીકા અને બીજી ધોળકાના વિદ્વાન ચંડુ પંડિતે રચેલી ટીકા. વિદ્યાધરની ટીકા ઘણું કરીને વીસલદેવના રાજ્યકાળ (ઈ. સ. ૧૨૩૮–૧૨૬૧)માં રચાઈ હશે, વીસલદેવના પુસ્તકાલયમાંની પ્રતિ અનુસારના પાઠની એ ટીકા છે.[૫૦] ચંડુ પંડિતની ટીકા, એના પોતાના જ કથન મુજબ, સં. ૧૩૫૩ (ઈ. સ. ૧૨૯૭)

૪૫. લાઈફ ઑફ હેમચંદ્ર પૃ. ૪

૪૬. પાભંસૂ, પૃ. ૧૪ અને ૧૧૩

૪૭. જેભંસૂ, પૃ. ૧૪

૪૮. એ જ, પૃ. ૧૩, ૧૬, ૧૭; પાભંસૂ, પૃ. ૧૭૦

૪૯. સંદિકુઈ, 'નૈષધીયચરિત'નું અંગ્રેજી ભાષાન્તર, પ્રસ્તાવના, પૃ. ૯

૫૦. સાંડેસરા, ભાવિ, પુ. ૩, પૃ. ૨૬, 'ગુજરાતમાં નૈષધીયચરિતનો પ્રચાર તથા તે ઉપર લખાયેલી ટીકાઓ' એ લેખ

મા રચાયેલી છે ૫૧ 'નૈષધીયચરિત'ની રચના પછી એક સૈકામા જ ગુજરાતના વિદ્વાનોમા એનો પ્રચાર હરિહરના ગુજરાતમા થયેલા આગમનને તથા વસ્તુપાળ અને એના સાહિત્યમંડળની વિદ્યાપ્રવૃત્તિને આભારી છે ગૌડદેશીય હરિહરની ગુજરાતની મુલાકાત દૂર કાશ્મીરથી આવેલા કાશ્મીરી કવિ બિહ્લણનુ સ્મરણ કરાવે છે, જેણે સિદ્ધરાજના પિતા કર્ણ સોલકીના સમયમા અણહિલવાડમા 'કર્ણસુન્દરી' નાટિકા રચી હતી (પેરા ૩૮)

### હરિહરનાં સુભાષિતો

૮૩. સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી'ના કથન પ્રમાણે, હરિહર એક વિશિષ્ટ કવિ હતો, પણ હરિહરે જે કોઈ સ્વતંત્ર સાહિત્યકૃતિઓ રચી હોય તો તે સચવાઈ રહી નથી, પરન્તુ હરિહરને નામે ચડેલા સખ્યાબધ શ્લોકો પ્રબન્ધોમા મળે છે વીરધવલ અને વસ્તુપાળ હરિહરનુ સ્વાગત કરવા માટે આવ્યા ત્યારે વીરધવલની પ્રશસાના હરિહરે ઉચ્ચારેલા શ્લોકો,૫૨ પોતાની તાબેદારીની ચિહ્નરૂપે એક પરદેશી રાજાએ વીરધવલને ભેટ મોકલેલો સુવર્ણદંડ વસ્તુપાળે યાચકોને આપી દીધો ત્યારે હરિહરે કરેલી મત્રીની સ્તુતિ,૫૩ અને વસ્તુપાળની સહાયતાના પ્રસગે તેણે કહેલા શ્લોકો૫૪—ખાસ રસપ્રદ છે 'સૂક્તિમુક્તાવલિ' અને 'શાર્ઙ્ગધરપદ્ધતિ'મા હરિહરના કેટલાક શ્લોકો છે, પણ એનો કર્તા આપણો હરિહર છે કે એ નામનો બીજો કોઈ કવિ છે એ નક્કી થઈ શકે એમ નથી

૮૪. હરિહર ગુજરાતમા કેટલુ રહ્યો હશે એ આપણે નિશ્ચિતપણે જાણતા નથી, પણ પ્રબન્ધોમા આપેલો વૃત્તાન્ત જોતા તે ધોળકામા થોડાક વર્ષ તો રહ્યો હશે એમ લાગે છે પ્રબન્ધ કહે છે કે ભગવાન સોમેશ્વર અથવા સોમનાથનુ દર્શન કરવા માટે હરિહર પ્રભાસે ગયો હતો ત્યા બન્નેના નામસામ્યને કારણે તેને એકાએક કવિ સોમેશ્વરનુ તથા તેણે પોતા પ્રત્યે બતાવેલા માત્સર્યનુ સ્મરણ થયુ, અને તેણે તુરત જ બે શ્લોકો ઉચ્ચાર્યા એમાંનો એક શ્લોક નીચે પ્રમાણે છે અને તેમા એના કર્તા હરિહરનુ નામ પણ છે—

क्व यातु क्वायातु क्व वदतु मर्म वे न पठतु
क्व काव्यान्यव्याज रचयतु मद कस्य विशतु ।

૫૧ એ જ.

૫૨ शम्भुर्मानससन्निधौ०, दृश्यतन शतानू० પ્રકો, પૃ ૫૮

૫૩ आ ! सम्य न सहामहे० એ જ, પૃ ६१

૫૪ धन्य श्रीवीरधवल०, आजन्मापि वशीकृताय० ન્ય, ६—શ્લો ७૯, ८०

खलव्यालग्रस्ते जगति न गतिः क्वापि कृतिना-
मिति ज्ञात्वा तत्त्वं हर हर विमूढो हरिहरः ॥[५५]

પછી તેણે પોતાના ધનમાથી અર્ધું યાચકોને આપી દીધુ તથા બાકીનુ અર્ધું સાથે લઈને ધોળકે આવ્યો, અને ત્યાથી વીરધવલ અને વસ્તુપાળની વિદાય લઈને કાશી ગયો[૫૬]

## (૩) નાનાક

मुखे यदीये विमलं कवित्वं बुद्धौ च तत्त्वं हृदि यस्य सत्त्वम् ।
करे सदा दानमयावदानं पादे च सारस्वततीर्थयानम् ॥
काव्येषु नव्येषु ददाति कर्णं प्राप्नोति यः संसदि साधुवर्णम् ।
विभूषणं यस्य सदा सुवर्णं प्राप्ते तु पात्रे न मुखं विवर्णम् ॥
—ગણપતિવ્યાસ[૫૭]

૮૫. નાનાકભૂતિ અથવા નાનાક પણ સોમેશ્વર અને હરિહરની જેમ વિદ્વાન બ્રાહ્મણોના એક સમૃદ્ધ કુલમા જન્મ્યો હતો તે વીસલદેવનો દરબારી કવિ હતો અને વસ્તુપાળના સપર્કમા પણ આવ્યો હતો પ્રભાસપાટણમા જ્યા સરસ્વતી નદી સમુદ્રને મળે છે ત્યા[૫૮] તેણે એક સરસ્વતીસદસ્ અથવા વિદ્યાલય સ્થાપ્યુ હતુ આ સરસ્વતીસદસ્‌ની સ્થાપનાને લગતી બે પ્રશસ્તિઓ[૫૯] મળેલી છે, અને તેમાથી નાનાક અને એના કુટુબને લગતી ઘણી હકીકતો પ્રાપ્ત થાય છે પહેલી પ્રશસ્તિમા વર્ષ નથી, જ્યારે બીજી પ્રશસ્તિમા સ ૧૩૨૮ (ઈ સ ૧૨૭૨) છે, જે રાજા વીસલદેવના અવસાન પછીનુ અગિયારમુ વર્ષ છે પહેલી પ્રશસ્તિમા પણ વીસલદેવનો નિર્દેશ ‘ત્રિદશ

૫૫ પ્રકો, પૃ ૬૧ બીજો શ્લોક છે आहक्षाम नृपप्रसाद० ઉપર ટાંકેલા क्व यातु० શ્લોકનો રાજશેખરે ઘટાવેલો સન્દર્ભ પ્રતીતિજનક લાગતો નથી, કેમકે સોમેશ્વર અને હરિહર બન્નેએ પરસ્પરની કવિતાની પ્રશસા કરેલી છે (કીકૌ, ૧-૨૫, સુઉ, ૧૫-૪૪), અને તેમનો પરિચય ભલે કે ઈર્ષ્યાથી શરૂ થયો હતો, પણ તે મિત્રતામા પરિણમ્યો હતો પ્રબન્ધકારે એમની ઈર્ષ્યાની વાત ઉપર જ વધુ ભાર મૂક્યો જણાય છે

૫૬ પ્રકો, પૃ ૬૧

૫૭ નાનાકની બીજી પ્રશસ્તિ, શ્લોક ૧૪-૧૫

૫૮ પ્રભાસમા બ્રહ્મેશ્વરના મન્દિર પાસે આ સ્થાન અત્યારે પણ બતાવવામા આવે છે ત્યા દર વર્ષે નવરાત્રિના છેલ્લા દિવસે સરસ્વતીપૂજા થાય છે.

૫૯ ઇએ, પુ ૧૧, પૃ ૯૬થી આગળ વળી જુઓ ગુએલે, ન. ૨૧૮-૧૯, ગઝે, ઇઇબરદે, પૃ. ૧૪

સુહૃદ્ ' અથવા દેવોના મિત્ર તરીકે કરેલો છે, જે બતાવે છે કે એ સમયે પણ રાજા વિદ્યમાન નહોતો. વીસલદેવ તથા વસ્તુપાળ બન્નેના કરતાં નાનાક વયમાં ઠીક નાનો હશે એમ આ ઉપરથી માની શકાય.

### નાનાકનો કુલવૃત્તાન્ત

૮૬. નાનાકનું કુટુંબ આનંદપુર અથવા નગર(વડનગર)માં રહેતું હતું. એ નાગર બ્રાહ્મણ હતો. એનું ગોત્ર કાપિષ્ઠલ હતું. પ્રશસ્તિઓમાં એની વંશાવલિનો પ્રારંભ સોમેશ્વર નામે પુરુષથી કરેલો છે. સોમેશ્વરનો જન્મ વડનગર પાસે ગુંજા ગામમાં થયો હતો. એ ગામ વૈજ્વાપ ગોત્રના બ્રાહ્મણોનું હતું; એ ગામ વૈજ્વાપ ગોત્રના કોઈ બ્રાહ્મણને તેના મંત્રીપણાથી પ્રસન્ન થઈને ચૌલુક્ય રાજાએ દાનમાં આપ્યું હતું.[૯૦] સોમેશ્વર એ આચાર્ય હતો. એની પાસે તૈયાર થયેલા શિષ્યો પણ મોટા વિદ્વાનો બન્યા હતા. એને સીતા નામે પત્ની અને આમટ નામે પુત્ર હતો. આમટ યજ્ઞવિધિમાં પ્રવીણ હતો. આમટની પત્ની સજ્જની નામે હતી અને તેને ગોવિન્દ નામે પુત્ર હતો. ગોવિન્દ બ્રહ્મા જેવો વિદ્વાન હતો. ગોવિન્દને બે પત્નીઓ હતી—લાછી અને સુહવા. સુહવાના ગુણોનું વર્ણન કરવું મુશ્કેલ છે. સુહવાની સાથે ગોવિન્દ ત્રણ પ્રકારનાં ઋણમાંથી મુક્ત થયો હતો અને પવિત્ર રેવામાં સ્નાન કરીને તેણે સંન્યસ્ત લીધુ હતું. ગોવિન્દને ત્રણ પુત્ર હતા. એમાં સૌથી મોટો પુરુષોત્તમ વેદોનો અભ્યાસી હતો. સૌથી નાનો પુત્ર મલ્હણ નામે હતો. એ ૭ ગુણોમાં પ્રવીણ હતો અને રાજસભામાં બેસતો. એણે કાશીની યાત્રા કરી હતી અને સમગ્ર ' ઋગ્વેદ ' એને કંઠે હતો. ગોવિન્દનો વચેટ પુત્ર નાનાક હતો; એ ધનિક હતો અને સરસ્વતીનો પણ માનીતો હતો. નાનાકે 'કાતન્ત્ર' વ્યાકરણનું ઊંડું અધ્યયન કર્યું હતું. એને સમગ્ર ' ઋગ્વેદ 'નું જ્ઞાન હતું તથા ' મહાભારત ', 'રામાયણ', પુરાણો, સ્મૃતિઓ, કાવ્ય, નાટક અને અલંકારમાં તે નિપુણ હતો. પ્રાચીન કવિઓરૂપી પોતાના પુત્રોના અવસાનનો શોક દૂર કરવા માટે સરસ્વતી નાનાકની જીભ ઉપર વસતી હતી, એમ પ્રશસ્તિમાં કહ્યું છે તેથી જણાય છે કે નાનાક કવિ પણ હતો. ' નાગરોના આભૂષણ ' ( **નાનાકઃ નાગરોત્તંસઃ**, પહેલી પ્રશસ્તિ શ્લો. ૨૩) તરીકે એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એની પત્નીનું નામ લક્ષ્મી હતું, જે બન્ને કુલોના અલંકારરૂપ હતી. નાનાકનો પુત્ર ગંગાધર નામે હતો; એનાં કાર્યો કે વિદ્વત્તા

૯૦. સોમેશ્વર પોતે કાપિષ્ઠલ ગોત્રનો હતો, પણ એનો જન્મ વૈજવાપ ગોત્રના ગુંજ ગામમાં થયો હતો. આ ઉપરથી અનુમાન થાય છે કે ગુંજ એના માતામહનું ગામ હશે. જુઓ રામલાલ મોદી, 'આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રન્થ,' પૃ. ૩૮૬.

વિશે પ્રશસ્તિમાં કંઈ કહ્યું નથી, પણ એને આશીર્વાદ આપવામાં આવ્યા છે, જે સૂચવે છે કે ગંગાધર આ સમયે નાની વયનો હોવો જોઈએ.

### નાનાક અને વીસલદેવ

૮૭. વીસલદેવની નાનાક ઉપર ઘણી કૃપા હતી. પ્રભાસમાં પોતે બંધાવેલ વીસલબ્રહ્મપુરી નામે બ્રાહ્મણોના નિવાસની પાસે તેણે નાનાકને એક મહાલય આપ્યું હતું, અને એ રીતે તેણે નાનાકને એ તીર્થસ્થાનનો નિવાસી બનાવ્યો હતો. સોમનાથની પૂજા કરતી વખતે વીસલદેવે નાનાકને વગસરા ( અત્યારનું બગસરા ) ગામ દાનમાં આપ્યું હતું. આના બદલામાં, રાજા વિદ્યમાન હતો ત્યારે નાનાક એને પુરાણોની કથાઓ સંભળાવતો હતો અને એના અવસાન પછી પર્વે પર્વે એનું શ્રાદ્ધ સરાવતો હતો. નાનાકે કરેલી સોમનાથની પૂજાથી પ્રસન્ન થઈને સોમનાથના મઠપતિ વીરભદ્રે મંગલગ્રામ( માંગરોળ )ની ઊપજનો સાતમો ભાગ એને આપ્યો હતો. નાનાક અતિથિઓનો સારો સત્કાર કરતો તથા સુપાત્ર સગાંવહાલાં અને મિત્રોને છૂટે હાથે દ્રવ્યની સહાય આપતો.

### કવિઓનો આશ્રયદાતા નાનાક

૮૮. નાનાક, એના કુટુંબ અને પૂર્વજો વિશે આપણને આમ પૂરતી વિગતો મળે છે. એની સમૃદ્ધિ અને વિદ્યાપ્રિયતા એ કેવળ પ્રશસ્તિકારની અતિશયોક્તિ નથી, એ તેણે સરસ્વતીસદન સ્થાપ્યું એ હકીકત બતાવે છે. બીજા કવિઓને પણ તે આશ્રય આપતો હતો. એની પહેલી પ્રશસ્તિ રત્નના પુત્ર અને ‘ કુવલયાશ્વચરિત ’ ના કર્તાના પૌત્ર કવિ કૃષ્ણે રચેલી છે; આ કૃષ્ણના અણાવધાનથી ખુશ થયેલા લોકોએ એને ‘ બાલસરસ્વતી ’ બિરુદ આપ્યું હતું. નાનાકની બીજી પ્રશસ્તિ ‘ ધારાધ્વંસ ’ના કર્તા ગણપતિ વ્યાસે રચેલી છે ( પેરા ૭૮ ).

### નાનાકની કવિતા

૮૯. પ્રશસ્તિઓમાં નાનાકની કવિત્વશક્તિ વિશે ઘણું કહેવામાં આવ્યું છે, પણ એની એકેય સળંગ કૃતિ અત્યારે મળતી નથી. વંથળીમાંથી મળેલો એક પ્રશસ્તિલેખ[૬૧] નાનાકની રચના જણાય છે, કેમકે કર્તા પોતાનું વતન આનંદપુર, ગોત્ર કાપિષ્ઠલ અને પિતાનુ નામ ગોવિન્દ આપે છે. લેખની છેલ્લી પંક્તિ અર્ધી જ કોતરવામાં આવી છે, એટલે લેખ અપૂર્ણ રહે છે અને કર્તાનું નામ જાણી શકાતું નથી. પહેલી પંક્તિ ઘસાઈ ગયેલી

૬૧. ઍનાલ્સ, પુ. ૧, પૃ. ૧૭૧; ગુઐલે, નં. ૨૨૫

હોવાથી લેખનું વર્ષ પણ જાણવા મળતું નથી. આ પ્રશસ્તિલેખને નાનાકની કવિતાનો એક વિરલ નમૂનો ગણવો જોઈએ. 'પ્રબન્ધકોશ' અનુસાર, અમરચન્દ્રસૂરિ રાજા વીસલદેવની સભામાં આવ્યા ત્યારે નાનાક સહિત કેટલાક કવિઓએ એમની કવિત્વશક્તિની પરીક્ષા કરી હતી (પૃ. ૧૦૩).[૬૨] **गीतं न गायतितरां युवतिर्निशासु** એ ચરણ નાનાકે પાદપૂર્તિ માટે અમરચન્દ્રને આપ્યું હતું. નાનાકની કવિતાનો બીજો પણ એક નમૂનો મળે છે, વસ્તુપાળ સાથેના નાનાકના સંપર્કનો એ સૂચક હોઈ નોંધપાત્ર છે :

એક વાર કવિઓ વસ્તુપાળની ઉદારતાની પ્રશંસા કરતા હતા અને વસ્તુપાળ સંકોચથી નીચું જોઈ ગયો હતો. એ સમયે યુવાન નાનાકે નીચેનો શ્લોક કહ્યો—

एकस्त्वं भुवनोपकारक इति श्रुत्वा सतां जल्पितं
लज्जानम्रशिराः स्थिरातलमिदं यद्वीक्षसे वेद्मि तत् ।
वाग्देवीवदनारविन्दतिलक श्रीवस्तुपाल ध्रुवं
पातालाद् बलिमुद्दिधीर्षुरसकृन्मार्गं भवान् मार्गति ॥

આ સાંભળીને વસ્તુપાળે કવિને વિપુલ પ્રીતિદાન આપ્યું.[૬૩]

## (૪) યશોવીર

लक्ष्मीर्यत्र न वाक् तत्र यत्र ते विनयो न हि ।
यशोवीर महच्चित्रं सा च मा च स च त्वयि ॥

—વસ્તુપાળ[૬૪]

प्रकाश्यते सतां साक्षाद् यशोवीरेण धीमता ।
मुखे दन्तद्युता ब्राह्मी करे श्रीः स्वर्णमुद्रया ॥

—સોમેશ્વર[૬૫]

---

૬૨ પ્રકો, પૃ. ૬૨. અહીં નાનાકને 'વીસલનગરીય' અર્થાત્ વીસલનગર-ઉત્તર ગુજરાતના વીસનગરનો વતની કહેવામાં આવ્યો છે. એ જ ગ્રન્થમાં અન્યત્ર (પૃ. ૧૨૦) એને 'મહાનગરીય' અર્થાત્ વૃદ્ધનગર-વડનગરનો કહ્યો છે, પરન્તુ સમકાલીન પ્રશસ્તિઓને આધારે એ સ્પષ્ટ છે કે નાનાક વીસનગરનો નહિ, પણ વડનગરનો હતો.

૬૩ પ્રકો, પૃ. ૧૨૦. પુપ્રસં (પૃ. ૬૦) અનુસાર, ૧૬૦૦૦ની રકમ આપવામાં આવી હતી. ઉત (પૃ. ૬૫) જણાવે છે કે વસ્તુપાળે નાનાકને સોનાની જીભ દાનમાં આપી હતી. પ્રબન્ધોના એક ઉત્તરકાલીન સંગ્રહમાં (પુપ્રસં, પૃ. ૭૪) આ શ્લોકનું કર્તૃત્વ સોમેશ્વર ઉપર આરોપેલું છે.

૬૪ પ્રચિ, પૃ. ૧૦૨માં ઉદ્ધૃત.

૬૫ કીકૌ, ૧. ૨૭.

## યશોવીર વસ્તુપાળનો ગાઢ મિત્ર

૯૦. યશોવીર વસ્તુપાળનો ગાઢ મિત્ર હતો. આ બન્ને મિત્રોની પ્રશંસા સોમેશ્વરે 'સરસ્વતીના બે પુત્રો' તરીકે કરી છે ( **वस्तुपाल-यशोवीरौ सत्यं वाग्देवतासुतौ** ).[૬૬] યશોવીર જૈન વણિક હતો, જો કે વણિકમાં કઈ જ્ઞાતિનો હતો એ જાણવામાં નથી. જાબાલિપુર (જાલોર) ના ચૌહાણ રાજા ઉદયસિંહનો એ મંત્રી હતો.[૬૭] 'કીર્તિકૌમુદી 'એ પણ 'ચાહમાનેન્દ્રમંત્રી '=ચૌહાણ રાજાના મંત્રી તરીકે એનો ઉલ્લેખ કર્યો છે;[૬૮] જો કે રાજાનું નામ આપ્યું નથી. જયસિંહસૂરિકૃત ' 'હમ્મીરમદમર્દન ' નાટક (૫-૪૮)માં વસ્તુપાળ પોતાના વડીલ બંધુની જેમ યશોવીરનું સંમાન કરતો હોવાનું વર્ણન છે. એ જ નાટકને આધારે જણાય છે કે ગુજરાત ઉપર થયેલું મુસ્લિમ આક્રમણ પાછું ખાળવાની વસ્તુપાળની યોજના ( જે 'હમ્મીર-મદમર્દન ' નો વિષય છે ) સફળ બનાવવામાં યશોવીરે તેજપાળને ઘણી સહાય કરી હતી અને એ વિશે બધી અગત્યની બાબતોમાં તેજપાળ યશોવીરની સલાહ લેતો હતો, કેમકે મારવાડ અને મેવાડ એ સમયે યુદ્ધભૂમિ બન્યાં હતાં ( હમમ, ૫-૪૩ અને પૃ. ૫૪ ). યશોવીરે કોતરાવેલા શિલાલેખોમાંથી જણાય છે કે એના પિતાનુ નામ ઉદયસિંહ હતું.[૬૯] 'પુરાતન-પ્રબન્ધસંગ્રહ 'માં એના પિતાનુ નામ દુસાજ આપ્યું છે, અને 'દુસાજુત્ર ' ( દુસાજના પુત્ર ) તરીકે એનો ઉલ્લેખ કરતા, ચારણોએ કરેલા એની પ્રશંસાના અપભ્રંશ દૂહા પણ ત્યાં આપવામાં આવ્યા છે (જુઓ પૅરા ૯૩). આ ઉપરથી અનુમાન થાય છે કે દુસાજ એ યશોવીરના પિતા ઉદયસિંહનું બીજું નામ હોય.[૭૦] યશોવીરની પત્નીનુ નામ સુહગદેવી હતું; એને પાંચ પુત્રો હતા, જેમાંથી એક માત્ર કર્મસિંહનુ જ નામ જાણવામાં છે.

---

૬૬. એ જ, ૧-૨૯

૬૭. વચ, ૭; પુમસં, પૃ. ૪૯

૬૮. કીકૌ, ૧-૨૮

૬૯. પ્રાજૈલેસં, નં. ૧૦૮, ૧૦૯, ૨૧૩

૭૦. પુમસં, પૃ. ૫૦-૫૧. જે યશોવીરના આશ્રયે 'પ્રબુદ્ધરૌહિણેય ' નાટક ભજવાયું હતું (પૅરા ૩૮) તેનાથી આ મંત્રી યશોવીર ભિન્ન છે. એ યશોવીર પાસુનો પુત્ર અને મંત્રી યશોવીરનો વૃદ્ધ સમકાલીન હતો અને જે ચૌહાણ ઉદયસિંહનો આપણો યશોવીર મંત્રી હતો એના પિતા સમરસિંહના સમયમા વિદ્યમાન હતો. ( પ્રાજૈલેસં, નં. ૩૫૨; જૈસાઈ, પૃ. ૩૨૫ ટિ. )

## શિલ્પશાસ્ત્રનું યશોવીરનું જ્ઞાન

૯૧. યશોવીર ‘સરસ્વતીકણ્ઠાભરણ’ તરીકે પણ ઓળખાતો હતો એના વિદ્યાપ્રેમ તથા કવિઓને એના તરફથી મળતા આશ્રયને કારણે બિરુદ અપાયુ હશે શિલાલેખોમા એને ‘કવીન્દ્રબન્ધુ’ તરીકે પણ વર્ણવે છે[72] ‘કીર્તિકૌમુદી’ના પહેલા સર્ગમા સોમેશ્વરે યશોવીર વિશેના ચ પ્રશસાત્મક શ્લોકો આપ્યા છે, જે ‘કીર્તિકૌમુદી’ના નાયક વસ્તુપાલ સાથેનો યશોવીરનો ગાઢ સમ્બન્ધ બતાવે છે ઈ સ ૧૨૩૧મા આબુ ઉપર લૂણવસતિના પ્રતિષ્ઠામહોત્સવ પ્રસગે વસ્તુપાળ અને યશોવીરના મિલનનું વર્ણન મળે છે આ મહોત્સવમા હાજર રહેલા રાજવીઓમા જાબાલિપુરનો રાજા ઉદયસિંહ, નડલનો રાજા અને ચદ્રાવતીનો પરમાર રાજા સોમસિંહ હતા, અને ચૌલુક્ય રાજ્યના ગ્રામનગરોમાથી સેકડો અધિકારીઓ ત્યા આવ્યા હતા[73] યશોવીર પણ પોતાના રાજા સાથે આવ્યો હતો એ સમયે વસ્તુપાળે કેટલાક શ્લોકો વડે સ્વાગત કર્યું હતુ, અને યશોવીરે બે કવિત્વમય પદ્યો વડે વસ્તુપાળની પ્રશસા કરી હતી[74] પ્રબન્ધોમા યશોવીરને શિલ્પશાસ્ત્રના ઉત્તમ જ્ઞાતા તરીકે વર્ણવેલો છે આબુ ઉપરના મન્દિર વિશે યશોવીરનો અભિપ્રાય માગવામા આવ્યો ત્યારે શિલ્પશાસ્ત્ર અનુસારની નીચેની ક્ષતિઓ તરફ તેણે મન્દિરના મુખ્ય શિલ્પી શોભનદેવનુ ધ્યાન ખેચ્યુ હતુ—“રગમડપમા શાલભજિકા–પૂતળીઓના જોડકાનો આકાર વિશાળ ઘાટ સર્વથા અનુચિત અને વાસ્તુશાસ્ત્રથી નિષિદ્ધ છે એ જ પ્રમાણે ગર્ભગૃહના પ્રવેશદ્વાર સિંહોનુ તોરણ દેવની વિશેષ પૂજાનો વિનાશ કરનારુ છે વળી પૂર્વ પુરુષોની મૂર્તિયુક્ત ગજશાલા મન્દિરના પાછળના ભાગમા રાખી છે તે મન્દિર કરાવનારના વશવિસ્તારનો નાશ કરનારી છે જેનો હવે પ્રતિકાર ન થઈ શકે એવા આ ત્રણ દોષ શિલ્પ સૂત્રધાર ને હાથે થયા એને ભાવી કર્મનો જ દોષ ગણવો જોઈએ” એ પ્રમાણે નિર્ણય આપીને યશોવીર પોતાને સ્થાને પાછો ગયો[75]

---

૭૧ પ્રકો પૃ ૧૨૩

૭૨ तदग्रजन्मा हि न कवीन्द्रबन्धुर्नाम्ना यशोवीर इति प्रसिद्धः ।
शार्ङ्गिरमाभ्यां युगपद्गुणोत्थविरोधशान्त्यर्थमिवाश्रितो यः ॥
(પ્રાજૈલેસ, ન ૧૦૯ ૧૦૬, ૨૧૩)

૭૩ વચ ૮

૭૪ પ્રચિ પૃ ૧૦૧-૨ પ્રકો પૃ ૧૨૪, પુપ્રસ, પૃ ૭૦ ૭૧

૭૫ પ્રચિ પૃ ૧૦૧ આ પ્રકારની શિલ્પશાસ્ત્રીય ક્ષતિઓની બીજી એ

## યશોવીર—કવિ અને સાહિત્યનો આશ્રયદાતા

૯૨. પ્રબન્ધોમાં ટાંકવામાં આવેલાં પદ્યો ઉપરથી જણાય છે કે યશોવીર સંસ્કૃત ભાષાનો એક સારો કવિ હતો. 'કીર્તિકૌમુદી'એ કાલિદાસ, માઘ અને અભિનન્દ સાથે એની તુલના કરી છે તેથી એ વાતને અનુમોદન મળે છે.[76] પરન્તુ યશોવીરની કોઈ સળંગ કૃતિ હજી સુધી જાણવામાં આવી નથી. એક ઉચ્ચ ઓધ્ધો ધરાવતો હોઈ યશોવીર સાહિત્યનો આશ્રયદાતા પણ હતો. પાટણમાં સંઘવીના પાડાના ભંડારમાંની, એક સંસ્કૃત સુભાષિત સંગ્રહની તાડપત્રીય પોથીમાં ( અપૂર્ણ વિભાગ, નં. ૫૨ ) 'સજ્જનપ્રશંસા' ખંડમાં મંત્રી યશોવીરની પ્રશંસાના કેટલાક શ્લોકો મેં જોયા હતા. આ પોથી સાવ તૂટક સ્થિતિમાં છે, એટલે કૃતિનું નામ, એના સંકલનકારનું નામ, રચનાવર્ષ કે લેખનવર્ષ કશું જાણી શકાતું નથી; પરન્તુ કવિઓ યશોવીરને કેવું માન આપતા એ બતાવવા ઉપર્યુક્ત શ્લોકો પૂરતા થઈ પડે છે. જાલોરમાં યશોવીરે બંધાવેલા ચંદનવસતિ નામે મન્દિરમાં મહાવીરની મૂર્તિના પ્રતિષ્ઠામહોત્સવ પ્રસંગે વાદી દેવસૂરિના પ્રશિષ્ય અને રાજસ્થાનમાં સૂંધાની પહાડી ઉપરની ચાચિગદેવની પ્રશસ્તિના કર્તા જયમંગલસૂરિએ નીચેનો શ્લોક કહ્યો હતો—

यत्त्वयोपार्जितं वित्तं यशोवीर प्रतिष्ठया ।
तल्लक्षगुणितां नीतं यशो वीरप्रतिष्ठया ॥[77]

'કાવ્યપ્રકાશ-સંકેત'ના કર્તા આલંકારિક માણિક્યચન્દ્રે ( જુઓ પૅરા ૧૨૯–૩૦ ) એક પ્રસંગે યશોવીરની આ પ્રમાણે સ્તુતિ કરી હતી—

यशोवीर लिखत्याख्यां यावच्चन्द्रे विधिस्तव ।
न माति भुवने तावदाद्यमप्यक्षरद्वयम् ॥[78]

૯૩. ચારણોમાં પણ યશોવીર પ્રસિદ્ધ હતો, કેમકે ચારણોને તેણે ઘણાં દાન આપ્યાં હતાં. યશોવીરની સ્મૃતિરૂપે ચારણોએ કહેલા મધ્યાનધ દૂહા

---

યાદી મેકો, પૃ. ૧૨૪મા છે. આ ક્ષતિઓ મૂળે સાધન્ત યશોવીરે જ બતાવેલી હશે એમ આપણે નિશ્ચયપૂર્વક કહી ન શકીએ. પરન્તુ વાસ્તુશાસ્ત્રની દૃષ્ટિએ તેણે મન્દિરના સ્થાપત્યની ટીકા કરી હશે અને માત્ર કલા કે કારીગરીની જ નહિ, પણ લોકપ્રચલિત માન્યતાઓ કે વહેમોને પરિણામે દોષરૂપ ગણાતી ક્ષતિઓ તરફ પણ ધ્યાન ખેંચ્યું હશે.

૭૬. કીકૌ, ૧–૨૬

૭૭. પુપ્રસં, પૃ. ૫૦

૭૮. એ જ, પૃ. ૫૦

પ્રબન્ધોમાં સચવાયેલા છે યશોવીરના જીવનવૃત્તાન્ત માટે કે ચારણોને તેણે આપેલો આશ્રય જાણવા માટે તે ઉપયોગી છે, એટલું જ નહિ, પણ ગુજરાત અને રાજસ્થાનના અપભ્રંશ લોકસાહિત્ય—જેનો મૂલ્યવાન અંશ હેમચન્દ્રના 'પ્રાકૃત વ્યાકરણ'માં તથા 'પ્રાકૃત પિંગલ' જેવી કૃતિઓમાં સચવાયેલો છે એના અભ્યાસ માટે પણ તે અગત્યના છે. પોતાના રાજા ઉદયસિંહને વતી વીસલદેવ વાઘેલા સાથે યશોવીરે સંધિ કરીને ઉદયસિંહનું રાજ્ય સુરક્ષિત બનાવ્યું ત્યારે એક ચારણે નીચેનો દૂહો કહ્યો હતો—

जिम चेतू हरि आज्ञु तिम जइ लंका हूत दुसाजुअ ।
नाउं वूडत राजु राणाहीय रावण तणउं ॥७९

"હે દુસાજના પુત્ર! તું અહીં છે તે પ્રમાણે લંકામાં હોત તો રાણાઓના અધિપતિ રાવણનું રાજ્ય બૂડ્યું ન હોત."

૯૮. હમણાં આપણે જોયું તે પ્રમાણે (પૅરા ૯૨), યશોવીરે જાલોરમાં એક મન્દિર બંધાવ્યું હતું. પોતાની માતાના શ્રેય અર્થે (મારવાડમાં એરનપુરા રોડ પાસે) માદરીમાં બાંધેલા મન્દિરમાં તેણે સં. ૧૨૮૮ (ઈ. સ. ૧૨૩૨)માં ૧૬મા તીર્થંકર શાન્તિનાથની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી,[૮૦] અને આબુ ઉપર સં. ૧૨૯૧ (ઈ. સ. ૧૨૩૫)માં બે દેવકુલિકાઓ બંધાવી હતી.[૮૧] આ સ્થાનોમાંના શિલાલેખો ઉપરથી જણાય છે કે યશોવીર મડાહડ ગચ્છના આચાર્ય શાન્તિસૂરિનો અનુયાયી હતો.

(૫) સુભટ

सुभटेन पदन्यासः स कोऽपि समितौ कृतः ।
येनाधुनापि धीराणां रोमाञ्चो नापचीयते ॥[૮૨]

૯૯. સુભટ કોણ હતો એ વિશે કશું જાણવામાં નથી, પરન્તુ વસ્તુપાળના સાહિત્યમંડળના અન્ય કવિપંડિતો નરચન્દ્ર, વિજયસેન, હરિહર અને યશોવીરની સાથે સુભટની કવિતાની પ્રશંસા પણ સોમેશ્વરે 'કીર્તિકૌમુદી'ના પહેલા સર્ગમાં કરી છે, તથા હરિહર, સુભટ આદિ કવિઓ સોમેશ્વરની કવિતાને કેવી રીતે વખાણતા હતા એ 'સુરથોત્સવ'ના પ્રશસ્તિ

૭૯ એ જ, પૃ. ૫૨. મંત્રી તેજ્ની પ્રશંસાનાં કેટલાંક અપભ્રંશ દુહા એમાં જ (પૃ. ૫૦-૫૧) સાંપડે છે. ઉદયસિંહની પ્રશંસાના બે દુહા પણ ત્યાં છે.
૮૦ જિનવિ., ૧ ૩૮૯
૮૧ પ્રાચીન લેખ., નં. ૧૦૮-૯
૮૨. કીર્તિ, ૧-૨૪

સર્ગમાં કહ્યું છે ( પૅરા ૭૧ ), એથી આ સાહિત્યમંડળ સાથે સુભટનો નિકટનો સંબંધ હતો એ સમજાય છે. એકાંકી નાટક 'દૂતાંગદ' જેને કવિએ છાયા-નાટક કહ્યું છે એ સુભટની જાણવામાં આવેલી એક માત્ર કૃતિ છે. અણહિલવાડમાં કુમારપાળે પધરાવેલી શિવની મૂર્તિના દોલોત્સવ પ્રસંગે રાજા ત્રિભુવનપાલ ( ઈ. સ. ૧૨૪૨–૧૨૪૪ )ની આજ્ઞાથી તે ભજવાયું હતું એવો ઉલ્લેખ એની પ્રસ્તાવનામાં છે. સુભટને સોમેશ્વર 'કવિપ્રવર' તરીકે વર્ણવે છે એ જોતાં કદાચ તેણે બીજી કંઈ રચનાઓ પણ કરી હશે. 'દૂતાંગદ'ની પ્રસ્તાવનામાં સુભટ પોતે પ્રમાણશાસ્ત્રમાં નિપુણ હોવાનો ઉલ્લેખ કરે છે.

## ( ૬ ) અરિસિંહ

**यत्कवेर्लवणसिंहजन्मनः काव्यमेतदमृतोद्दीर्घिका ।**
**वस्तुपालनयकीर्तिकन्यया धन्यया किमपि यत्र खेलितम् ॥**

### અરિસિંહ અને અમરચન્દ્ર

૯૬. ઠક્કુર અરિસિંહ એ લાવણ્યસિંહ અથવા લવણસિંહનો પુત્ર હતો.[૮૪] વસ્તુપાળનો એ પ્રીતિપાત્ર હતો અને સોમેશ્વરની જેમ તેને પણ ભૂમિદાન અને બીજો પુરસ્કાર મળ્યાં હતાં.[૮૫] 'પ્રબન્ધકોશ' અનુસાર, તે વાયડ ગચ્છના જિનદત્તસૂરિનો અનુયાયી હતો,[૮૬] એટલે એ જૈન હોવો જોઇએ. અરિસિંહ એક ગૃહસ્થ હતો, છતાં પ્રસિદ્ધ કવિ અને આલંકારિક અમરચન્દ્રસૂરિનો એ 'કલાગુરુ' હતો.[૮૭] અમરચન્દ્રસૂરિની કૃતિઓમાંથી સ્પષ્ટ છે કે અરિસિંહ અને એની કવિતાનું તેઓ પૂરું સંમાન કરતા હતા; અને આ બે વિદ્વાનો એક સાધુ અને બીજો ગૃહસ્થ–પરસ્પરના ગાઢ સહકારથી કાર્ય કરતા હતા. જેવી રીતે અમરસિંહે અમરચન્દ્રનો કવિતાની કલામાં પ્રવેશ કરાવ્યો હતો તેમ અમરચન્દ્રે રાજા વીસલદેવની સભામાં અરિસિંહનો પ્રવેશ કરાવ્યો હતો. એક વાર વીસલદેવે અમરચન્દ્રને પૂછ્યું કે "આપના કલાગુરુ કોણ છે ?" અમરે ઉત્તર આપ્યો : "કવિરાજ અરિસિંહ." (રાજાએ કહ્યું,) "તો પ્રભાતે એમને લાવજો." પછી કવિરાજને અમરચન્દ્ર સવારે રાજા પાસે લઈ ગયા. એ વખતે રાજા તલવારના પટા ફેરવવાની કસરત કરતો હતો. રાજાએ પૂછ્યું : "આ કવિરાજ છે ?" કવિરાજે જવાબ આપ્યો : "હા." રાજા બોલ્યો : "તો

૮૩. સુસં, ૧૦–૪૬
૮૪. એ જ, ૮–૪૮ અને ૧૦–૪૬
૮૫. ઉત, પૃ. ૭૯
૮૬. પ્રકો, પૃ. ૬૧
૮૭. એ જ, પૃ. ૬૧

સમયોચિત કંઈક કહો ” એ સમયે રાજાની તલવારની પ્રશંસા કરતા ચાર શ્લોકો અરિસિંહે કહ્યા એની કવિતાથી પ્રસન્ન થઈને રાજાએ કવિરાજને કાયમી સેના આપી તથા મોટો ગરાસ આપ્યો ૮૮

## ‘સુકૃતસંકીર્તન’ અને તેનો સમય

૯૭. કવિ તરીકે અરિસિંહની કીર્તિ ગુજરાતની બહાર પણ પ્રસરી હતી અને ‘સૂક્તિમુક્તાવલિ’૮૯ તથા ‘શાર્ઙ્ગધરપદ્ધતિ’૯૦ જેવા સુભાષિત સંગ્રહોમાં તેના સંખ્યાબંધ શ્લોકો ઉદ્ધૃત થયેલા છે આ સુભાષિતસંગ્રહોમાં તેનો ઉલ્લેખ ‘અરસી ઠક્કુર’ તરીકે થયેલો છે ‘અરસી’ એ ‘અરિસિંહ’ શબ્દનું ચાલુ પ્રાકૃત રૂપ છે, ‘પ્રબન્ધકોશ’માં એના નામનું ‘અરિસિંહ’ એવું રૂપ આપવામાં આવ્યું છે—જે ઉપર્યુક્ત સુભાષિતસંગ્રહોમાંના ‘અરસી’ રૂપની બહુ નજીક છે—એથી અરસી અને અરિસિંહ એક જ છે એવો નિશ્ચય થાય છે ‘ઉપદેશતરંગિણી’માં અરિસિંહે કહેલો વસ્તુપાળનો એક પ્રશસ્તિશ્લોક નોંધાયો છે, એ માટે વસ્તુપાળે અરિસિંહને બે હજારનું પ્રીતિદાન આપ્યું હતું એવો એમાં ઉલ્લેખ છે૯૧ પણ અરિસિંહની કવિતાનો સૌથી નોંધપાત્ર નમૂનો વસ્તુપાળના સાહિત્યોનો મહિમા ગાવા માટે રચાયેલું એનું ‘સુકૃતસંકીર્તન’ મહાકાવ્ય છે આ મહાકાવ્યના પ્રત્યેક સર્ગના અંતિમ પાંચ શ્લોકો એ અરિસિંહની નહિ, પણ અમર પંડિત કે અમરચન્દ્રની રચના છે “અરિસિંહે રચેલા આ પ્રબન્ધના પ્રત્યેક સર્ગમાં આ ચાર કાવ્યો અમર પંડિતે રચ્યા છે”૯૨ આ અર્થનો એક શ્લોક પ્રત્યેક સર્ગને છેડે પુનરાવૃત્ત થાય છે, જ્યારે એ પહેલાના ચાર શ્લોકો દરેક સર્ગમાં નવા આવે છે આ પ્રમાણે પાંચ શ્લોકની સંખ્યા થાય છે સર્ગમાં વર્ણવાયેલા પ્રસંગો સાથે આ શ્લોકોનો કંઈ ખાસ સંબંધ નથી એમાંના પહેલા ત્રણ વસ્તુપાળની પ્રશંસા કરે છે તથા એને આશીર્વાદ આપે છે અથવા અરિસિંહે વર્ણવ્યા ન હોય એવા પ્રસંગોનો ઉલ્લેખ કરે છે, ચોથો શ્લોક આ મહાકાવ્યના

૮૮ એ જ, પૃ ૧૩ પ્રસ્તુત ચાર શ્લોક પણ ત્યાં ઉદ્ધૃત થયેલા છે

૮૯ ક્ષ્મિવિપુલ॰ વાતાર દેવ॰, તદિદ્ધા પદ્ધો વા॰, દધિમથન॰, નવ નિરંકુશ॰, માધેન તદ્યા॰ અહીં દધિમથન॰ એ શ્લોકના કર્તૃત્વનું આરોપણ અરિસિંહ ઉપર ખોટી રીતે થયું છે એ શ્લોક અમરચન્દ્રકૃત ‘બાલભારત’ના આદિપર્વના ૧૧ મા સર્ગમાંથી છે

૯૦ ક્ષિતિવિપુલ॰ (ન ૧૧)

૯૧ ઉત, પૃ ૭૩

૯૨ સુસં, ૧ ૪૧ અને પછીના દરેક સર્ગના છેડે

કર્તા તરીકે અરિસિંહનો નિર્દેશ કરે છે તથા એની કવિનાશક્તિની પ્રશંસા કરે છે; અને આ ચાર શ્લોકો અમર પંડિતની રચના છે એવી નોંધ, ઉપર બતાવ્યું તેમ, પાંચમા શ્લોકમાં થઈ છે.

૯૮. વસ્તુપાળની પૂર્ણ જ્હોજલાલીના સમયમાં 'સુકૃતસંકીર્તન'ની રચના થઈ હશે એ જણાય છે.[૯૩] પહેલા અને બીજા સર્ગના છેડે આવતા (અમર પંડિતકૃત) બે શ્લોકો આ હકીકત સ્પષ્ટ કરે છે—

"મંત્રીશ્વર વસ્તુપાળ ! 'તું દીર્ઘાયુ થા !' એવો આશીર્વાદ તને બ્રાહ્મણો આપે છે; 'તું બ્રહ્મા જેટલા આયુષ્યવાળો થા !' એમ બંદીજનો કહે છે; અને 'તું અજરામર થા !' એમ કુલસ્ત્રીઓ કહે છે; પરન્તુ અમે બીજું કંઈક કહીએ છીએ કે 'તારી વિસ્તારિણી કીર્તિ જ્યાંસુધી આકાશમાં નૃત્ય કરે છે ત્યાંસુધી તું આનંદ પામ !" (૧-૪૨)

"હે કામધેનુ ! કલ્પવૃક્ષ ! ચિન્તામણિ ! મેરુ પર્વતની વિસંસ્થુલ શિલાઓમાં તમે શા માટે સંતાઈ જાઓ છો ? તમે આ ભૂમિને વિભૂષિત કરો; તમારી પાસે કોઈ યાચના નહિ કરે. શ્રીવસ્તુપાળ સચિવ સનાતનાયુ થાઓ !" (૨-૫૨)

'સુકૃતસંકીર્તન'ના રચનાકાળની ઉત્તરમર્યાદા અને પૂર્વમર્યાદા વધારે ચોકસાઈથી નક્કી થઈ શકે છે. ઈ. સ. ૧૨૩૧માં આબુ ઉપરનાં મન્દિરો બંધાવ્યાં ત્યાર પહેલાં એની રચના થઈ હશે, કેમકે આ અદ્દભુત સ્થાપત્યકૃતિઓનો તેમાં ક્યાંય ઉલ્લેખ નથી; પરન્તુ આબુ ઉપર વસ્તુપાળે મલ્લિનાથની દહેરી ઈ. સ. ૧૨૨૨ (સં. ૧૨૭૮)માં બંધાવી એ હકીકત એમાં નોંધાઈ છે,[૯૪] એટલે ત્યારપછી એની રચના થઈ હશે.

૯૯. 'સુકૃતસંકીર્તન' સિવાય અરિસિંહની બીજી કોઈ સળંગ કૃતિ સચવાઈ નથી; પણ 'કાવ્યકલ્પલતા' (૧-૨)માં[૯૫] એક શ્લોકને આધારે બ્યૂલર એમ માને છે કે અરિસિંહે 'કવિતારહસ્ય' નામે બીજો એક ગ્રન્થ રચ્યો હશે અને તે કવિતા વિશેનો પાઠ્યગ્રન્થ હશે;[૯૬] જો કે 'કવિતારહસ્ય'

૯૩. બ્યૂલર, ઇએ, પુ. ૩૧, પૃ. ૪૮૦
૯૪. સુસં, ૧૧-૫૪
૯૫. सारस्वतामृतमहार्णवपूर्णिमेन्दो–
मत्वारिसिंहसुकवेः कवितारहस्यम् ।
किंचिच्च तद्रचितमात्मकृतं च किंचिद्
व्याख्यास्यते त्वरितकाव्यकृतेऽत्र सूत्रम् ॥ (૧-૨)
૯૬. બ્યૂલર, ઉપર્યુક્ત, પૃ. ૪૭૯

શબ્દ કોઈ ગ્રન્થવિશેષ તરીકે નહિ, પણ સર્વસામાન્ય અર્થમાં પણ લઈ શકાય. તર્કશાસ્ત્ર અને વાદવિદ્યામાં અરિસિંહ નિપુણ હશે એમ જણાય છે, કેમકે અમરચન્દ્રે એક સ્થળે એને 'પ્રતિવાદીરૂપી હસ્તીઓ માટે સિંહ' તરીકે વર્ણવ્યો છે;૯૭ પણ એ વિષયો પરત્વે અરિસિંહે કોઈ ગ્રન્થ લખેલો જાણવામાં નથી.

૧૦૦. પ્રબન્ધો જેનું વારંવાર વર્ણન કરે છે તે વસ્તુપાળના કવિમંડળના અરિસિંહ તેમજ અમરચન્દ્ર બન્ને સભ્યો હતા એ વિશે 'સુકૃતસંકીર્તન' કશો સંદેહ રહેવા દેતું નથી. બીજા સર્ગના અંતિમ શ્લોકપંચક પૈકી એકમાં અમરચન્દ્ર કહે છે:

"શ્રીવસ્તુપાળ સચિવની સ્તુતિ કરવામાં નિરંતર પુરુષોમાં વિસ્તાર થયેલી અકિંચનતાએ તેમને એવા લજ્જ દીધા કે દૈન્યવચનથી મંદ એવી તે એમના પડોશીઓનાં ઘર સુધી પણ જતી નથી." (૨–૫૩)

આ પ્રકારના શ્લોકોમાંથી સ્પષ્ટ છે કે અરિસિંહ અને બીજા કવિઓને એમની સાહિત્યરચનાઓ માટે વસ્તુપાળે પુષ્કળ પ્રીતિદાન આપ્યાં હતાં અને વસ્તુપાળે વિદ્વાને આપેલા આશ્રય વિશે પછીના સમયના પ્રબન્ધોમાંથી જે હકીકત મળે છે એમાં ઠીક ઠીક તથ્ય હોવું જોઇએ. વળી અરિસિંહ અને અમરચન્દ્રની કવિ તરીકેની કારકિર્દીનો પ્રારંભકાળ વીસળદેવના રાજ્યકાળ જેટલો મોડો આપણે ન મૂકીએ, પણ રાણા વીરધવળના તથા પોતાના આશ્રયદાતા વસ્તુપાળના અવસાન પછી પણ તેમણે ધોળકાના રાજદરબાર સાથેનો મોટો સંબંધ જાળવી રાખ્યો હશે એમ નિશ્ચિત જણાય છે.

## ( ૭ ) અમરચન્દ્રસૂરિ

ब्रह्मक्षप्रवरो महाव्रतधरो वेणीकृपाणोऽमरः ॥

—નયચન્દ્રસૂરિ૯૮

### અમરચન્દ્ર–વાયડ ગચ્છના સાધુ

૧૦૧. મધ્યકાલીન સંસ્કૃત સાહિત્યનાં સ્મરણીય નામોમાંનુ એક અમરચન્દ્રસૂરિનુ છે, અને 'બાલભારત' અને 'કાવ્યકલ્પલતા'ના કર્તા તરીકે તેઓ સૌથી વધારે જાણીતા છે. જૈન શ્વેતાંબર સંપ્રદાયના વાયડ ગચ્છના જિનદત્તસૂરિના૯૯ અમરચન્દ્ર શિષ્ય હતા. અણહિલવાડ પાટણથી ઈશાન

૯૭. સુસં', ૧–૪૫, વળી ૨–૫૫

૯૮. 'હમ્મીર મહાકાવ્ય,' ૧૪–૩૧

૯૯. આ જિનદત્તસૂરિ એ જ અરિસિંહના ગુરુ (પેરા ૯૬). શ્રાવક ગૃહસ્થો માટે રચાયેલા 'વિવેકવિલાસ' (ઈ. સ ૧૨૨૦ આસપાસ) નામે સર્વસંગ્રહાત્મક

ખૂણે પંદર માઈલ દૂર આવેલા વાયડ ગામ ઉપરથી વાયડ અથવા વાયટીય ગચ્છ નામ પડેલું છે. ગુજરાતમાં વાયુદેવતાનું મુખ્ય મન્દિર વાયડમાં છે, અને ગુજરાતના વાયડા વાણિયા અને બ્રાહ્મણો જેઓ વાયુદેવતાના ભક્તો છે તેઓનું મૂળ સ્થાન વાયડ છે. વાયડ ગચ્છમાં એવી રૂઢિ હતી કે આચાર્યોનાં ત્રણ જ નામ પડતાં—જિનદત્ત, રાશિલ્લ, અને જીવદેવ,[૧૦૦] આ પ્રમાણે અમરચન્દ્રના ગુરુ જિનદત્તસૂરિ હતા, જિનદત્તના પટ્ટધર રાશિલ્લસૂરિ હતા અને રાશિલ્લના શિષ્ય જીવદેવસૂરિ હતા; એ પછીના આચાર્યનું નામ પાછું જિનદત્તસૂરિ હતું. વાયડ ગચ્છની પ્રાચીનતા વિશે તથા એના આચાર્યો વિશે ઘણી હકીકત 'પ્રભાવકચરિત 'ના 'જીવદેવસૂરિચરિત'માંથી તથા 'બાલભારત-' ની પ્રશસ્તિમાંથી મળે છે.

## દીક્ષા પૂર્વે ઘણું કરીને વાયડા બ્રાહ્મણ

**૧૦૨.** અમરચન્દ્ર જૈન સાધુ થયા ત્યાર પહેલાંના એમના જીવન વિશે કશું જાણવામાં નથી. પરન્તુ પૂર્વાશ્રમમાં તેઓ વાયડા બ્રાહ્મણ હોય એ અશક્ય નથી, કેમકે પોતે જૈન સાધુ હોવા છતાં 'બાલભારત'ના પ્રત્યેક સર્ગના આરંભમાં તેમણે 'મહાભારત'કાર વ્યાસની સ્તુતિ કરી છે તથા એ જ ગ્રન્થની પ્રશસ્તિમાં વાયડ ગામના અધિદેવતા વાયુદેવની સ્તુતિ કરી છે.[૧૦૧] વાયડમાં વસતા બ્રાહ્મણોની વિનંતીથી અમરચન્દ્રે 'બાલભારત' રચ્યું હતું એ પણ તેમાંથી જાણવા મળે છે.[૧૦૨] 'હમ્મીર મહાકાવ્ય' (ઈ. સ. નો ૧૪ મો સૈકો) અમરચન્દ્રને 'બ્રહ્મપ્રવર' અથવા શ્રેષ્ઠ

સંસ્કૃત ગ્રન્થના તેઓ કર્તા છે. જિનદત્તસૂરિએ બીજા ઘણા ગ્રન્થો રચ્યા હોવાનું અમરચંદ્ર નોંધે છે (બાભા, અંતિમ સર્ગ, શ્લોક ૩૦), પણ એમાંથી 'વિવેકવિલાસ' સિવાય બીજી કોઈ કૃતિ આજે મળતી નથી. જિનદત્તે વસ્તુપાળને આપેલા ઉપદેશ માટે જુઓ પ્રચિ પૃ. ૧૦૧.

૧૦૦. अमीभिस्त्रिभिरेव श्रीजिनदत्तादिनामभिः ।
सूरयो भूयसोऽभूवंस्तत्प्रभावास्तदन्वये ॥
(બાભા, અંતિમ સર્ગ, શ્લોક ૩૭)

૧૦૧. किंचित् स्खलितेऽपि वस्तुनि भृशं यत्संभवान्मन्महे
विश्वं यन्मयमीश्वरादिमयतारप्रमाणोज्झितम् ।
संसारप्रसटः परस्तनुमतां यस्यानुरोधेषु यत्
संरोधेषु भिदं स यच्छतु सतां श्रीमारुतो मारुतः ॥
(એ જ, અંતિમ સર્ગ, શ્લોક ૧)

૧૦૨. એ જ, અંતિમ સર્ગ, શ્લોક ૪૨-૪૪

વેદવિદ્ તરીકે વર્ણવે છે, અને ' કાવ્યકલ્પલતા 'માંથી બ્રાહ્મણશાસ્ત્રો ઉપરનું અમરચન્દ્રનું અસાધારણ પ્રભુત્વ છતું થાય છે. જૈન સાધુ થયા છતાં અમરચન્દ્ર પૂર્વપરંપરાગત બ્રાહ્મણધર્મના સંસ્કારવારસા માટે ગૌરવ અનુભવતા હશે એમ સ્પષ્ટ જણાય છે. દીક્ષા પછીના અમરચન્દ્રના જીવન વિશે આપણને કેટલીક હકીકતો મળે છે, પરન્તુ એ હકીકતો વિલક્ષણ ચમત્કારોના વૃત્તાન્તો સાથે વણાઈ ગયેલી છે. ' પ્રબન્ધકોશ '૧૦૩ નોંધે છે કે જિનદત્તસૂરિના શિષ્ય અમરચન્દ્રને કવિરાજ અરિસિંહ પાસેથી સિદ્ધસારસ્વત મંત્ર પ્રાપ્ત થયો હતો. વાયડ ગચ્છના ભક્ત પદ્મ મંત્રીના વિશાલ સદનના એક ભાગમાં એકાન્તમાં એકવીસ દિવસ સુધી આ મંત્રનો અમરચન્દ્રે જાપ કર્યા પછી મધ્યરાત્રિએ દેવી સરસ્વતી ચન્દ્રના બિંબમાંથી નીકળી આવીને તેની આગળ પ્રત્યક્ષ થઈ અને સર્વ નરપતિઓથી પૂજા-ગૌરવિત સિદ્ધ કવિ થવાનું એને વરદાન આપ્યું. ' પુરાતનપ્રબન્ધસંગ્રહ '૧૦૪ જણાવે છે કે અમરચન્દ્રે કોઈ વિદ્વાનને ઘાતક રોગમાંથી બચાવ્યો હતો અને એથી તેણે અમરચન્દ્રને સિદ્ધ સારસ્વત મંત્ર આપ્યો હતો. ગમે તેમ, પણ આપણે એમ માની શકીએ કે એક વિદ્વાન–અર્થાત્ અરિસિંહ—જેના ઉપર અમરચન્દ્રે કંઈક ઉપકાર કર્યો હતો તેણે કાવ્યકલામાં અમરચન્દ્રનો પ્રવેશ કરાવ્યો હતો.

**વીસલદેવના દરબારમાં અમરચન્દ્ર; અમરચન્દ્ર અને અરિસિંહ**

૧૦૩. ' પ્રબન્ધકોશ ' નોંધે છે કે આ પછી અમરચન્દ્રે ઘણા ગ્રન્થો રચ્યા અને કવિ તરીકે તેઓ વિખ્યાત થયા; અને મહારાષ્ટ્રનો રાજા તથા બીજા કેટલાક રાજાઓ તેમનું સંમાન કરતા હતા. અમરચન્દ્રની કીર્તિ સાંભળીને રાજા વીસલદેવે મંત્રી વૈજલ દ્વારા એમને પોતાના દરબારમાં આવવા નિમંત્ર્યા હતા. દરબારમાં પ્રવેશતાં જ બે કવિત્વમય શ્લોકો દ્વારા અમરચન્દ્રે વીસલદેવની સ્તુતિ કરી. ત્યાં પછી અમરચન્દ્રના શીઘ્રકવિત્વની પરીક્ષા કરવામાં આવી, અને સોમેશ્વર, વામનસ્થલીના સોમાદિત્ય, કૃષ્ણનગરના કમલાદિત્ય, નાનાક અને બીજા કવિઓએ સમસ્યાઓ આપી, અને અમરચન્દ્રે કવિત્વપૂર્ણ શ્લોકરચનાઓ દ્વારા એ સમસ્યાઓની પૂર્તિ કરી. 'પ્રબન્ધકોશ ' લખે છે કે અમરચન્દ્રે આ પ્રમાણે ૧૦૮ સમસ્યાઓની પૂર્તિ કરી; સભાજનો એટલા ચકિત થઈ ગયા હતા કે સભા ઠેઠ સાંજ સુધી બેઠી અને રાજાએ કવિસાર્વભૌમ તરીકે અમરચન્દ્રનો સ્વીકાર કર્યો.૧૦૫ અમરચન્દ્રને

૧૦૩. પ્રકો, પૃ. ૬૧
૧૦૪. પુપ્રસં, પૃ. ૭૮
૧૦૫. પ્રકો, પૃ. ૬૨-૬૩

ભારે સાહિત્યિક કીર્તિ પ્રાપ્ત થઈ હતી, તોપણ પોતાના કલાગુરુ અરિસિંહ સર્વદા એમના સંમાનપાત્ર હતા; 'સુકૃતસંકીર્તન 'ના પ્રત્યેક સર્ગને અતે અમરચન્દ્રે ઉમેરેલા શ્લોકોમાંથી આ વસ્તુ બરાબર સ્પષ્ટ થાય છે. ઉદાહરણ તરીકે જુઓ—

" પ્રતિવાદીરૂપી હાથી માટે સિંહ સમાન અરિસિંહે સર્વદા પ્રસાદોન્મુખ વસ્તુપાળના દૃષ્ટિપાતના પીયૂષરસનું અનુકરણ કરતો આ પ્રબન્ધ રચ્યો છે. " (૧–૪૫.)

" લાવણ્યસિંહના પુત્રના મુખચન્દ્રના રશ્મિસમૂહરૂપ અને દુષ્ટોનાં વદન-રૂપી કમળોમાંથી ભ્રમરોને દૂર કરનાર આ પ્રબન્ધ શ્રીવસ્તુપાળ સચિવાધિ-પતિના કીર્તિરૂપ ક્ષીરસમુદ્રમાં નિત્ય તરંગો પેદા કરે છે." (૮–૪૮)

### અમરચન્દ્રની સાહિત્યકૃતિઓ

૧૦૪. અમરચન્દ્રની સાહિત્યરચનાઓ વિપુલ અને વિવિધ વિષયોને લગતી છે. ' મહાભારત 'નો પદ્યમય સંક્ષેપ ' બાલભારત ' અને કવિશિક્ષાને લગતો ગ્રન્થ ' કાવ્યકલ્પલતા ' એ બે કૃતિઓ તો સુપ્રસિદ્ધ છે. અમરચન્દ્રના પોતાના જ કથન મુજબ, ' કાવ્યકલ્પલતા ' ની કારિકાઓમાની કેટલીક અમરચન્દ્રની પોતાની અને કેટલીક અરિસિંહની રચના છે.[૧૦૬] ' કાવ્ય-કલ્પલતા ' ઉપર ' કવિશિક્ષા ' નામે ટીકા પણ અમરચન્દ્રે રચેલી છે. એ જ ગ્રન્થ ઉપરની બીજી બે ટીકાઓ ' કાવ્યકલ્પલતા–પરિમલ ' અને ' કાવ્ય-કલ્પલતા–મંજરી ' પણ તેમણે રચી છે.[૧૦૭] એમાથી ' મંજરી ' અત્યારે ઉપલબ્ધ નથી. આ બન્ને ટીકાઓનો ઉલ્લેખ કર્તાએ ' કાવ્યકલ્પલતા 'મા કર્યો છે.[૧૦૮] ' અલંકારપ્રબોધ ' નામે કાવ્યશાસ્ત્રનો ગ્રન્થ અમરચન્દ્રે રચ્યો હતો; એનો ઉલ્લેખ તેમણે ઉપર્યુક્ત ' કવિશિક્ષા ' વૃત્તિ (પૃ ૧૧૬)મા કર્યો છે, પરન્તુ તે ગ્રન્થ પણ અત્યારે ઉપલબ્ધ નથી આ ઉપરાત અમરચન્દ્રે છંદઃશાસ્ત્રની એક કૃતિ ' છન્દોરત્નાવલિ ' અને વ્યાકરણની એક કૃતિ ' સ્યાદિશબ્દસમુચ્ચય ' રચી છે. ' સ્યાદિશબ્દસમુચ્ચય ' ઉપર જયાનંદની ટીકા મળી છે, પણ એ ટીકાનો સમય જાણવામા નથી. 'સૂક્તાવલિ' અને ' કલાકલાપ ' નામની અમરચન્દ્રની બીજી બે અનુપલબ્ધ રચનાઓનો

૧૦૬. જુઓ ટિ. ૬૫

૧૦૭ 'કાવ્યકલ્પલતા' ઉપર શુભવિજયે ઈ. સ ૧૬૦૯ મા 'મકરન્દ' નામે ટીકા રચી છે (જિરકો, પ્ર. ૮૬)

૧૦૮. કાકલ્પ, પૃ. ૧૬, ૨૮, ૬૭, ૬૭ વળી જુઓ કાપડિયા, 'પદ્માનન્દ મહાકાવ્ય'ની પ્રસ્તાવના, પૃ. ૨૮, ૪૨; દેસાઇ, પૃ. ૩૭૮.

ઉલ્લેખ ' પ્રબન્ધકોશ 'મા છે૧૦૯ ' સૂક્તાવલિ ' એ સુભાષિતોનો સગ્રહ હોઈ શકે, ' કલાકલાપ 'ને ' પ્રબન્ધકોશ 'મા શાસ્ત્ર કહેવામા આવ્યુ છે, એટલે ક્ષેમેન્દ્રના ' કલાવિલાસ ' જેવો પરંપરાગત વિવિધ કલાઓનુ નિરૂપણ કરતો ગ્રન્થ તે હોય એ સભવિત છે

### અમરચન્દ્ર અને પદ્મ મંત્રી

૧૦૫. અમરચન્દ્રની કૃતિઓમા ' પદ્માનદ મહાકાવ્ય ' અથવા ' જિનેન્દ્રચરિત ' ખાસ ઉલ્લેખપાત્ર છે, કેમકે વસ્તુપાળના નહિ પણ પદ્મ મત્રીના આશ્રય નીચે તે રચાયુ હતુ પદ્મનો નિર્દેશ ' પદ્માનન્દ ' એ નામમા જ છે, સિદ્ધસારસ્વત મત્રનો જાપ કરતા અમરચન્દ્ર એના મહાલયમા રહ્યા હતા ( પૅરા ૧૦૨ ) ' પદ્માનન્દ મહાકાવ્ય 'ની પ્રશસ્તિમા અમરચન્દ્રે પદ્મ મત્રી વિશે ઘણી હકીકત આપી છે વિદ્યા અને સાહિત્યના શોખીન, અણહિલવાડના એક સમૃદ્ધ કુટુબ વિશે એમાથી ઘણુ જાણવા મળે છે વાયડા વણિક જ્ઞાતિમા પદ્મનો જન્મ થયો હતો એની વશાવલિનો આરભ વાસુપૂજ્ય નામે પુરુષથી અમરચન્દ્ર કરે છે વાસુપૂજ્ય પણ એક મત્રી હતો પદ્મને રાજા વીસલદેવ તરફથી શ્રીકરણમુદ્રા પ્રાપ્ત થઈ હતી એના નાના ભાઈ મલદેવનો ઉલ્લેખ પણ મત્રી તરીકે કરવામા આવ્યો છે, વીસલદેવના મત્રિમડળમા એ હશે અને વીસલદેવના ઉત્તરાધિકારી અર્જુનદેવના સમયમા એ મહામાત્યપદે પહોચ્યો હશે, કેમકે ઉત્કીર્ણલેખો અનુસાર, અર્જુનદેવનો મહામાત્ય મલ્લદેવ નામે હતો૧૧૦ રાજનીતિમા કુશળ હોવા ઉપરાત પદ્મ એક કવિ પણ હતો, અને નવા નવા સ્તોત્રો રચીને તે તીર્થંકરની સ્તુતિ કરતો હતો અમરચન્દ્ર અને ગૌરગુરુ નામે એક પડિત વચ્ચે પદ્મ મત્રી સમક્ષ વાદવિવાદ થયો હતો, અને તેમા અમરચન્દ્રના વિજયની માન્યતારૂપે પદ્મે એમને જયપત્ર તથા ' બ્રહ્મેન્દુ ' બિરુદ આપ્યુ હતુ આ પદ્મની વિનતીથી જ અમરચન્દ્રે ' પદ્માનન્દ મહાકાવ્ય ' રચ્યુ હતુ આ બે પુરુષો—એક ગૃહસ્થ અને બીજા સાધુ—એક જ સ્થળના વાયડના વતની અને એક જ ગચ્છના અનુયાયી હોઈ પરસ્પરના ગાઢ સપર્કમા હતા, અને પરિણામે વસ્તુપાળની જેમ પદ્મ મત્રીએ પણ અમરચન્દ્રને એમની સાહિત્યપ્રવૃત્તિઓમા અનેકવિધ સહાય અને ઉત્તેજન આપ્યા હોય એમા કશુ આશ્ચર્ય નથી ' પદ્માનન્દ મહાકાવ્ય 'મા પ્રથમ તીર્થંકર આદિનાથના જીવનનુ નિરૂપણ છે, અને તેથી એ ' જિનેન્દ્રચરિત ' તરીકે પણ

૧૦૯ પ્રકો પૃ ૬૨

૧૧૦ બોગે, પુ ૧, ભાગ ૧, પૃ ૨૦૬

ઓળખાય છે. ચોવીસે તીર્થંકરોની સંક્ષિપ્ત જીવનકથા આલેખતું બીજું એક નાનું કાવ્ય, 'ચતુર્વિંશતિજિનેન્દ્ર–સંક્ષિપ્ત–ચરિતાનિ' પણ અમરચન્દ્રે રચ્યું છે.

### અમરચન્દ્રની કૃતિઓની આનુપૂર્વી

૧૦૬. અમરચન્દ્રની રચનાઓની આનુપૂર્વી વિશે નિશ્ચયપૂર્વક કશું કહી શકાય એમ નથી, કેમકે એમાંથી એકેયમાં રચનાવર્ષ નથી. આ વિશે પ્રકાશ પાડે એવો ઝાઝો આંતરિક પુરાવો પણ નથી. આપણે એટલું જ કહી શકીએ કે 'કાવ્યકલ્પલતા–મંજરી' 'કાવ્યકલ્પલતા–પરિમલ' 'અલંકારપ્રબોધ' અને 'છન્દોરત્નાવલી' એ ચારે કૃતિઓ, 'કાવ્યકલ્પલતા–વૃત્તિ'માં એમનો ઉલ્લેખ હોવાથી,[૧૧૧] એની પહેલાં રચાઈ હોવી જોઈએ. વળી 'કાવ્યકલ્પલતા'ની ટીકાઓના વિશિષ્ટ નામ ઉપરથી એમ પણ અનુમાન થાય કે પહેલાં 'મંજરી' અને ત્યારપછી 'પરિમલ'ની રચના થઈ હશે. 'પદ્માનન્દ મહાકાવ્ય'ની રચના ઈ. સ. ૧૨૩૮ (વીસલદેવનો રાજ્યાભિષેક) અને ઈ. સ. ૧૨૪૧ (સં. ૧૨૯૭ ખંભાતના ભંડારમાંની એની હસ્તપ્રતનું લેખનવર્ષ)ની[૧૧૨] વચ્ચે થઈ હોવી જોઈએ, કેમકે એની પ્રશસ્તિમાં રાજ્યકર્તા તરીકે વીસલદેવનો ઉલ્લેખ હોઈ એના રાજ્યાભિષેક પહેલાંનુ એ હોઈ ન શકે; અને એ જ રીતે એની નકલ થયાના વર્ષ–ઈ. સ. ૧૨૪૧ પછીનુ પણ એ ન હોય. 'ચતુર્વિંશતિજિનેન્દ્ર–સંક્ષિપ્ત–ચરિતાનિ'માંના એક ઉલ્લેખ[૧૧૩] ઉપરથી જણાય છે કે સંક્ષિપ્ત કૃતિની રચના 'પદ્માનન્દ મહાકાવ્ય'ની પહેલાં થઈ હતી.

૧૦૭. અમરચન્દ્રને નામે ચડેલી કેટલીક સૂક્તિઓ પ્રબંધોમાં સચવાઈ છે. વસ્તુપાળની એક સંઘયાત્રાના પ્રસંગે અમરચન્દ્ર ઝોકાં ખાતા હતા એ જોઈને વસ્તુપાળે એમને મીઠો ટોણો માર્યો, પણ અમરચન્દ્રે પોતાની યોગનિદ્રાનું કારણ આપતો એક કવિત્વમય શ્લોક તુરત રચ્યો અને એમાં સંઘયાત્રાની ભવ્યતા વિશે વાર્તાલાપ કરતાં વિષ્ણુ અને લક્ષ્મીને વર્ણવ્યાં;[૧૧૪]

૧૧૧. 'છન્દોરત્નાવલિ'ના ઉલ્લેખ માટે જુઓ કાકલ, પૃ. ૬.

૧૧૨. બ્યૂલર, ઇએ, પુ. ૩૩૧, પૃ. ૪૮૦

૧૧૩. पूर्वं श्रीवृषभादीनामर्हतां चरितानि वै ।
पुरः श्रीपद्मसंक्षेपाद् वक्ष्ये विस्तरतस्ततः ॥ (१–२)

૧૧૪. સૂક્તિ પ્રેયસિ૦ (વચ, ૬-૯૦). પુપ્રસં (પૃ. ૬૨)માં આ શ્લોક નરચંદ્રાચાર્યના મુખમાં મુકાયેલો છે.

અને વસ્તુપાળે અમરચન્દ્રનું સિંહાસન સર્વ કવિઓમાં પ્રથમ મૂકયું. બીજો એક શ્લોક 'ઉપદેશતરંગિણી'માં નોંધાયો છે. અમરચન્દ્રનું વ્યાખ્યાન સાંભળવા માટે એક વાર વસ્તુપાળ જતો હતો. એ વ્યાખ્યાનગૃહના બારણામાં હતો અને આચાર્ય નીચેની શ્લોકપંક્તિ બોલ્યા—

अस्मिन्नसारे संसारे सारं सारङ्गलोचना ।

આ સાંભળીને, આચાર્યનું ચિત્ત સ્ત્રીમાં આસક્ત થયું છે એમ માનીને વસ્તુપાળે એમને નમસ્કાર કર્યા નહિ. પછી આચાર્ય શ્લોકનો ઉત્તરાર્ધ બોલ્યા—

यत्कुक्षिप्रभवा एते वस्तुपाल भवादृशाः ॥

અને આશ્ચર્ય પામીને વસ્તુપાળે સંમાનપૂર્વક એમને પ્રણામ કર્યા.[૧૧૫]

### 'વેણી-કૃપાણ' અમરચન્દ્ર

૧૦૮. સંસ્કૃત સાહિત્યમાં જેમ કાલિદાસ 'દીપશિખા-કાલિદાસ' તરીકે, માઘ 'ઘંટા માઘ' તરીકે અને હર્ષ 'અનંગહર્ષ' તરીકે ઓળખાય છે તેમ અમરચન્દ્ર 'વેણી-કૃપાણ' તરીકે (પ્રકો, પૃ. ૬૨) પ્રસિદ્ધ છે, કેમકે

૧૧૫. ઉત, પૃ. ૭૪. પ્રકો (પૃ. ૧૦૯-૧૧૧) અને વચ (૪-૪૮પથી આગળ) ખંભાતના સ્તંભનપાર્શ્વનાથ ચૈત્યના અધિષ્ઠાયક મલ્લવાદી ઉપર આ પ્રસંગનું આરોપણ કરે છે, જ્યારે પ્રુપ્રસં (પૃ. ૭૬) ભરૂચના મુનિસુવ્રતસ્વામી-ચૈત્યના અધિષ્ઠાયક બાલહંસસૂરિ વિશે એ વર્ણવે છે. વીરસૂરિ અને તેમના શિષ્ય જયસિંહસૂરિ વસ્તુપાળના સમયમાં મુનિસુવ્રતચૈત્યના અધિષ્ઠાયકો હશે (પેરા ૧૨૬), એટલે પ્રુપ્રસંનો ઉલ્લેખ અહીં બંધબેસતો નથી. મલ્લવાદી તો વલભી-સમયમાં થઇ ગયા (પેરા ૮), એટલે એમનું નામ પણ અહીં બંધબેસતું નથી અને ઉતનો વૃત્તાન્ત વધારે વિશ્વાસપાત્ર લાગે છે, એમ મારા અંગ્રેજી પુસ્તક (પૃ. ૬૮, ટિ. ૨)માં મેં જણાવ્યું હતું. પરન્તુ પૂ. પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના સંગ્રહમાંથી ત્યારપછી ઉપલબ્ધ થયેલા એક જૂના હસ્તલિખિત પાનામાં, વસ્તુપાળના અવસાન પછી તુરતમાં, સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૧)માં શત્રુંજય ઉપર કોતરાયેલા અને અત્યારે અનુપલબ્ધ એક શિલાલેખની નકલ આપવામાં આવી છે એમાં તત્કાલીન આચાર્યોમાં સ્તંભનપાર્શ્વનાથ ચૈત્યના શ્રીમલ્લવાદી સૂરિનો નામોલ્લેખ છે, (જુઓ સત્તરમી પ્રાચ્ય વિદ્યા પરિષદમાં ડૉ. ઉમાકાન્ત શાહનો લેખ: એ ફરગોટન ચેપ્ટર ઇન ધ હિસ્ટરી ઑફ શ્વેતાંબર જૈનચર્ચ; એટલે એમના નામની ઐતિહાસિકતાનો પ્રશ્ન રહેતો નથી. તોપણ ઉપર ટાંકેલો અસ્મિન્નસારે.-વાળો પ્રસંગ અમરચન્દ્ર વિશે ગણાયો કે બીજા કોઈ આચાર્ય વિશે એનો પૂરો નિર્ણય એથી થઈ શકતો નથી. આવી હાજરજવાબી અને શીઘ્રકવિત્વની એકસરખી વાતો જુદા જુદા પ્રસિદ્ધ આચાર્યો કે કવિઓ વિશે પાછળથી ચાલતી હોય એવું પણ બને.

'બાલભારત'ના એક સુન્દર શ્લોકમાં પ્રભાતે દધિમંથન કરતી સુન્દરીની વિલોલ વેણીની તુલના તેમણે અનંગના કૃપાણુ સાથે કરી છે.[૧૧૬]

### અમરચન્દ્રની મૂર્તિ

૧૦૯. પાટણમાં ટાંગડિયાવાડાના જૈન મન્દિરમાં પંડિત મહેન્દ્રના શિષ્ય કોઈ મદનચન્દ્રે સં. ૧૩૪૯ (ઈ. સ. ૧૨૯૩)માં પ્રતિષ્ઠિત કરાવેલી અમરચન્દ્રની મૂર્તિ છે.[૧૧૭] અમરચન્દ્ર કોઇ ગચ્છાધિપતિ નહોતા, તોપણ એમના અવસાન પછી થોડાં વર્ષમાં એમની મૂર્તિ એક જૈન મન્દિરમાં પ્રતિષ્ઠિત થઈ અને પૂજાવા લાગી એ વિદ્વત્તા અને સાહિત્યના ક્ષેત્રમાં તેમજ તત્કાલીન જૈન ધાર્મિક સમાજમાં એમનું વિશિષ્ટ સ્થાન બતાવે છે.

## (૮) વિજયસેનસૂરિ

जीयाद् विजयसेनस्य प्रभोः प्रतिभदर्पणः ।
प्रतिबिम्बितमात्मानं यत्र पश्यति भारती ॥

—ઉદયપ્રભસૂરિ[૧૧૮]

मुनेर्विजयसेनस्य सुधामधुरया गिरा ।
भारतीमञ्जुमञ्जीरस्वरोऽपि परुषीकृतः ॥

—સોમેશ્વર[૧૧૯]

### વિજયસેનસૂરિ—વસ્તુપાળના કુલગુરુ

૧૧૦. વિજયસેનસૂરિ નાગેન્દ્ર ગચ્છના આચાર્ય હતા, અને પિતૃપક્ષે વસ્તુપાળના કુલગુરુ હતા, આથી વસ્તુપાળે બંધાવેલાં મન્દિરોમાં મૂર્તિઓની પ્રતિષ્ઠાવિધિ એમને હસ્તે થઈ હતી. વિજયસેનસૂરિનાં સલાહ અને સદ્બોધને પરિણામે વસ્તુપાળ અને તેજપાળને મન્દિરો બંધાવવામાં, ગ્રન્થભંડારો સ્થાપવામાં અને સંઘયાત્રાઓ કાઢવામા પ્રેરણા મળી હતી.[૧૨૦]

### નાગેન્દ્ર ગચ્છની પટ્ટાવલિ

૧૧૧. વિજયસેનસૂરિના પટ્ટશિષ્ય ઉદયપ્રભસૂરિએ પોતાના 'ધર્માભ્યુદય' મહાકાવ્યની પ્રશસ્તિમાં તથા 'ઉપદેશમાલા' ઉપરની સ્વરચિત ટીકાને અંતે

૧૧૬. આદિપર્વ, ૧૧-૬ લગભગ આ જ આશયના બીજા શ્લોક માટે જુઓ આદિપર્વ, ૩-૬૩.

૧૧૭. પ્રાચીન લેખ, નં. ૫૨૩

૧૧૮. 'ધર્માભ્યુદય' મહાકાવ્ય, ૧-૨૪

૧૧૯. કીકૌ, ૧-૨૩

૧૨૦. વચ, ૫-૧૨૦ થી આગળ; ૬-૬૩ થી અને ૬૧૩ થી આગળ; ૭-૩૩૩ થી આગળ; ૮-૧ થી આગળ

નાગેન્દ્ર ગચ્છના આચાર્યોની પટ્ટાવલિ આપી છે. પટ્ટાવલિનો પ્રારંભ મહેન્દ્રસૂરિ નામે આચાર્યથી ઉદયપ્રભસૂરિ કરે છે. મહેન્દ્રસૂરિ આગમના મહાન વિદ્વાન હતા અને પ્રમાણશાસ્ત્રમાં પ્રવીણ હતા. એમના શિષ્ય શાન્તિસૂરિ હતા, જેમણે પોતાના જ્ઞાનથી દિગંબરોને પરાજિત કર્યા હતા. એમના બે શિષ્યો આનંદસૂરિ અને અમરચન્દ્રસૂરિ હતા, જેઓ ધર્મરૂપી હસ્તીના દંતૂશળ જેવા હતા. સાહિત્યના અતાગ સાગરનુ મંથન કરવામાં તેઓ મંદરાચળ સમાન હતા અને બાલ્યાવસ્થામાં પણ તેમણે પ્રતિવાદીઓ ઉપર વિજય મેળવ્યો હતો તેથી રાજા સિદ્ધરાજે તેમને 'સિંહ–વ્યાઘ્રશિશુકો' કહ્યા હતા. તેમની પછી હરિભદ્રસૂરિ થયા જેઓ પોતાના સદ્ગુણોને કારણે 'કલિકાલગૌતમ' તરીકે ઓળખાતા હતા. એમના શિષ્ય વિજયસેનસૂરિ હતા, જેમની વાણી સંસારનો અગ્નિ શાન્ત કરવા માટે વર્ષાના જલ સમાન હતી. પ્રશસ્તિમાંથી એ પણ જાણવા મળે છે કે વિજયસેનસૂરિ જ્યારે અણહિલવાડમા હોય ત્યારે એ નગરના સ્થાપક વનરાજે બંધાવેલા પંચાસરા પાર્શ્વનાથના મન્દિરમા દરરોજ પોતાનું ધાર્મિક વ્યાખ્યાન આપતા.

## વસ્તુપાળના કુટુંબ સાથે વિજયસેનસૂરિનો ઘનિષ્ઠ સંબંધ

**૧૧૨.** કુલગુરુ વિજયસેનસૂરિનો સંબંધ વસ્તુપાળના કુટુંબ સાથે સ્વાભાવિક રીતે બહુ નિકટનો હતો. આ નિકટતા વર્ણવતો એક લાક્ષણિક પ્રસંગ મેરુતુંગે વર્ણવ્યો છે. તે લખે છે: "અનુપમાદેવીનુ અવસાન થતાં તેજપાળના હૃદયમા આરૂઢ થયેલી શોકગ્રન્થિ કેમેયે દૂર થતી નહોતી, તેથી ત્યાં આવેલા વિજયસેનસૂરિ જેવા ઉત્તમ પુરુષે તેનો શોક ટાળો પાડ્યો, એટલે કંઇક ચેતના આવતાં (પોતાની નબળાઈ માટે) કંઇક શરમાતા તેજપાળને સૂરિએ કહ્યું: 'અમે આ પ્રસંગે તમારો દંભ જોવા આવ્યા છીએ.' ત્યારે વસ્તુપાળે પૂછ્યું કે 'એ વળી શુ?' એટલે ગુરુએ જવાબ આપ્યો: 'અમે બાળક તેજપાળના લગ્ન માટે ધરણિગ પાસે એની પુત્રી અનુપમાનુ માગું કર્યું હતુ, અને પછી એ સંબંધ નક્કી થયો હતો, પણ તે કન્યા બહુ કદરૂપી છે એમ સાભળીને એ સંબંધ તોડવા માટે ચંદ્રપ્રભ જિનના મન્દિરમા પ્રતિષ્ઠિત ક્ષેત્રપાળને આઠ દ્રમ્મનો ભોગ ધરાવવાની માનતા તેજપાળે કરી હતી હવે એ સ્ત્રીના વિયોગથી આ દુઃખ થાય છે, તો આ બે વાતમા સાચું શુ?' આ મૂલ સંકેતથી તેજપાળે પોતાના હૃદયને દૃઢ કર્યું"[૧૨૧]

૧૨૧. પ્રચિ, પૃ. ૧૦૪-૫

## વિજયસેનસૂરિ–કવિ અને વિદ્વાન

૧૧૩. વિજયસેનસૂરિના સૂચનથી વસ્તુપાળ વૃદ્ધ તપાગચ્છના જગચ્ચન્દ્રસૂરિને વંદન કરવા માટે ગયો હતો,[૧૨૨] તથા એમનું અને એમના શિષ્યોનું તેણે સંમાન કર્યું હતું. વિજયસેન એક વિદ્વાન હતા. 'સમરાદિત્ય-સંક્ષેપ' (ઈ. સ. ૧૨૬૮)ના કર્તા પ્રદ્યુમ્નસૂરિને તેમણે ન્યાય શીખવ્યો હતો,[૧૨૩] અને બાલચન્દ્રની 'વિવેકમંજરી–ટીકા'નું તેમણે સંશોધન કર્યું હતું.[૧૨૪] 'ઉપદેશતરંગિણી' (પૃ ૭૬)માં વસ્તુપાળની સ્તુતિના એક શ્લોક (**दैव स्वर्नाथ कष्टं०**)નું કર્તૃત્વ વિજયસેનસૂરિ ઉપર આરોપિત કરવામાં આવ્યું છે, પણ તે આધારભૂત ગણી શકાય એમ નથી, કેમકે એ શ્લોક ગિરનારના શિલાલેખ (પ્રાજૈલેસં, નં. ૪–૪, ગુએલે, નં. ૨૧૦) માંના નરેન્દ્રપ્રભકૃત પદ્યભાગમાં સાતમા શ્લોક તરીકે અને એ જ કર્તાની બીજી 'વસ્તુપાલપ્રશસ્તિ'ના ૨૭મા શ્લોક તરીકે મળે છે.[૧૨૫] વિજયસેનસૂરિની કોઈ સળંગ સંસ્કૃત કૃતિ હજી જાણવામાં આવી નથી, પણ એમની કવિત્વશક્તિની જે પ્રકારે પ્રશંસા સમકાલીન લેખકોએ કરેલી છે એ જોતાં તેમણે કંઈ મહત્ત્વની સંસ્કૃત રચના કરી હોય એ બનવાજોગ છે 'રેવતગિરિ રાસુ' નામે એમનું એક અપભ્રંશ કાવ્ય જાણીતું છે. વસ્તુપાળની ગિરનારની સંઘયાત્રા પ્રસંગે એ રચાયું હતું.

## વિજયસેનસૂરિનું અવસાન

૧૧૪. વડોદરા પાસે છાણી ગામના જૈન ગ્રન્થભંડારમાંની 'પિંડ-નિર્યુક્તિ'ની એક હસ્તપ્રતની પુષ્પિકા અનુસાર, વિજયસેનસૂરિનું અવસાન સં. ૧૩૦૧ (ઈ. સ. ૧૨૪૫)માં થયું હતું[૧૨૬] આ હસ્તપ્રતની નકલ નાગેન્દ્ર ગચ્છના કોઈ સાધુએ કરી હોય એમ જણાય છે, કેમકે પુષ્પિકામાં

૧૨૨. વચ, ૮–૩૧ થી આગળ આ જગચ્ચંદ્રસૂરિના શિષ્ય વિજયચન્દ્રસૂરિ તેમણે દીક્ષા લીધી ત્યાર પહેલાં વસ્તુપાળના ઘરમાં મુખ્ય હિસાબનીશ હતા– (જુઓ મુનિસુન્દરસૂરિકૃત 'ગુર્વાવલિ', શ્લોક ૧૨૨–૨૫)

૧૨૩. 'સમરાદિત્ય–સંક્ષેપ', ૧–૨૪

૧૨૪. પિટર્સન, રિપૉર્ટ ૩, પૃ. ૧૦૦

૧૨૫. પ્રકો (પૃ ૫૯)માં આ શ્લોકને હરિહરકૃત ગણવામાં આવ્યો છે અને વચ (૫–૪૦૩)માં એ કોઈ અજ્ઞાતનામા કવિના મુખમાં મુકાયો છે.

૧૨૬. इन्दुव्योमनिधिप्रसंख्यवत्सरे ज्येष्ठकृष्णनवमीतिथौ निशि ।
स्व.पुरीमलमकार्षु(र)ईहता ध्यानतो विजयसेनसूरय. ॥ (શ્લોક ૫)

એ ગચ્છના આચાર્યોની એક પદ્યમય પટ્ટાવલિ, મહેન્દ્રસૂરિથી આરંભીને આપી છે, આથી એમાં આપેલું વર્ષ વિશ્વાસપાત્ર ગણી શકાય.

## (૯) ઉદયપ્રભસૂરિ

गुरोस्तस्याशिषां पात्रं सूरिरस्त्युदयप्रभः ।
मौक्तिकानीव सूक्तानि भान्ति यत्प्रतिभाम्बुधेः ॥

—સોમેશ્વર[૧૨૭]

### ઉદયપ્રભસૂરિ—વિજયસેનસૂરિના પટ્ટશિષ્ય

**૧૧૫.** ઉદયપ્રભસૂરિ એ વિજયસેનસૂરિના પટ્ટશિષ્ય હતા. એમને વિવિધ શાસ્ત્રોનું શિક્ષણ આપવા માટે વસ્તુપાળે દૂરદૂરના પ્રદેશોમાંથી પ્રસિદ્ધ વિદ્વાનોને નિમંત્ર્યા હતા. એ ઉપરથી જણાય છે કે વસ્તુપાળ કરતાં તેઓ વયમાં ઠીક ઠીક નાના હતા.[૧૨૮] ઉદયપ્રભને આચાર્યપદ અર્પણ કરવાનો સમારંભ વસ્તુપાળે ભારે ખર્ચ કરીને યોજ્યો હતો.[૧૨૯]

### ઉદયપ્રભની સાહિત્યકૃતિઓ

**૧૧૬.** ઉદયપ્રભસૂરિની મુખ્ય કૃતિ એ એમનું 'ધર્માભ્યુદય મહાકાવ્ય' અથવા 'સંઘપતિચરિત્ર' છે. એની રચના ઈ. સ. ૧૨૨૧ની વસ્તુપાળની સૌથી મોટી સંઘયાત્રા પ્રસંગે થઈ હશે એમ અનુમાન થાય છે; જો કે કર્તાએ તો રચનાવર્ષ આપ્યું નથી કે અમુક ચોક્કસ સંઘયાત્રાનો પણ નિર્દેશ કર્યો નથી. ગમે તેમ પણ, ઈ. સ. ૧૨૩૪ ( સં. ૧૨૯૦ ) પહેલાં એની રચના થઈ હતી એ નિશ્ચિત છે, કેમકે એ વર્ષમાં વસ્તુપાળના હસ્તાક્ષરોમાં નકલ થયેલી એની તાડપત્રીય પ્રતિ ખંભાતના જૈન ગ્રન્થભંડારમાં સચવાયેલી છે. ઉદયપ્રભસૂરિનુ 'નેમિનાથચરિત્ર' (જિરકો, પૃ. ૨૧૭; જૈસાઇ, પૃ. ૩૮૬) એ કોઈ સ્વતંત્ર કૃતિ નથી, પણ એમના 'ધર્માભ્યુદય'નો જ ભાગ ( સર્ગ ૧૦–૧૪ ) છે. 'નેમિનાથચરિત્ર'નુ ગ્રન્થાગ્ર ૨૧૦૦ શ્લોક આપવામાં આવ્યું છે ( જિરકો, પૃ. ૨૧૭ ), અને 'ધર્માભ્યુદય'ના ઉપર્યુક્ત પાંચ સર્ગોનું ગ્રન્થાગ્ર ૨૧૪૨ શ્લોક છે. લહિયાઓની નિષ્કાળજીને લીધે અહીંતહીં થોડાક શ્લોકોનો તફાવત પડે એ વસ્તુ જોતાં ગ્રન્થાગ્ર લગભગ સરખું ગણાય, અને 'નેમિનાથચરિત્ર' એ 'ધર્માભ્યુદય'નો એક ભાગ છે એવા ઉપર્યુક્ત કથનને

૧૨૭. 'આબુપ્રશસ્તિ', શ્લોક ૭
૧૨૮. પુપ્રસં, પૃ. ૬૪
૧૨૯. વચ, ૭, શ્લોક ૬૦–૬૧

એથી પણ ટેકો મળે છે. ઉદયપ્રભસૂરિની અન્ય રચનાઓમાં વસ્તુપાળ અને તેજપાળનાં સત્કૃત્યોનાં ગુણગાન કરતાં 'સુકૃતકીર્તિકલ્લોલિની' અને 'વસ્તુપાલસ્તુતિ' એ બે પ્રશસ્તિકાવ્યો છે. એમાંનું પહેલું ઈ. સ. ૧૨૨૧ માં વસ્તુપાળની મોટી શત્રુંજયયાત્રા પ્રસંગે રચાયું હતું અને શત્રુંજય ઉપર તેણે બંધાવેલા ઇન્દ્રમંડપમાં એક શિલાપટ્ટ ઉપર તે કોતરવામાં આવ્યું હતું.[૧૩૦] ધર્મદાસગણિ (૯ મી સદી પહેલાં)ના સુપ્રસિદ્ધ પ્રાકૃત પ્રકરણ 'ઉપદેશમાલા' ઉપર 'કર્ણિકા' નામની વિસ્તૃત સંસ્કૃત ટીકા ધોળકામાં વસ્તુપાળે બંધાવેલા ઉપાશ્રયમાં રહીને ઉદયપ્રભે ઈ. સ. ૧૨૪૩ (સં. ૧૨૯૯) માં રચી હતી.[૧૩૧] ગ્રન્થપ્રશસ્તિમાં ઉલ્લેખ છે તે પ્રમાણે, આ ટીકા કર્તાના ગુરુ વિજયસેનસૂરિના સૂચનથી રચાઈ હતી, અને એની પહેલી નકલ દેવબોધ નામે એક વિદ્વાને તૈયાર કરી હતી. કનકપ્રભના શિષ્ય અને 'સમરાદિત્ય-સંક્ષેપ'ના કર્તા પ્રદ્યુમ્નસૂરિએ એનું સંશોધન કર્યું હતું. ઉદયપ્રભસૂરિની વિદ્વત્તાનું દર્શન વાઙ્મયનાં અન્ય ક્ષેત્રોમાં પણ થાય છે. જ્યોતિષશાસ્ત્રનો જાણીતો ગ્રન્થ 'આરંભસિદ્ધિ' તેમણે રચ્યો છે. જેના માત્ર ૪૭ પ્રારંભિક શ્લોકો સચવાયા છે એવી એક ત્રૂટક કૃતિની તાડપત્રીય પ્રતિ પાટણમાં ખેતરવસીના ભંડારમાં સચવાઈ છે તે ઉદયપ્રભસૂરિની રચના છે અને એમાંના બીજા શ્લોક (**प्रमोदयप्रभः शब्दब्रह्मोल्लासः प्रकाशताम्।**) ઉપરથી એ કૃતિનું નામ કદાચ 'શબ્દબ્રહ્મોલ્લાસ' હશે એમ અનુમાન થાય છે. કૃતિના ઉપલબ્ધ શ્લોકો મોટે ભાગે મંગલાચરણના છે, અને તે ઉપરથી ગ્રન્થના વિષય પરત્વે કંઈ કહેવું મુશ્કેલ છે. ગ્રન્થના નામ ઉપરથી અનુમાન થાય છે તેમ, વખતે એ વ્યાકરણની તત્ત્વચર્ચાને લગતી રચના હોય. ગિરનાર ઉપરના વસ્તુપાળના શિલાલેખો પૈકી એકમાંના શ્લોકો ઉદયપ્રભસૂરિએ રચેલા છે.[૧૩૨] વસ્તુપાળે ખંભાતમાં ઈ. સ. ૧૨૨૫ (સં. ૧૨૮૧) માં બંધાવેલી પૌષધશાલાની ૧૯ શ્લોકની પ્રશસ્તિ ઉદયપ્રભે રચેલી છે,[૧૩૩] અને એમના

૧૩૦. 'સુકૃતકીર્તિકલ્લોલિની', શ્લોક ૧૬૫-૬૭

૧૩૧. सेयं पुरे धवलके नृपवीरवीर-
मन्त्रीशपुण्यवसतौ वसतौ वसद्भिः ।
वर्षे ग्रह-ग्रह-रवौ कृतभार्कसंख्यैः
श्लोकैर्विशेषविवृतिर्विहिताऽद्भुतश्रीः ॥
—'કર્ણિકા', પ્રશસ્તિ

૧૩૨. ગુએલે, નં. ૨૧૨, પ્રાજૈલેસં, નં. ૪૩-૬

૧૩૩. એનાલ્સ, પુ. ૯, પૃ. ૨૭૭

કેટલાક શ્લોકોનાં ઉદાહરણ પ્રબન્ધોમાં આપેલાં છે.[134] જૈન દર્શનનો પ્રમાણભૂત ગ્રન્થ ‘સ્યાદ્વાદમંજરી’ (ઈ. સ ૧૨૯૨)—જે હેમચન્દ્રકૃત ‘અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશકા’ ઉપરની ટીકા છે, એના કર્તા મલ્લિષેણસૂરિ આ ઉદયપ્રભસૂરિના શિષ્ય હતા (જિરકો, પૃ. ૧૨; પિટર્સન, રિપોર્ટ ૪, પૃ. ૧૨૫). નેમિચન્દ્રના ‘પ્રવચનસારોદ્ધાર’ ઉપર ટીકા લખનાર[135] તથા ‘કર્મવિપાક’ ‘કર્મસ્તવ’ અને ‘શતક’ એ ત્રણ કર્મગ્રન્થો ઉપર ટિપ્પણો લખનાર ઉદયપ્રભસૂરિ એ રવિપ્રભસૂરિના શિષ્ય હોઈ[136] પ્રસ્તુત ઉદયપ્રભસૂરિથી ભિન્ન છે. રવિપ્રભશિષ્ય ઉદયપ્રભ ઈ. સ ના ૧૨મા શતકમાં એટલે કે આપણા ઉદયપ્રભની પૂર્વે થયેલા છે.[137]

## (૧૦) જિનપ્રભ

**૧૧૭.** જિનપ્રભ એ ઉપર્યુક્ત ઉદયપ્રભસૂરિના શિષ્ય હતા એમને વિશે વધુ કંઈ હકીકત મળતી નથી, પણ એટલુ જાણવા મળે છે કે વસ્તુપાળના પુત્ર જયંતસિંહના વાચન અર્થે તેમણે ઈ. સ ૧૨૩૪ (સં. ૧૨૯૦)માં એક ‘પ્રબન્ધાવલિ’ રચી હતી.[138] આ ગ્રન્થ કંઈક અપૂર્ણ અને અવ્યવસ્થિત સ્વરૂપમાં સચવાયો છે અને એમા કેટલાક પ્રક્ષેપો પણ થયા છે (પૅરા ૨૩૪), પરન્તુ ગુજરાતના ઇતિહાસનો એ એક મહત્ત્વનો સાધનગ્રન્થ છે, અને એથી આચાર્ય જિનવિજયજીએ ‘પુરાતનપ્રબન્ધસંગ્રહ’ના પ્રકાશનમાં એનો સમાવેશ કર્યો છે

૧૩૪ પુમસં, પૃ. ૭૧, ઉત, પૃ ૧૪૯

૧૩૫. પિટર્સન રિપોર્ટ ૩, પૃ ૨૬૨, જિરકો, પૃ. ૨૭૨

૧૩૬. જુઓ ‘શતક’ ઉપરના ટિપ્પણને અંતે—

स्वपरसमयज्ञानप्रीतप्रहृष्टजगज्जन-
चतुरवचनामोदस्पष्टामरेशगुरुप्रभा ।
अभिनृपसभं गङ्गागौरप्रनर्तितकीर्तय-
स्तदनु महस पात्र याता रविप्रभसूरयः ॥
तच्छिष्य स्वपरकृते श्रीशतकस्य टिप्पनम् ।
श्रीउदयप्रभसूरिश्चकार शुभमङ्गलम् ॥

‘કર્મવિપાક’ અને ‘કર્મસ્તવ’ ઉપરના ટિપ્પણોને અંતે પણ આવા આશયના શ્લોકો જોવામા આવે છે (જુઓ પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી શાસ્ત્રસંગ્રહ, વડોદરાની હસ્તપ્રત નં. ૨૧૭૩)

૧૩૭ જૈસાઇ, પૃ ૨૫

૧૩૮. પુમસં, પૃ ૧૩૬

## (૧૧) નરચન્દ્રસૂરિ

नरचन्द्रमुनीन्द्रस्य विश्वविद्यामयं महः ।
चतुरन्तधरित्रीशसभ्यैरभ्यर्चितं स्तुमः ॥
—ઉદયપ્રભસૂરિ[૧૩૯]

कवीन्द्रश्च मुनीन्द्रश्च नरचन्द्रो जयत्यसौ ।
प्रशस्तिर्यस्य काव्येषु संक्रान्ता हृदयादिव ॥
—સોમેશ્વર[૧૪૦]

### નરચન્દ્ર—માતૃપક્ષે વસ્તુપાળના ગુરુ

૧૧૮. નરચન્દ્રસૂરિ એ હર્ષપુરીય અથવા મલધાર ગચ્છના દેવપ્રભસૂરિના[૧૪૧] શિષ્ય હતા. તેઓ વસ્તુપાળના માતૃપક્ષે ગુરુ હતા,[૧૪૨] અને વિજયસેનસૂરિ તથા એમના શિષ્યોના ગાઢ સંપર્કમાં હતા. વસ્તુપાળ એમનું ઘણું સંમાન કરતો હતો; એમણે વસ્તુપાળને ત્રણ વિદ્યા—ન્યાય, વ્યાકરણ અને સાહિત્ય—શીખવી હતી તથા 'ષડાવશ્યક' અને 'કર્મપ્રકૃતિ' એ જૈન ધર્મગ્રન્થો પણ ભણાવ્યા હતા.[૧૪૩] પોતાની એક સંઘયાત્રા પ્રસંગે વાસક્ષેપનો વિધિ કરવા માટે વસ્તુપાળે નરચન્દ્રસૂરિને વીનવ્યા હતા, પણ નરચન્દ્રે ઔચિત્યપૂર્વક એ વિધિ કરવાની ના પાડી હતી અને એમના જ સૂચનથી વસ્તુપાળે પોતાના પિતૃપક્ષે ગુરુઓ વિજયસેનસૂરિ અને ઉદયપ્રભસૂરિને એ માટે મારવાડમાં આવેલા પિલુપ્રદ અથવા પિલુઆઇ નામે ગામ (ઘણું કરીને ભૂતપૂર્વ બિકાનેર રાજ્યમાં હનુમાનગઢ પાસેના પિલુ)થી ખાસ નિમંત્રણ આપીને તેડાવ્યા હતા.[૧૪૪] વસ્તુપાળની સંખ્યાબંધ સંઘયાત્રાઓમાં નરચન્દ્રસૂરિ જોડાયા હતા.

---

૧૩૯. 'ધર્માભ્યુદય', ૧-૧૩

૧૪૦. કીકૌ, ૧-૨૨

૧૪૧. આ દેવપ્રભસૂરિએ જૈન મહાભારતને કાવ્યમાં આલેખતું 'પાંડવચરિત', મુરારિકૃત 'અનર્ઘરાઘવ' નાટક ઉપર ટીકા, તથા બીજી કેટલીક કૃતિઓ રચી છે. પ્રબન્ધો જણાવે છે કે તેઓ બ્રાહ્મણશાસ્ત્રોના આધાર આપીને ધાર્મિક પ્રવચનો કરતા, અને એમનો ઉપદેશ સાંભળીને રાજા વીરધવલે મૃગયા, માંસ અને મદિરાનો ત્યાગ કર્યો હતો (વચ, ૫-૩૪૮થી આગળ; પ્રકો, પૃ. ૧૧૩).

૧૪૨. વચ, ૧-૯૨; પ્રકો, પૃ. ૧૧૩

૧૪૩. પ્રકો, પૃ. ૧૧૩

૧૪૪. વચ, ૫-૪૨૦; પ્રકો, પૃ. ૧૧૩

## નરચન્દ્રસૂરિની સાહિત્યકૃતિઓ

૧૧૯. નરચન્દ્રસૂરિ મોટા વિદ્વાન હતા અને નિદાન ચાર શાસ્ત્રો-ન્યાય, વ્યાકરણ, સાહિત્ય અને જ્યોતિષમાં તેઓ પ્રવીણ હતા. ન્યાયના વિષયમાં તેમણે શ્રીધરાચાર્યની 'ન્યાયકન્દલી' ઉપર વિદ્વત્તાપૂર્ણ ટિપ્પણ રચ્યું છે, વ્યાકરણમાં પ્રાકૃત વ્યાકરણ ઉપરનો ગ્રન્થ 'પ્રાકૃતપ્રબોધ' રચ્યો છે, સાહિત્યવિષયમાં મુરારિકૃત 'અનર્ઘરાઘવ' નાટક ઉપર ટિપ્પણ રચ્યું છે,[૧૪૫] અને જ્યોતિષવિષયમાં 'જ્યોતિઃસાર' અથવા 'નારચન્દ્ર જ્યોતિઃસાર' અથવા સંક્ષેપમાં કેવળ 'નારચન્દ્ર' તરીકે ઓળખાતો ગ્રન્થ રચ્યો છે. આ 'જ્યોતિઃસાર' એ જૈન જ્યોતિષનો કદાચ સૌથી વધુ લોકપ્રિય ગ્રન્થ છે.[૧૪૬] દુર્ભાગ્યે આ 'જ્યોતિઃસાર'નાં માત્ર બે જ પ્રકરણ

૧૪૫. આ ટિપ્પણના લેખનમા નરચન્દ્રસૂરિને વિમલસૂરિએ સહાય કરી હતી, જુઓ એની ગ્રન્થપ્રશસ્તિનો છેલ્લો શ્લોક—

> शब्दप्रमाणसाहित्यत्रिवेणीसङ्गमप्रियाम् ।
> श्रीमद्विमलसूरीणामिदमुपज्ञवैभवम् ॥

૧૪૬. રાજશેખરસૂરિએ 'ન્યાયકન્દલીપંજિકા' (ઈ. સ. ૧૩૪૯ આસપાસ) માં નરચન્દ્રસૂરિ વિશે આમ કહ્યું છે—

> टिप्पनमनर्घराघवशास्त्रे किल टिप्पनं च कन्दल्याम् ।
> सार ज्योतिषमदभद्यः प्राकृतदीपिकामपि च ॥

—પિટર્સન, રિપોર્ટ ૩, પૃ. ૨૭૫

'પ્રશ્નશતક' (ઈ સ ૧૧૭૮), 'જ્યોતિશ્ચતુર્વિંશિકા' અને 'જન્મસમુદ્ર' એ જ્યોતિષના ગ્રન્થો રચનાર નરચન્દ્ર કાસહૃદ ગચ્છના સાધુ તથા સિંહસૂરિના શિષ્ય હોઈ આપણા નરચન્દ્રથી ભિન્ન છે જુઓ 'પ્રશ્નશતક'ની પુષ્પિકા—

इति श्रीकासहृदगच्छीयश्रीसिंहसूरिशिष्यश्रीनरचन्द्रोपाध्यायकृतायां ज्ञानदीपिकासञ्ज्ञायां प्रश्नशतकवृत्तौ वृत्तिवेडालघुमगिन्या वृष्टिवार्त्तादिप्रकीर्णकफललक्षणो नाम सप्तमः प्रकाशः ॥छ॥ ज्ञानदीपिकानामवृत्ति. समाप्ता ॥ जन्मप्रकाशं, कवितत्त्वलेश प्रश्नप्रकाश नरचन्द्रनामा । योऽध्यापकः प्रश्नशतं स चक्रे कासहृदो जन्मसमुद्रवृत्ती. ॥

(પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી શાસ્રસંગ્રહ, વડોદરાની હસ્તપ્રત નં. ૨૨૧૪) વળી જુઓ 'જ્યોતિશ્ચતુર્વિંશિકા'ની પુષ્પિકા—

> श्रीकासहृदगच्छयोऽर्बुदगिरिन्यस्तादिनाथ. पुरा
> चैकाक्षी नवमासकल्पविकृतिः श्रीसिंहसूरिप्रभुः ।

આજે વિદ્યમાન છે સાગરચન્દ્રે (જેનો સમય નિશ્ચિત થઈ શક્યો નથી) પણ માન આ બે જ પ્રકરણ ઉપર ટીકા લખી છે એ બતાવે છે કે એને પણ આખો ગ્રન્થ જોવા મળ્યો નહિ હોય નરચન્દ્રસૂરિની શિષ્યપરંપરામાં થયેલા 'પ્રબન્ધકોશ'કાર રાજશેખરસૂરિના શિષ્ય સુધાકલશે ઈ સ ૧૩૨૪ (સ ૧૩૮૦)માં 'સંગીતોપનિષદ્' નામે સંગીતશાસ્ત્રનો ગ્રન્થ રચ્યો હતો (જે આજે ઉપલબ્ધ નથી) અને ઈ સ ૧૩૫૦ (સ ૧૪૦૬) માં એનો 'સંગીતોપનિષત્સાર' નામથી સાર કર્યો હતો, એ સારની પ્રશસ્તિમાં સુધાકલશ પોતાના પૂર્વસૂરિ નરચન્દ્રને 'સંગીતશાસ્ત્રવિદ્' તરીકે પણ વર્ણવે છે (**तद्वंशे नरचन्द्रसूरिरभवत् सच्छास्त्रसंगीतभृत् ।**) જૈન ધર્મને લગતી કથાઓ સાભળવા માટેની વસ્તુપાળની ઉત્સુકતા સંતોષવા માટે નરચન્દ્રસૂરિએ 'કથારત્નાકર' અથવા 'કથારત્નસાગર' નામે ગ્રન્થ રચ્યો હતો [૧૪૭] પિટર્સને નરચન્દ્રસૂરિકૃત 'ચતુર્વિંશતિજિનસ્તોત્ર'ની પાટણ ભંડારમાંની એક હસ્તપ્રતની નોંધ કરી છે,[૧૪૮] પરન્તુ પાટણમાં તપાસ કરતાં કોઈ સ્થળે એ પ્રતિ મારા જોવામાં આવી નથી 'સર્વજિનસાધારણસ્તવન' નામે નરચન્દ્રકૃત એક સ્તોત્ર 'જૈન સ્તોત્રસન્દોહ' (પૃ ૨૦-૨૨)માં છપાયું છે, પિટર્સને નોંધેલા સ્તોત્રથી કદાચ એ અભિન્ન હોય ગિરનાર ઉપરના વસ્તુપાળના શિલાલેખો પૈકી બેનો પદ્યભાગ નરચન્દ્રે રચેલો છે,[૧૪૯] તથા

---

तन्नामप्रतिमाभिधो गुरुभृद् गोत्रेऽस्य शिष्य श्रुत-
स्तेनाय चतुरर्थमर्थबहुल चक्रे चतुर्विंशति ॥
इति नरचन्द्रोपाध्यायकृता चतुर्विंशतिका सपूर्णा ॥छ॥

(શ્રીહેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિર પાટણની હસ્તપ્રત ન ૫૨૦૧)

૧૪૭ अन्येद्युर्भक्तितो मौलौ निधाय करकुड्मलम् ।
तत विज्ञपित श्रीमान् नरचन्द्रमुनीश्वर ॥
युष्माभि स्वकराम्बुजस्य शिरसि न्यस्तस्य माहात्म्यत
प्राप्त जन्मजितोऽपि दुर्लभतर सघाधिपत्य मया ।
धर्मस्थानशतानि दानविषयस्ते त च सन्तनिरे
चेत सम्प्रति जैनशासनकथा श्रोतु समुत्कण्ठत ॥
इत्यभ्यर्थनया वस्तुपालस्य मं त्रिण ।
नरचन्द्रमुनीन्द्रास्त श्रीकथारत्नसागरम् ॥

—'કથારત્નાકર' ૧ શ્લોક ૮ ૧૦

૧૪૮ પિટર્સન રિપોર્ટ ૫ ૫ ૬૬

એક 'વસ્તુપાલપ્રશસ્તિ' પણ એમની રચના છે. પોતાના ગુરુ દેવપ્રભસૂરિકૃત 'પાંડવચરિત'નું તથા ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય'નું સંશોધન નરચન્દ્રે કર્યું હતું; એ બન્ને ગ્રન્થોને અંતે આ વાતનો ઉલ્લેખ છે. વળી 'સમરાદિત્ય-સંક્ષેપ'ના કર્તા પ્રદ્યુમ્નસૂરિ, જેમનો નિર્દેશ અગાઉ થયો છે (પેરા ૧૧૩ અને ૧૧૬) એમને નરચન્દ્રે 'ઉત્તરાધ્યયન સૂત્ર' ભણાવ્યું હતું.[૧૫૦] નરચન્દ્રના કેટલાક પ્રકીર્ણ શ્લોકો પ્રબન્ધોમાં સચવાયા છે.[૧૫૧] વસ્તુપાળે શત્રુંજય ઉપર પોતાની માતાની મૂર્તિ જોઈને રુદન કર્યું ત્યારે નરચન્દ્રસૂરિએ એને આપેલા આશ્વાસનનો વૃત્તાન્ત ખરેખર હૃદયસ્પર્શી છે તથા ઐતિહાસિક દૃષ્ટિએ પણ સૂચક છે, કેમકે સિદ્ધરાજ જયસિંહના જીવનમાંના એ જ પ્રકારના પ્રસંગનો ઉલ્લેખ પણ ત્યાં કરે છે.[૧૫૨]

### નરચન્દ્રસૂરિના અવસાનનું વર્ષ

**૧૨૦.** 'પ્રબન્ધકોશ' અનુસાર, સં. ૧૨૮૭ (ઈ. સ. ૧૨૩૧)ના ભાદરવા સુદ દસમના દિવસે નરચન્દ્રસૂરિનું અવસાન થયું હતું.[૧૫૩] 'વસ્તુપાલ-ચરિત' નોંધે છે કે પોતાના અવસાનના કેટલાક સમય અગાઉ તેમણે વસ્તુપાળના અવસાનનુ ભવિષ્ય ભાખ્યું હતું.[૧૫૪]

## (૧૨) નરેન્દ્રપ્રભસૂરિ

**तस्यः गुरोः प्रियशिष्यः प्रभुर्नरेन्द्रप्रभः प्रभावाढ्यः ।**
**योऽलंकारमहोदधिमकरोत् काकुत्स्थकेलिं च ॥**

—રાજશેખરસૂરિ[૧૫૫]

### વસ્તુપાળની વિનંતિથી 'અલંકારમહોદધિ'ની રચના

**૧૨૧.** "એક વાર વસ્તુપાળે ભક્તિપૂર્વક હાથ જોડીને નરચન્દ્રસૂરિને આમ વિનંતિ કરી: 'અલંકારના કેટલાક ગ્રન્થો વિસ્તારને કારણે દુસ્તર છે, કેટલાક સંક્ષેપને કારણે અસ્પષ્ટ છે, કેટલાક અપ્રસ્તુત વસ્તુથી ભરેલા છે, જ્યારે બીજા કેટલાક ક્લેશથી સમજાય એવા છે. કાવ્યરહસ્યના નિર્ણયથી

---

૧૫૦. 'સમરાદિત્ય-સંક્ષેપ', ૧-૨૩

૧૫૧. પુપ્રસં, પૃ. ૬૯; પ્રકો, પૃ. ૧૧૫; વચ, ૬-૭૫ અને ૩૭૨; ઉત, પૃ. ૭૩

૧૫૨. પ્રકો, પૃ. ૧૧૫; વચ, ૬-૪૬૮ અને આગળ

૧૫૩. પ્રકો. પૃ. ૧૨૭

૧૫૪. વચ, ૮-૪૪૦ થી ૪૪૨

૧૫૫. 'ન્યાયકન્દલીપંજિકા'ની પ્રશસ્તિ; જુઓ પિટર્સન, રિપોર્ટ ૩, પૃ. ૨૭૫.

બહિર્ભૂત આવા ઘણા ગ્રન્થોથી મારું મન ખૂબ કદર્થિત થયું છે; માટે જેને ઓછા બુદ્ધિશાળી પણ સમજી શકે એવું, અતિવિસ્તૃત નહિ એવું, કવિકલાના સર્વસ્વરૂપ શાસ્ત્ર કહો ' વસ્તુપાળની આ અભ્યર્થનાથી આચાર્યે સાહિત્યતત્ત્વ કહ્યું તથા પોતાના શિષ્ય નરેન્દ્રપ્રભસૂરિને આવો ગ્રન્થ રચવા આદેશ આપ્યો. પરિણામે નરેન્દ્રપ્રભે ' અલંકારમહોદધિ '–કારિકા તથા તે ઉપરની વૃત્તિ—વસ્તુપાળના આનંદ અર્થે રચ્યાં.[૧૫૬] કર્તાના પોતાના કથન મુજબ, એની રચના સં. ૧૨૮૨ ( ઈ. સ ૧૨૨૬ ) માં થઈ હતી.

## નરેન્દ્રપ્રભસૂરિની અન્ય રચનાઓ

**૧૨૨.** ' ન્યાયકન્દલીપંજિકા'માંથી ઉપર ઉદ્ધૃત કરેલા રાજશેખરસૂરિના શ્લોકથી જણાય છે કે 'અલંકારમહોદધિ' ઉપરાંત નરેન્દ્રપ્રભે 'કાકુત્સ્થકેલિ' નામે એક કૃતિ રચી હતી. એક જૂના ગ્રન્થભંડારની સૂચિ ઉપરથી જણાય છે કે ' કાકુત્સ્થકેલિ ' એ નાટક હતું[૧૫૭] તથા એનું ગ્રન્થમાન અથવા ગ્રન્થાગ્ર ૧૫૦૦ શ્લોકનું હતું.[૧૫૮] 'કાકુત્સ્થકેલિ'ના વસ્તુનો નિર્દેશ એ સૂચિમાં નથી, પરન્તુ કૃતિના નામ ઉપરથી અનુમાન થાય છે કે રામાયણને લગતું કંઈક ઇતિવૃત્ત એમાં હશે. ' કાકુત્સ્થકેલિ'ની કોઈ હસ્તપ્રત હજી સુધી જડી નથી. વસ્તુપાળના બે સ્તુતિકાવ્યો નરેન્દ્રપ્રભસૂરિએ રચ્યાં છે, બન્નેનું નામ 'વસ્તુપાલપ્રશસ્તિ' છે. એકમાં ૧૦૪ શ્લોક છે જ્યારે બીજામાં ૩૭ શ્લોક છે. એમાંની ૧૦૪ શ્લોકવાળી પ્રશસ્તિ વસ્તુપાળની એક સંઘયાત્રા પ્રસંગે શત્રુંજય ઉપર રચાઈ હોય એમ શત્રુંજયનો એમાં જે રીતે નિર્દેશ કરવામાં આવ્યો છે તે ઉપરથી અનુમાન થાય છે (**अत्रैव शैले रचयाञ्चकार मनोज्ञमासण्डलमण्डपं यः॰** શ્લોક ૭૮, **अत्रैव शत्रुञ्जयशैलमौलौ॰** શ્લોક ૮૨) એના ૭૭ થી ૯૮ સુધીના શ્લોકોમાં યાત્રા દરમ્યાન વસ્તુપાળે કરેલા સત્કૃત્યોની યાદી આપી છે તેથી પણ આ અનુમાનને પુષ્ટિ મળે છે. એ જ પ્રમાણે ૩૭ શ્લોકવાળી ટૂંકી ' વસ્તુપાલપ્રશસ્તિ' માટે એમ કહી શકાય કે એ સંઘયાત્રાનો પ્રારંભ થયો એ સમયે તે રચાઈ

---

૧૫૬ ' અલંકારમહોદધિ,' પૃ ૩

૧૫૭ 'પુરાતત્ત્વ' ત્રૈમાસિક, પુ ૨, પૃ ૪૨૬

૧૫૮ મુખ્યત્વે જૈન ગ્રન્થકારો અને લેખકોએ કૃતિનો વિસ્તાર સૂચવવા માટે આ ગ્રન્થાગ્રની યુક્તિ યોજી છે એ પ્રસિદ્ધ છે. કૃતિ ગદ્યમાં હોય કે પદ્યમાં, પણ ૩૨ અક્ષરના શ્લોકને-અનુષ્ટુપને એકમ તરીકે સ્વીકારીને મત્યક્ષરગણનાથી આ ગ્રન્થમાન અપાય છે.

હશે, કેમકે યાત્રા શરૂ થયાનો નિર્દેશ એના છેલ્લા શ્લોકમાં છે, પણ એની બીજી કશી વિગત એમાં અપાઈ નથી; બાકીનું કાવ્ય વસ્તુપાળ-તેજપાળની આલંકારિક પ્રશંસાથી ભરેલું છે. આથી અનુમાન થાય છે કે નરેન્દ્રપ્રભસૂરિ સંઘની સાથે ગયા હશે, અને યાત્રાના પ્રારંભમાં ૩૭ શ્લોકવાળી ટૂંકી પ્રશસ્તિ અને શત્રુંજય ઉપર પહોંચ્યા પછી ૧૦૪ શ્લોકવાળી લાંબી પ્રશસ્તિ તેમણે રચી હશે. ગિરનાર ઉપરના વસ્તુપાળના એક શિલાલેખમાંનો પદ્ય ભાગ નરેન્દ્રપ્રભની રચના છે.[૧૫૯] વળી ધાર્મિક વિષયો ઉપરના બે સુભાષિતસંગ્રહો-'વિવેકપાદપ' અને 'વિવેકકલિકા'-નરેન્દ્રપ્રભે રચ્યા છે, તેમાંથી જણાય છે કે 'વિબુધચન્દ્ર' કવિનામથી તેઓ કવિતા કરતા હતા.[૧૬૦]

## (૧૩) બાલચન્દ્ર

वाग्वल्लीदलदस्यवः कति न ते सन्त्यासुतुल्योपमाः
सत्योल्लेखमुखैः स्वकोष्ठपिठरीसम्पूर्तिधावद्धियः ।
सोऽन्यः कोऽपि विदर्भरीतिबलवान् बालेन्दुसूरिः पुरो
यस्य स्वर्गिपुरोहितोऽपि न गवां पौरोगवस्तादृशः ॥
—અપરાજિત કવિ[૧૬૧]

बहुप्रबन्धकर्तुः श्रीबालचन्द्रस्य] का स्तुतिः ।
मन्त्रीशवस्तुपालेन यः स्तुतः कवितागुणात् ॥
—પ્રદ્યુમ્નસૂરિ[૧૬૨]

### બાલચન્દ્રની ગુરુપરંપરા

૧૨૩. બાલચન્દ્ર એ ચન્દ્રગચ્છના હરિભદ્રસૂરિના શિષ્ય હતા. આસડ કૃત 'ઉપદેશકન્દલી' અને 'વિવેકમંજરી'ની સ્વરચિત ટીકાઓની પ્રશસ્તિઓ (પાભંસૂ, પૃ. ૩૨૯-૩૩; વિમંટી, પૃ. ૨૧૫ થી આગળ)માં તેમણે પોતાની ગુરુપરંપરા લંબાણથી આપી છે-ચન્દ્રગચ્છમાં પ્રદ્યુમ્નસૂરિ નામે આચાર્ય થયા, જેમણે તલવાટક (વાંસવાડાની પશ્ચિમે આઠ માઇલ દૂર આવેલ તલવાડા)ના રાજાને પ્રબોધ્યો હતો. તેમની પછી થયેલા ચન્દ્રપ્રભસૂરિએ

૧૫૯. ગુએલે, નં. ૨૧૦; પ્રાજૈલેસં, નં. ૪૧-૪

૧૬૦. પાભંસૂ, પૃ. ૧૯૭-૯૮

૧૬૧. પાટણ ભંડારમાંની બાલચન્દ્રકૃત 'વસન્તવિલાસ' મહાકાવ્યની હસ્તપ્રતને અન્તે આ શ્લોક લખાયેલો મળ્યો છે (વવિ, પૃ. ૭૯). એના કર્તા અપરાજિત કવિના વિશે કશું જાણવામાં નથી.

૧૬૨. 'સમરાદિત્ય-સંક્ષેપ,' ૧-૨૬

જિનની પ્રાભાવિક સ્તુતિ રચી હતી. એમની પછી ધનેશ્વરસૂરિ થયા, જેમણે પોતાના ગુરુ પાસેથી મંત્ર પ્રાપ્ત કર્યો હતો અને સમયુપુર(પાટણ પાસેના સમૌ)ની દેવનાને પ્રબોધી હતી. સરસ્વતીના ચાર હાથ જેવા વીરભદ્ર, દેવસૂરિ, દેવભદ્ર અને દેવેન્દ્રસૂરિ એ એમના ચાર શિષ્યો હતા. જ્યાં પુષ્કળ જિનપ્રાસાદો હતા એવા મંડળી (માંડલ) નગરમાં દેવેન્દ્રસૂરિએ મહાવીરચૈત્યમાં મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી. તેમના શિષ્ય ભદ્રેશ્વરસૂરિ અને એમના શિષ્ય અભયદેવસૂરિ થયા, જેમણે અનેક વાદીઓને પરાજિત કર્યા હતા. અભયદેવસૂરિનું ધર્મોપદેશામૃત પીને આસડે 'ઉપદેશકન્દલી' અને 'વિવેકમંજરી' એ બે પ્રકરણગ્રન્થો રચ્યા હતા. અભયદેવસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિ 'ષડ્દર્શન' અને સાહિત્યમાં નિષ્ણાત હતા. એમના શિષ્ય એ બાલચન્દ્ર

## બાલચન્દ્રનો વૃત્તાન્ત તથા વસ્તુપાળ સાથે એમનો સંબંધ

૧૨૪. સાધુ તરીકે દીક્ષા લીધા પૂર્વેનો પોતાના જીવનનો કેટલોક વૃત્તાન્ત બાલચન્દ્રે 'વસન્તવિલાસ' મહાકાવ્યના પ્રથમ સર્ગમાં આપ્યો છેઃ— મોઢેરક નગરમાં ધરાદેવ નામે એક સુપ્રસિદ્ધ બ્રાહ્મણ હતો તે જિનપ્રણીત શાસ્ત્રોના રહસ્યનો જાણનાર હતો, ધનિક હતો અને તેને ઘેર આવનાર યાચકો હંમેશાં ધનસમૃદ્ધ થઈને જતા હતા. એમની પત્નીનું નામ વિદ્યુત્ હતું. એમને મુંજાલ નામે પુત્ર હતો, જે પિતાના ઘરમાં રહેવા છતાં સંસારને બાલસ્વરૂપ સમજતો હતો. હરિભદ્રસૂરિની વાણી સાંભળી, વિવેકરૂપ સંપદ્ મેળવી, માબાપની અનુમતિથી તે સાધુ થયો, અને એનું નામ બાલચન્દ્ર રાખવામાં આવ્યું. હરિભદ્રને પોતાનો અંતકાળ નજીક આવેલો જણાયો ત્યારે એમણે બાલચન્દ્રને પોતાને સ્થાને સ્થાપ્યા. ચૌલુક્ય રાજાઓ જેમના ચરણમાં નમતા એવા મહાવિદ્વાન પદ્માદિત્ય તેમના અધ્યાપક હતા. વાદી-દેવસૂરિના ગચ્છના ઉદયસૂરિએ એમને સારસ્વત મંત્ર આપ્યો હતો. એક વાર યોગનિદ્રામાં દેવી સરસ્વતી બાલચન્દ્રને પ્રત્યક્ષ થઈ અને તેણે તેમને કહ્યું કે 'વત્સ ! તારા બાલ્યકાળથી સારસ્વત કલ્પથી કરેલા મારા ધ્યાનથી હું તારા ઉપર પ્રસન્ન થઈ છું અને પૂર્વે કાલિદાસ આદિ મારી ભક્તિથી કવીન્દ્રો થયા તેમ તું પણ થઈશ.' અને બાલચન્દ્ર કહે છે કે આ પ્રમાણે વાગ્દેવતાનો આશીર્વાદ પામીને વસ્તુપાળની કીર્તિ ગાવાનું સાહસ હું કરું છું. પ્રબન્ધો નોંધે છે કે યુવાન બાલચન્દ્રે બધી બાબતોમાં શિવ સાથે વસ્તુપાળની તુલના

૧૬૩ જૈન આગમોના સુપ્રસિદ્ધ ટીકાકાર અભયદેવસૂરિથી (પેરા ૨૦) આ અભયદેવસૂરિ ભિન્ન છે, એ ધ્યાનમાં રાખવાનું છે.

કરતો એક પ્રશસ્તિશ્લોક (गौरी रागवती त्वयि०) કહ્યો હતો,[૧૬૪] અને તેથી પ્રસન્ન થઈને વસ્તુપાળે બાલચન્દ્રની આચાર્યપદસ્થાપનાના સમારંભમાં હજારો દ્રમ્મ ખર્ચ્યા હતા

## બાલચન્દ્રની સાહિત્યકૃતિઓ

**૧૨૫.** બાલચન્દ્રની મુખ્ય કૃતિ એ એમનું 'વસન્તવિલાસ' મહાકાવ્ય છે વસન્તપાલ અથવા વસ્તુપાળના જીવનનું એમાં આલેખન છે વસન્તપાલ નામ વસ્તુપાળને એના કવિ મિત્રોએ આપ્યું હતું (પૅરા ૬૩) 'વસન્તવિલાસ' કાવ્ય વસ્તુપાળના પુત્ર જૈત્રસિંહની વિનંતિથી રચાયું હતું કર્તાએ રચનાવર્ષ આપ્યું નથી, પણ ઈ સ ૧૨૪૦ (સં ૧૨૯૬)માં વસ્તુપાળના અવસાનનો એ ઉલ્લેખ કરે છે, એટલે ત્યારપછી એ રચાયું હશે 'કરુણાવજ્રાયુધ' એ બાલચન્દ્રનું એકાંકી નાટક છે એની પ્રસ્તાવનામાં ઉલ્લેખ છે તે પ્રમાણે, વસ્તુપાળની એક સંઘયાત્રા પ્રસંગે યાત્રિકોના પરિતોષ અર્થે શત્રુંજય ઉપર આદિનાથના મન્દિરમાં તે ભજવાયું હતું કેટલાક વિદ્વાનો માને છે કે એ ઈ સ ૧૨૨૧ની પ્રસિદ્ધ સંઘયાત્રા હતી[૧૬૫] ઉપર જેનો નિર્દેશ કર્યો છે તે શ્રીમાળી જ્ઞાતિના આસડકૃત પ્રાકૃત પ્રકરણગ્રન્થો 'વિવેકમંજરી' અને 'ઉપદેશકન્દલી' ઉપરની સંસ્કૃત ટીકાઓ એ બાલચન્દ્રની બીજી બે રચનાઓ છે બન્ને ટીકાઓની પ્રશસ્તિઓમાં કહ્યું છે તેમ, ચૌલુક્ય રાજાના દરબારીઓએ આસડને 'કવિસભાશૃંગાર'નું બિરુદ આપ્યું હતું 'વિવેકમંજરી' ટીકાનું સંશોધન નાગેન્દ્ર ગચ્છના વિજયસેનસૂરિ અને બૃહદ્‌ગચ્છના પ્રદ્યુમ્નસૂરિએ કર્યું હતું એમાં રચનાવર્ષ નથી, પરન્તુ ઈ સ ૧૨૪૫માં વિજયસેનસૂરિનું અવસાન થયું (પૅરા ૧૧૪) ત્યાર પહેલાં એની રચના થઈ હોવી જોઈએ 'ઉપદેશકન્દલી' ટીકામાં પણ રચનાવર્ષ નથી, પણ પાટણના ભંડારમાંની એની એક તાડપત્રીય પ્રતિ સં ૧૨૯૬ (ઈ સ ૧૨૪૦)માં લખાઈ છે,[૧૬૬] એટલે ત્યાર પહેલાં એ રચાયેલી છે મૂળ ગ્રન્થના કર્તા આસડના નાના પુત્ર જૈત્રસિંહની વિનંતિથી બાલચન્દ્રે આ બન્ને ટીકાઓની રચના કરી હતી બન્નેની પ્રશસ્તિઓમાંથી એ જાણવા મળે છે કે જૈત્રસિંહનું કુટુમ્બ ચન્દ્રગચ્છનું અનુયાયી હોઈ બાલચન્દ્ર એના કુલગુરુ હતા

---

૧૬૪ પ્રચિ પૃ ૧૦૩, વચ ૭૧૧૮-૨૦ Cf પૃ ૭૩ આ જ શ્લોક થોડા ફેરફાર સાથે વસ્તુપાળના પુત્ર જૈત્રસિંહની પ્રશંસારૂપે બાલચન્દ્રે 'વસન્તવિલાસ'ના ત્રીજા સર્ગના અન્તે આપ્યો છે

૧૬૫ દેસાઈ પૃ ૩૮૪

૧૬૬ પાભસૂ, પૃ ૩૩૩

વળી રત્નશ્રી નામે સાધ્વીના તેઓ ધર્મપુત્ર હતા. એ જ ગચ્છના પ્રદ્યુમ્નસૂરિ જેઓ બાલચન્દ્રને મોટા ભાઇ ગણતા હતા[૧૬૭] તેમણે આ ટીકાઓ લખવામાં એમને સહાય કરી હતી.[૧૬૮] 'ગણધરાવલી' નામે એક ગ્રન્થ બાલચન્દ્રે રચ્યો હતો; એના નામ ઉપરથી અનુમાન થાય છે કે એમાં જૈન આચાર્યોની પટ્ટાવલી આપી હશે. પોતાની આ કૃતિનો ઉલ્લેખ તેણે 'વિવેકમંજરી' ટીકામાં કર્યો છે,[૧૬૯] પણ એ કૃતિ હજી ઉપલબ્ધ થઈ નથી.

## (૧૫) જયસિંહસૂરિ

### 'હમ્મીરમદમર્દન' અને 'વસ્તુપાલપ્રશસ્તિ'

**૧૨૬.** જયસિંહસૂરિ એ વીરસૂરિના શિષ્ય અને ભરૂચના મુનિસુવ્રતચૈત્યના અધિષ્ઠાયક હતા. ગુજરાત ઉપર થયેલુ એક મુસ્લિમ આક્રમણ ખાળવામાં વસ્તુપાળની કુનેહનું નિરૂપણ કરતા નાટક 'હમ્મીરમદમર્દન'ના તેઓ કર્તા છે. વસ્તુપાળના પુત્ર જયંતસિંહ અથવા જૈત્રસિંહની આજ્ઞાથી ખંભાતમાં ભીમેશ્વરદેવના યાત્રામહોત્સવ પ્રસંગે એ નાટક ભજવાયું હતું; જયંતસિંહ એ સમયે ખંભાતનો હાકેમ હતો. ઈ. સ. ૧૨૨૩ (સં. ૧૨૭૯) માં[૧૭૦] જયંતસિંહ ખંભાતનો હાકેમ થયો અને આ નાટકની જેસલમેરના ભંડારમાંની તાડપત્રીય પ્રતિ ઈ. સ. ૧૨૩૦ (સં. ૧૨૮૬)માં[૧૭૧] લખાયેલી છે, એટલે ઈ. સ. ૧૨૨૩ અને ૧૨૩૦ ની વચ્ચે ક્યારેક એ રચાયું હશે. જયસિંહસૂરિની બીજી રચના એ 'વસ્તુપાલ-તેજપાલપ્રશસ્તિ' નામનું ૭૭ શ્લોકનું કાવ્ય છે. એક વાર તેજપાળ સુવ્રતસ્વામીચૈત્યની યાત્રાએ ભરૂચ આવ્યો ત્યારે ત્યાં શકુનિકાવિહારમાં કુમારપાળના દંડનાયક આંબડે બંધાવેલી ૨૫ દેવકુલિકાઓ ઉપર સુવર્ણના ધ્વજદંડો કરાવી આપવા માટે જયસિંહસૂરિએ એને વિનંતિ કરી. વસ્તુપાળની સંમતિથી તેજપાળે એ ધ્વજદંડો કરાવી આપ્યા,[૧૭૨] એની સ્મૃતિમાં જયસિંહસૂરિએ આ પ્રશસ્તિકાવ્ય રચ્યું. કાવ્યના સ્વરૂપ ઉપરથી જણાય છે કે મન્દિરમાં કોઈ સ્થળે પથ્થર ઉપર એ કોતરવામાં આવ્યું હતું. પાછળથી શકુનિકાવિહારની મસ્જિદ બનાવવામાં

૧૬૭. 'સમરાદિત્ય-સંક્ષેપ,' પ્રશસ્તિ, શ્લોક ૪

૧૬૮. પિટર્સન, રિપોર્ટ ૩, પૃ. ૧૦૦. વળી જુઓ વિમંડી, પ્રશસ્તિ, શ્લોક ૧૪.

૧૬૯. यदुक्तमस्मामिर्गणधरावल्याम् વિમંડી, પૃ. ૫ અને ૫૦

૧૭૦. જુઓ ગિરનાર ઉપરના વસ્તુપાળના શિલાલેખો.

૧૭૧. હમમ, પ્રસ્તાવના, પૃ. ૧; જેભંસૂ, પૃ. ૨૩

૧૭૨. વળી જુઓ વચ, પ્રસ્તાવ ૭.

આવી અને લેખવાળો પથ્થર નાશ પામ્યો, પણ એ ઉપરથી થયેલી હસ્તપ્રત રૂપે પ્રશસ્તિ જળવાઈ રહી છે. પ્રશસ્તિનો ચોક્કસ રચનાકાળ નક્કી થઈ શકે એમ નથી.

૧૨૭. ભાસર્વજ્ઞના 'ન્યાયસાર' ઉપર 'ન્યાયતાત્પર્યદીપિકા' ટીકા તથા 'કુમારપાલચરિત' મહાકાવ્ય (ઈ. સ. ૧૩૬૬)ના રચનાર કૃષ્ણગચ્છના જયસિંહસૂરિથી તેમજ ઈ. સ. ૮૫૯ માં 'ધર્મોપદેશમાલા' લખનાર કૃષ્ણ-શિષ્ય જયસિંહસૂરિથી (પેરા ૩૫૪) આપણા જયસિંહસૂરિ ભિન્ન છે.

## (૧૫) માણિક્યચન્દ્ર

૧૨૮. માણિક્યચન્દ્ર રાજગચ્છના જૈન સાધુ હતા અને નેમિચન્દ્ર-સૂરિના શિષ્ય સાગરચન્દ્રના શિષ્ય હતા.[૧૭૩] મમ્મટના 'કાવ્યપ્રકાશ' (ઈ. સ. ૧૧૦૦ આસપાસ) ઉપરની સૌથી જૂની અને પ્રમાણભૂત ટીકાઓમાંની એક 'સંકેત' નામની સુપ્રસિદ્ધ ટીકા, તેમણે રચેલી છે; 'કાવ્યપ્રકાશ'ની ગુજરાતમાં રચાયેલી બીજી એક જૂની ટીકા તે રાજા સારંગદેવ વાઘેલાના મહામાત્યના પુરોહિત અને ભારદ્વાજના પુત્ર જયંતભટ્ટની 'દીપિકા' (ઈ. સ. ૧૨૯૪) છે.[૧૭૪] 'શાન્તિનાથચરિત્ર' અને 'પાર્શ્વનાથચરિત્ર' નામનાં બે મહાકાવ્યો પણ માણિક્યચન્દ્રે રચ્યાં છે.[૧૭૫]

### 'સંકેત'નો રચનાકાલ

૧૨૯. 'સંકેત'ની રચના ઈ. સ. ૧૧૬૦ (સં. ૧૨૧૬)માં થઈ હોવાનું વિદ્વાનો સામાન્ય રીતે માને છે.[૧૭૬] માણિક્યચન્દ્રે પોતે એ કૃતિને અન્તે રચનાવર્ષનો ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો છે—

---

૧૭૩. માણિક્યચન્દ્રની ગુરુપરંપરા માટે જુઓ પિટર્સન, રિપોર્ટ ૩, પૃ. ૫૭ થી આગળ; વળી પાબંસ, પૃ. ૫૩-૫૪.

૧૭૪. દે, 'સંસ્કૃત પોએટિક્સ,' પુ. ૧, પૃ. ૧૭૧-૭૨

૧૭૫. જિરકો, પૃ. ૨૪૪ અને ૩૭૯

૧૭૬. કાણે, 'સાહિત્યદર્પણ' પ્રસ્તાવના પૃ. ૧૦૬; દે, ઉપર્યુક્ત, પૃ. ૧૬૭; કૃષ્ણમાચારિયર, ક્લાસિકલ, પૃ. ૧૯૮; આચાર્ય ધ્રુવ, 'દિગ્દર્શન', પૃ. ૨૨. મહામહોપાધ્યાય વાસુદેવ શાસ્ત્રી અભ્યંકરે 'સંકેત'ના પોતાના સંપાદનની પ્રસ્તાવનામાં આ વર્ષ આપ્યું છે, પણ એનો ઉલ્લેખ કરતો પ્રસ્તુત મૂળ શ્લોક જે હસ્તપ્રતોમાં મળે છે તે એમની વાચનામાં નથી. 'સંકેત'ની ગ્રન્થપ્રશસ્તિ એમણે પોતાની વાચનામાં લીધી નથી એમ જણાય છે.

रस-वक्त्र-ग्रहाधीशवत्सरे मासि माधवे ।
काव्ये काव्यप्रकाशस्य संकेतोऽयं समर्थितः ॥१७७

આમાંના **વક્ત્ર** શબ્દનો અર્થ સામાન્ય રીતે 'એક' થાય, અને એથી વિદ્વાનોએ **રસ-વક્ત્ર-ગ્રહાધીશ**નો અર્થ સંવત '૧૨૧૬ નું વર્ષ' એવો કર્યો છે. પરન્તુ આ સામે કેટલીક એવી નક્કર ઐતિહાસિક હકીકતો છે, જે **વક્ત્ર**નો અર્થ 'એક' નહિ, પણ '૭' (કાર્તિકેયનાં મુખ) અથવા 'ચાર' (બ્રહ્માનાં મુખ) કરવાને પ્રેરે છે, અને પરિણામે ઉપર્યુક્ત શબ્દાંક સં. ૧૨૬૬ અથવા સં. ૧૨૪૬ તરીકે વાંચી શકાય. (૧) સૌ પહેલું તો, માણિક્યચન્દ્રે પોતાનુ 'પાર્શ્વનાથચરિત' ઈ. સ. ૧૨૨૦ (સં. ૧૨૭૬) માં દેવકૂપક અથવા દીવમાં રચ્યું છે. એમાં રચનાવર્ષ એમણે આમ જણાવ્યું છે–

६ ७ १२
रसर्षिरविसंख्यायां समायां दीपपर्वणि ।
समर्थितमिदं वेलाकूले श्रीदेवकूपके ॥१७८

હવે, કર્તાએ પોતાની પરિપક્વ વિદ્વત્તાના ફળરૂપ 'સંકેત'ની રચના ઈ. સ. ૧૧૬૦માં કરી હોય તો, સાઠ વર્ષ પછી ઈ. સ. ૧૨૨૦ માં તે વિદ્યમાન હોય તોપણ પાંચ હજાર કરતા વધુ શ્લોકનુ આ મહાકાવ્ય તે રચી શકે એમ માનવુ મુશ્કેલ છે. અને **વક્ત્ર**નો અર્થ '૭' (કાર્તિકેયનાં મુખ) અથવા 'ચાર' (બ્રહ્માના મુખ) કરીને 'સંકેત'ની રચના સં. ૧૨૬૬ (ઈ. સ. ૧૨૧૦) માં અથવા સં. ૧૨૪૬ (ઈ સ. ૧૧૯૦) માં થઈ હોય એમ માનવું વધારે સમુચિત થઈ પડશે આ અર્થને કેટલાક જૂના ગ્રન્થોના ઉલ્લેખોથી પુષ્ટિ મળે છે.૧૭૯ સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યના સંખ્યાબંધ ગ્રન્થોની પુષ્પિકાઓમાં પ્રયોજિત આ પ્રકારના શબ્દાંકોનો ઊંડો અભ્યાસ કરનાર શ્રી.

---

૧૭૭. પાભંડા, પૃ ૫૪

૧૭૮. પિટર્સન, રિપોર્ટ ૩, પૃ. ૧૫૭

૧૭૯. (૧) ऋतु जीवो रसो लेश्या द्रव्यश्च षट्कं स्वरम् ।
**कुमारवदनं** वर्ण शिलीमुखपदानि च ॥
—મહાવીરાચાર્યનો 'ગણિતસાર'

(૨) रसदर्शनर्तुतर्काः **गुहवक्त्राणि** षट् तथा ।
—શબ્દાંકોને લગતુ એક પ્રાચીન તાડપત્રીય પાનુ
(શ્રી નાહટાના તા. ૧૫ મી મે ૧૯૪૮ના પત્રમાંથી)

આ ઉપરાત જુઓ—
रसरागवज्रकोण त्रिशिरोनेत्रान्तराणि गुणतर्काः ।
दर्शनगुहमुखभूभृच्चक्राणि स्युरिह षट्संख्या ॥
—કાકલ પૃ. ૧૪૫

અગરચંદ નાહટા માને છે કે **गुहवक्त्र, गुहवदन** અથવા **कुमारमुख** જેના '૭' અર્થના વાચક શબ્દો સમાનાર્થ નક્ષેપ પામીને **वक्त्र, वदन** અથવા **मुख** એ સ્વરૂપે પ્રયોજાતા હોય અને છતાં એમાં '૭'નો મૂળ અર્થ ચાલ્યો ગયો. શબ્દોને લગતી રચનાઓમાં સિવાય **मुख** શબ્દ 'એક' અર્થમાં વપરાયો નથી એ સ્પષ્ટ છે (ઉદાહરણ તરીકે કાકલ, પૃ. ૧૪૪) કાં તો એ **ब्रह्ममुख** છે અથવા **गुहमुख** છે (૨) બીજું, 'પાર્શ્વનાથ ચરિત'ની પ્રશસ્તિમાં એમ કહેવામાં આવ્યું છે કે કર્તાએ આ કાવ્યની રચના શ્રીમાલી જ્ઞાતિના દેહડ અને એના પુત્ર પાલ્હણની—જે પણ કવિ હતો—વિનતી ઉપરથી કરી હતી. દેહડ એ અણહિલવાડ પાટણના રાજાઓ કુમારપાળ અને અજયપાળના એક દરબારી વર્ધમાનનો પુત્ર હતો.[૧૮૦] કુમારપાળ ઈ. સ. ૧૧૭૪માં મરણ પામ્યો[૧૮૧] તથા એની પછી અજયપાળ ગાદીએ આવ્યો જેનું ઈ. સ. ૧૧૭૭માં ખૂન થયું હતું.[૧૮૨] હવે જો માણિક્યચન્દ્રે અજયપાળના એક દરબારીના પુત્ર અને પૌત્રની વિનતીથી લખ્યું હોય (પૌત્ર પણ પુખ્ત વયનો હોવો જોઈએ, કેમકે માણિક્યચન્દ્રે એનો નિર્દેશ **प्रज्ञावता सत्कविपुङ्गवेन** એ પ્રમાણે કર્યો છે) તો એ સ્પષ્ટ છે કે એમના ગ્રન્થો અજયપાળ કરતાં ઠીક ઠીક આ તરફના હોવા જોઈએ દેખીતું છે કે એ ગ્રન્થોની રચના ઈ. સ. ૧૨૨૦ ('પાર્શ્વનાથચરિત'ના રચનાવર્ષ) આસપાસ થઈ હોવી જોઈએ

### વસ્તુપાળ સાથે માણિક્યચન્દ્રનો સંપર્ક

**૧૩૦.** (૩) ત્રીજું, વસ્તુપાળ સાથે માણિક્યચન્દ્ર ગાઢ સંપર્કમાં આવ્યા હતા એમ બતાવતો વિશ્વાસપાત્ર ઐતિહાસિક પુરાવો છે જિનભદ્રકૃત સમકાલીન (પેરા ૧૧૭) 'પ્રબન્ધાવલિ' (ઈ. સ. ૧૨૩૪) અનુસાર, માણિક્યચન્દ્ર જ્યારે ખંભાત પાસેના વટકૂપ(વડવા)માં રહેતા હતા ત્યારે વસ્તુપાળે એમને પોતાની પાસે આવવા નિમંત્રણ આપ્યું હતું.[૧૮૩] માણિક્યચન્દ્રે બીજાં કાર્યોના રોકાણને લીધે નિમંત્રણ સ્વીકાર્યું નહોતું.[૧૮૪]

---

૧૮૦ પિટર્સન, ઉપર્યુક્ત

૧૮૧ બોગે, પુ. ૧, ભાગ ૧, પૃ. ૧૮૪

૧૮૨ એજ, પૃ. ૧૯૫

૧૮૩ પુમસં, પૃ. ૬૩-૬૪, વળી એજ, પૃ. ૭૬ ૭૭

૧૮૪ વચ (૭ ૯૮ થી ૧૧૩) અનુસાર વસ્તુપાળે પોતાની એક સંઘયાત્રામાં જોડાવા માણિક્યચન્દ્રને નિમંત્રણ આપ્યું હતું, પણ તેઓ 'સંકેત'ના લેખનકાર્યમાં રોકાયેલા હોવાથી આવી શક્યા નહોતા, તેમણે પોતાના કોઈ શિષ્યને પણ મોકલ્યો નહોતો

આથી ખિન્ન થઈને વસ્તુપાળે માણિક્યચન્દ્રને એક-કટાક્ષગર્ભિત એક શ્લોક મોકલ્યો, જેમાં **घटकृप** શબ્દ ઉપર શ્લેષ કરીને તેણે માણિક્યચન્દ્રને કૂવામાંના દેડકા સાથે સરખાવ્યા માણિક્યચન્દ્રે એવા જ કટાક્ષમય શ્લોકમાં એનો જવાબ આપ્યો આથી આચાર્ય પોતાની પાસે આવે એ માટે વસ્તુપાળે ખંભાતમાંની તેમની પૌષધશાળામાંથી હસ્તપ્રતો અને બીજી વસ્તુઓ ખસેડીને એક સ્થળે મુકાવી દીધી એટલે આચાર્ય આવીને મંત્રીને મળ્યા અને કહ્યું "મંત્રના ધુરીણ એવા તમે વિદ્યમાન હોવા છતાં અમારી પૌષધશાળામાં આ ઉપદ્રવ શાથી?" મંત્રીએ સ્મિતપૂર્વક ઉત્તર આપ્યો "પૂજ્યનું આગમન નહોતું થતું એ જ કારણે" પછી મંત્રીએ આચાર્યને બધું પાછું આપ્યું, અને એમનું જાહેર સન્માન કર્યું[૧૮૫] એ જ 'પ્રબન્ધાવલિ' પ્રમાણે, વસ્તુપાળના એક મિત્ર અને સમકાલીન યશોવીર( પૅરા ૯૭ )ના સંપર્કમાં પણ માણિક્યચન્દ્ર હતા[૧૮૬] હવે, જો આપણે 'સંકેત'નું રચનાવર્ષ ઈ સ ૧૧૬૦ માનીએ તો ગંભીર કાલવ્યુત્ક્રમનો દોષ ઉત્પન્ન થશે, કેમકે એ વર્ષમાં વસ્તુપાળનો જન્મ પણ થયો નહોતો ઉપર સૂચવ્યા પ્રમાણે ઈ સ ૧૨૧૦ કે ૧૧૯૦નું વર્ષ એ ઐતિહાસિક પ્રમાણો સાથે સુસંગત છે

**૧૩૧.** પ્રબન્ધો ઉપરથી જણાય છે કે વસ્તુપાળ અને માણિક્યચન્દ્રના સંબંધો શરૂઆતમાં પરસ્પરને અનુકૂળ નહોતા, પણ ધીરે ધીરે તેઓ પરસ્પરની નજીક આવ્યા હતા અને વસ્તુપાળે હસ્તપ્રતો આદિ પૂરાં પાડીને માણિક્યચન્દ્રની સાહિત્યપ્રવૃત્તિમાં અગત્યની સહાય કરી હતી વસ્તુપાળની પ્રશંસાના માણિક્યચન્દ્રકૃત કેટલાક શ્લોકો પ્રબન્ધોમાં ઉદ્ધૃત થયેલા છે[૧૮૭]

## અન્ય કવિઓ અને વિદ્વાનો

### હરિહર સાથેની મદનની સ્પર્ધા

**૧૩૨.** ઉપર જેમની વાત કરી છે એ બધા કવિપંડિતો ઉપરાંત બીજા પણ એવા અનેક કવિઓ અને વિદ્વાનો હતા, જેઓ વસ્તુપાળના સંપર્કમાં આવ્યા હતા અને એની પાસેથી એક અથવા બીજી રીતે આશ્રય પામ્યા હતા એમને વિશેના પરંપરાગત વૃત્તાન્તો પ્રબન્ધોમાં સચવાયા છે, અને તેઓના જીવન વિશે એમાં તપાસ કરતાં એ કાળના સાહિત્યિક વાતાવરણનું પણ કેટલુંક દર્શન થાય છે આવા કવિઓમાં એક મદન નામે હતો 'પ્રબન્ધકોશ'ના ૧૪મા પ્રબંધમાં જેનું જીવન વર્ણવ્યું છે એ દિગંબર મદકીર્તિથી

---

૧૮૫ વચ ( ૭ થી ૧૧૩ ) અનુસાર વસ્તુપાળે પોતાના પુસ્તકાલયમાંથી માણિક્યચન્દ્રને બધા મહત્ત્વના શાસ્ત્રોની એક એક નકલ ભેટ આપી હતી

૧૮૬ પુપ્રસં પૃ ૫૦

૧૮૭ એ જ, પૃ ૬૪ અને ૭૭

એને અભિન્ન ગણવાનો પ્રયાસ ડૉ ભાંડારકરે કર્યો છે[૧૮૮] જો કે આ માત્ર એક તર્ક જ છે, અને એ માટેનો કોઈ ઐતિહાસિક પુરાવો નથી સંવત ૧૨૯૮ (ઇ સ ૧૨૪૧)માં શત્રુંજય ઉપર કોતરાયેલા એક લેખમાં (જુઓ ટિપ્પણ ૧૧૫) એ પ્રશસ્તિપટ્ટિકાના કર્તા તરીકે પ્રાગ્વાટ જયંતના પુત્ર મદનનો ઉલ્લેખ છે, પણ તે ઉપર્યુક્ત મદન હશે કે બીજો કોઈ એ નિશ્ચય પૂર્વક કહી શકાય એમ નથી 'પુરાતન-પ્રબન્ધ સંગ્રહ' નોંધે છે કે વસ્તુપાળની સભામાં મદન અને હરિહર (પૅરા ૮૦-૮૪) નામે બે કવિઓ હતા તેઓ પરસ્પર ખૂબ મત્સર રાખતા હતા, આથી વસ્તુપાળે પોતાના દૌવારિકને આજ્ઞા કરી હતી "જ્યારે આ બેમાંથી એક પંડિત અંદર હોય ત્યારે બીજાને પ્રવેશ કરવા દેવો નહિ" પણ એક વાર મંત્રીની સાથે હરિહર વિદ્યાવિનોદ કરતો હતો ત્યારે મદન આવી પહોંચ્યો, અને તેણે કહ્યું—

**हरिहर परिहर गर्वं कविराजगजाङ्कुशो मदन ।**

એ સાંભળીને હરિહરે તુરત પ્રત્યુત્તર આપ્યો—

**मदन विमुद्रय वदनं हरिहरचरितं स्मरातीतम् ॥**

પછી એમના વાદનો અંત લાવવા માટે મંત્રીએ વિનોદમાં કહ્યું 'જે શાકકવિત્વથી સો કાવ્યો રચી કાઢે એને મહાકવિ કહું" એટલે મદને નારિયેળના વર્ણનનાં સો કાવ્ય રચ્યાં, હરિહર માત્ર સાતની રચના કરી શક્યો એટલે મંત્રીએ કહ્યું " "હરિહર તો હાર્યા" આથી કોઈ ગામડિયા વણકરે વણેલા પુષ્કળ ગામઠી વસ્ત્રો અને રાણીઓને પહેરવા લાયક, લાંબે સમયે વણાયેલ એકાદ કીમતી વસ્ત્ર વચ્ચેનો ભેદ પાડતો એક શ્લોક તત્કાલ કહીને હરિહરે એમ બતાવવા પ્રયત્ન કર્યો કે કવિતાના વિષયમાં પ્રમાણનું નહિ, પણ ગુણનું મહત્ત્વ છે—

**रे रे ग्रामकुविन्द कन्दलयता वस्त्राण्यमूनि त्वया**
**गोणीविभ्रमभाजनानि बहुशः स्वात्मा किमायास्यते ।**
**अप्येकं रुचिरं चिरादभिनवं वासस्त्वदासूत्र्यता**
**यन्नोज्झन्ति कुचस्थलात् क्षणमपि क्षोणीभृतां वल्लभाः ॥**

આ સાંભળી મંત્રીએ હર્ષથી બન્નેનો સત્કાર કર્યો[૧૮૯] 'પુરાતન પ્રબન્ધ-સંગ્રહ' આપેલી હકીકતોને કૃષ્ણકૃત 'સુભાષિતરત્નકોશ'નું અનુમોદન મળે છે, કેમકે હરિહર અને મદનની સ્પર્ધા સૂચવતા શ્લોકો એમાં ઉદ્ધૃત થયેલા છે[૧૯૦]

૧૮૮ ભાંડારકર રિપૉર્ટ ૪, પૃ ૭૧
૧૮૯ પુપ્રસ, પૃ ૭૭
૧૯૦ ભાંડારકર ઉપયુક્ત પૃ ૫૭

### પાલ્હણપુત્ર, ચાચરિયાક અને અન્ય કવિ પંડિતો

૧૩૩. જયપાલે આબુ ઉપર ઈ સ ૧૨૩૧ માં મન્દિરો બંધાવ્યાં એ ઘટના વર્ણવતો અપભ્રંશ 'આબુરાસ' ઈ સ ૧૨૩૩ (સં ૧૨૮૯)માં રચનાર, પોતાને પાલ્હણપુત્ર તરીકે ઓળખાવતો એક કવિ થઈ ગયો દેખીતી રીતે જ વસ્તુપાળના સંપર્કમાં આવેલા કવિઓમાંનો એ એક હોવો જોઈએ ચાચરિયાક નામે એક વિદ્વાન વસ્તુપાળના સમયમાં દૂર દેશથી ધોળકા આવ્યો હતો, એની વાણી સાંભળવા માટે ઉદયપ્રભસૂરિ પણ વેશપલટો કરીને જતા હતા વસ્તુપાળ બે હજાર દ્રમ્મ પ્રીતિદાન આપીને એનો જાહેરમાં સત્કાર કર્યો હતો[191] આમાં ચાચરિયાક નામને તુ વિશેષ નામ નહિ, પણ સામાન્ય નામ સમજું છું સં ચત્વર > પ્રા ચચ્ચર > ગુજ ચાચર–ચોગાનમાં કથા કરે તે, વ્યાસ, એવો એનો અર્થ થઈ શકે આ ચાચરિયાકને હરદેવ નામે શિષ્ય હતો એને પણ 'ચાચરિયાક' કહેવામાં આવ્યો છે, એથી એ શબ્દના ઉપર મેં સૂચવેલા અર્થને પુષ્ટિ મળે છે આ હરદેવે રામાયણની કથાનું ગાન કરીને આશાપલ્લીના લોકોને મુગ્ધ કરી દીધા હતા[192] પિપ્પલાચાર્ય નામના બે વક્તાઓ–કથાકારોએ તેજપાળ અને અનુપમા આગળ મહાસતી ચન્દનબાળાના ચરિત્રનું ગાન કરી, એમને પ્રસન્ન કરીને ચાલીસ હજાર દ્રમ્મ મેળવ્યા હતા[193] આ ઉપરાંત બીજા અનેક કવિઓ અને ભાટચારણોના નામ આપણને મળે છે–વામનસ્થળીનો યશોધર,[194] માધવ,[195] કૃષ્ણનગરનો કમલાદિત્ય,[196] શંકરસ્વામી,[197] દામોદર,[198] વિકલ,[199] પ્રભાસપાટણનો વૈરિસિંહ[200] જયન્તસિંહ અથવા જયદેવ,[201] ઇત્યાદિ આ બધા વિવિધ પ્રકારે વસ્તુપાળના સંપર્કમાં આવેલા હતા અને યાત્રા, વિજય, કવિસભા અથવા સત્કારસમારંભ જેવા વિવિધ પ્રસંગોએ એમણે કહેલાં કાવ્યો કે શ્લોકો

---

૧૯૧ પુપ્રસ પૃ ૭૬
૧૯૨ એ જ પૃ ૭૮
૧૯૩ એ જ પૃ ૭૫
૧૯૪ એ જ પૃ ૬૨
૧૯૫ એ જ પૃ ૬૨
૧૯૬ વકો પૃ ૧૨૦
૧૯૭ વચ ૪ ૭૩૬ ૭૩૭
૧૯૮ એ જ ૬ ૮૧
૧૯૯ એ જ ૬ ૩૬૪
૨૦૦ એ જ ૮–૨૪૬
૨૦૧ પ્રચિ પૃ ૧૦૩ ઉત પૃ ૭૬

પ્રબન્ધોમાં નોંધાયાં છે એમને વસ્તુપાળે વિપુલ પ્રીતિદાન આપ્યાં હતાં.

**વસ્તુપાળના કુટુંબી જનોની કાવ્યરચના**

૧૩૪. વસ્તુપાળના કેટલાક કુટુંબી જનોએ કાવ્યરચના કરી હોવાની હકીકત પ્રબન્ધોમાં આપેલી છે એ નોંધવું અહીં પ્રસ્તુત થશે. કેટલાક શ્લોકો તેજપાળના આપવામાં આવ્યા છે,[202] એમાં આબુ ઉપર યશોવીરની [illegible] તેણે કહેલા શ્લોક ખાસ નોંધપાત્ર છે.[203] તેજપાળની વિદુષી પત્ની અનુપમા જેને સર્વદર્શનોના અનુયાયીઓ પ્રત્યેના સમભાવને કારણે 'ષડ્દર્શનમાતા' તરીકે ઓળખવામાં આવતી હતી તેનો ઉલ્લેખ એક 'કંકણકાવ્ય' (સ્ત્રીની રચના ?) કરનાર તરીકે થયો છે, અને 'કંકણકાવ્ય' તરીકે ગણાયેલો એ શ્લોક પણ પ્રબન્ધમાં આપેલો છે.[204] વસ્તુપાળનો પુત્ર જયન્તસિંહ અથવા જૈત્રસિંહ, જે આપણે અગાઉ જોયું તેમ (પૃષ્ઠ ૧૧૭ અને ૧૨૬) વિદ્યાવિલાસી હતો તેણે પોતાના પિતાના મરણસમયે કહેલો શ્લોક એક કરતાં વધારે પ્રબન્ધોમાં આપવામાં આવ્યો છે.[205] એક પ્રકારના સાહિત્યિક વાતાવરણમાં ઊછરેલી વ્યક્તિઓ પોતે કવિ ન હોય તોપણ અમુક વિશિષ્ટ પ્રસંગ કે પરિસ્થિતિના સ્પર્શથી કાવ્યરચના કરી શકે એમાં કંઈ આશ્ચર્ય નથી. એ રીતે પ્રબન્ધોમાં આપેલી આ હકીકતો વિશે સંદેહ કરવાનું કારણ નથી.

**અજ્ઞાતનામા કવિઓ**

૧૩૫. આ ઉપરાંત બીજા અનેક એવા કવિઓ હતા જેમનાં નામ જાણવામાં નથી, પણ જેમણે વિવિધ પ્રસંગોએ રચેલા વસ્તુપાળના સ્તુતિશ્લોકો પ્રબન્ધોમાં નોંધાયા છે. અજ્ઞાતનામા કવિઓના આવા પ્રશસ્તિશ્લોકોની સંખ્યા સહેજે એક સો કરતાં પણ વધારે થવા જાય છે. એ સર્વના રચયિતાઓને વસ્તુપાળે જુદી જુદી રીતે ઉત્તેજન આપ્યું હતું તથા એમને વિપુલ પ્રીતિદાન અપાયાં હતાં એવી નોંધ પ્રબન્ધોમાં વારંવાર કરવામાં આવી છે. આ કવિઓમાં [illegible] ભાટચારણો પણ હતા, જેમણે અપભ્રંશ દુહાઓમાં પોતાના આશ્રયદાતાની સ્તુતિ કરી છે.[206] અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં મુક્તકો અને સુભાષિતોની રચના માટે દુહા એ સૌથી વધુ પ્રચલિત છંદ હતો એ જાણીતું છે.

---

૨૦૨ પુપ્રસં પૃ ૭૦, પ્રકો. પૃ ૧૦૮

૨૦૩ વચ ૮ ૨૧૦

૨૦૪ પુપ્રસં પૃ ૬૩, [illegible] પૃ ૭૭

૨૦૫. વચ ૮ ૪૮૦

૨૦૬ ઉદાહરણ તરીકે જુઓ પુપ્રસં પૃ ૧૩-૧૪, [illegible] પૃ ૭૨

# પ્રકરણ ૬

## મહાકાવ્ય

૧૩૬. પ્રસ્તુપાળના સાહિત્યમંડળનો ઐતિહાસિક દૃષ્ટિએ તથા એમાંના કવિપંડિતોના જીવનવૃત્તની દૃષ્ટિએ અભ્યાસ કર્યા પછી તેમણે સંસ્કૃત સાહિત્યમાં આપેલા ફાળાનો આપણે વિચાર કરીએ એ માટે કવિપંડિતોએ રચેલી સાહિત્યકૃતિઓની સમાલોચના કરવી જરૂરી છે. પ્રકાર અનુસાર એ સાહિત્યના વિભાગો પાડીને આ સમાલોચના કરવાનું સગવડભર્યું થશે. સૌ પહેલું આપણે મહાકાવ્ય લઈએ.

### મહાકાવ્યનાં લક્ષણો

૧૩૭. મહાકાવ્ય ('મોટું વર્ણનાત્મક કાવ્ય')[1] એ સંસ્કૃત સાહિત્યનું કદાચ સૌથી વધુ લોકપ્રિય સ્વરૂપ છે અને અશ્વઘોષના સમયથી અથવા તેનીયે પહેલાંથી સેંકડો કવિઓએ એ પ્રકારની રચના કરી છે. લોકપ્રિયતા પરત્વે એની કંઈક તુલનામાં ઊભો રહી શકે એવો પ્રકાર માત્ર નાટકનો છે. 'કાવ્યાદર્શ'માં દંડીએ (ઇ. સ. ૬૦૦ આસપાસ) મહાકાવ્યનાં લક્ષણો નીચે પ્રમાણે વર્ણવ્યાં છે: "સર્ગબંધ તે મહાકાવ્ય છે. તેનું લક્ષણ કહું છું. આશિષ, નમસ્કાર કે વસ્તુનિર્દેશ એ તેનો મુખબંધ છે. ઇતિહાસની કથા ઉપર રચાયેલું અથવા બીજું જેમાં સત્પુરુષોનો આશ્રય હોય તેવું ('સદાશ્રય') ચતુર્વર્ગના ફલવાળું, ચતુર અને ઉદાત્ત નાયકવાળું, નગર, સમુદ્ર, પર્વત, ઋતુ, ચન્દ્ર સૂર્યના ઉદય વગેરેનાં વર્ણનોથી તેમજ ઉદ્યાનક્રીડા, જલક્રીડા, મધુપાન અને રતોત્સવથી, તેમ વળી વિપ્રલંભ, વિવાહ તથા કુમારના જન્મ અને ઉદયનાં વર્ણનોથી, તેમ મંત્રણા, દૂત, પ્રયાણ, યુદ્ધ અને નાયકના અભ્યુદયથી અલંકૃત, અસંક્ષિપ્ત, ચાલુ રસ અને ભાવવાળું, બહુ લાંબા નહિ એવા સર્ગોવાળું, શ્રવ્ય વૃત્તોવાળું, યોગ્ય સંધિઓવાળું, બધે જ ભિન્ન વૃત્તાન્તવાળું (અર્થાત્ જેના પ્રત્યેક સર્ગને અંતે ભિન્ન વૃત્ત આવે છે એવું), લોકનું રંજન કરે તેવું અને સારા અલંકારવાળું કાવ્ય કલ્પથી પણ વધુ ટકે એવું થાય છે."[2]

---

૧. 'રામાયણ' અને 'મહાભારત'થી ભેદ દર્શાવવા માટે 'મહાકાવ્ય'નું આ રીતે શાબ્દિક ભાષાન્તર કર્યું છે. 'રામાયણ' અને 'મહાભારત' માટે વીરકાવ્ય (Epic) શબ્દ વાપરી શકાય.

૨. 'કાવ્યાદર્શ', ૧-૧૪ થી ૧૯. ઉપરનું ભાષાન્તર શ્રી. ડોલરરાય માંકડનું છે (જુઓ 'સંદેશ' દીપોત્સવી અંક, સં. ૨૦૦૬, પૃ. ૨૭). મહાકાવ્યની બીજી બે વિગતવાર વ્યાખ્યાઓ માટે જુઓ રુદ્રટનો 'કાવ્યાલંકાર' ૧૬-૭ થી ૧૮ અને 'સાહિત્યદર્પણ', ૬-૩૧૫ થી ૩૨૫.

૧૩૮. આ વ્યાખ્યામાં કહ્યું છે તે પ્રમાણે, મહાકાવ્ય ઇતિહાસકથાને આધારે અથવા પરંપરાથી ઊતરી આવેલી કથાને આધારે રચાય છે. અથવા દંડીએ કહ્યું છે તેમ, 'સદાશ્રય' અર્થાત્ સત્પુરુષોના વૃત્તાન્તને આધારે રચાયું હોય અથવા અર્વાચીન અર્થમાં ઐતિહાસિક વસ્તુ ધરાવતું હોય. સંસ્કૃતનાં મોટા ભાગનાં મહાકાવ્યો ઇતિહાસકથા અથવા પૌરાણિક વસ્તુના આધારે રચાયેલાં છે. અર્વાચીન અર્થમાં ઐતિહાસિક કહી શકાય એવા વિષયો ઉપર લખાયેલાં મહાકાવ્યો તો તુલનાએ પછીના સમયમાં મળે છે. પણ આપણી સાહિત્યરુચિ આખાયે ભારતને પરિચિત એવા પૌરાણિક પુરુષોની કથાઓને આધારે વિકસેલી હતી, અને ઇતિહાસકાળમાં થયેલા, મુકાબલે ઓછા જાણીતા વીર પુરુષો જેમાં નાયક તરીકે આવે છે એવાં મહાકાવ્યો પ્રમાણમાં મર્યાદિત પ્રસિદ્ધિ જ પામી શક્યાં. આવું સર્વસામાન્ય વલણ હોવા છતાં ભારતના કેટલાક પ્રદેશોમાં—ખાસ કરીને ગુજરાતમાં—ઐતિહાસિક ઘટનાઓ અને વ્યક્તિઓ પરત્વે ઠીક ઠીક સંખ્યામાં મહાકાવ્યો રચાયાં છે, અને પ્રમાણમાં લોકપ્રિય પણ થયાં છે. જે ઐતિહાસિક મહાકાવ્યોની આ પ્રકરણમાં આપણે સમાલોચના કરવાના છીએ એઓની પૂર્વે ગુજરાતમાં એ પ્રકારની રચનાઓમાં હેમચન્દ્રકૃત બે 'દ્વયાશ્રય' કાવ્યો (પૅરા ૨૪) છે, તથા એની પછી ગણપતિ વ્યાસકૃત 'ધારાધ્વંસ' જેનો ઉલ્લેખ નાનાકની પ્રશસ્તિમાં (પૅરા ૮૮), જયસિંહસૂરિનું 'કુમારપાલચરિત' મહાકાવ્ય (ઈ. સ. ૧૩૬૭), પ્રતિષ્ઠા સોમનું 'સોમસૌભાગ્ય' (ઈ. સ. ૪૬૮), દેવવિમલનું 'હીરસૌભાગ્ય' (ઈ. સ. નો ૧૭મો સૈકો) અને બીજી રચનાઓ છે; અને કેટલાંક ઐતિહાસિક ચરિત્રોને પણ સગવડભરી રીતે આ કોટિમાં મૂકી શકાય. મહાકાવ્યના પ્રકરણમાં વસ્તુપાળના સાહિત્યમંડળનો ફાળો ચાર ઐતિહાસિક મહાકાવ્યોનો અને બ્રાહ્મણ અથવા જૈન પુરાણકથા વિશેના કેટલાંક મહાકાવ્યોનો છે. ઐતિહાસિક અને પૌરાણિક મહાકાવ્યોની સમાલોચના જુદી જુદી કરવી સગવડભરી થશે.

### મહાકાવ્યોના પ્રશિષ્ટ નમૂનાઓનો ગુજરાતમાં અભ્યાસ

૧૩૯. આ કૃતિઓની સમાલોચના કરતી વખતે આપણે ધ્યાનમાં રાખવાનું છે કે કાલિદાસાદિમાં મળે છે એવી પ્રથમ પંક્તિની કવિતાની અપેક્ષા આપણે એમાં ન રાખીએ તોપણ તેઓની સાહિત્યિક સિદ્ધિ નગણ્ય નથી, કેમકે પ્રશિષ્ટ કાવ્યસાહિત્યના ગાઢ અધ્યયનના પરિપાકરૂપ આ રચનાઓ છે. અગાઉ આપણે જોયું તેમ, મધ્યકાલીન ગુજરાતમાં જ્ઞાન વિદ્યાપ્રવૃત્તિ

હતી અને કાલિદાસ, ભટ્ટિ, ભારવિ, માઘ અને પાછળથી શ્રીહર્ષ જેવા પ્રશિષ્ટ કવિઓની રચનાઓનો અહીં ઉત્સાહપૂર્વક અભ્યાસ થતો હતો તથા એ ઉપર ટીકા ટિપ્પણ રચાતાં હતાં,[3] અને એથી ઊગતા કવિઓને પોષણ મળતું હતું, નાટકના પ્રેમીઓમાં હર્ષનાં નાટકો અને મુરારિનું 'અનર્ઘરાઘવ' ખૂબ લોકપ્રિય હતાં. આમ છતાં, જે રચનાઓની આપણે અહીં સમાલોચના કરીશું તે પ્રાચીન પ્રશિષ્ટ કવિઓની રચનાનું અનુકરણ માત્ર નથી રહેતી, વર્ણનો અને વિષયોની બાબતોમાં એમને પ્રાચીનતર કાવ્યોમાંથી પ્રેરણા મળતી છે, પણ એમનું પોતાનું અલગ વ્યક્તિત્વ છે અને કેટલાક દાખલાઓમાં તો આપણને એવાં સુંદર કાવ્યો મળે છે કે જેઓને મધ્યકાલીન સંસ્કૃત કવિતાના સર્વોત્તમ નમૂનાઓમાં ગણી શકાય.

## ઐતિહાસિક મહાકાવ્યો

### સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી'

૧૪૦. ઐતિહાસિક મહાકાવ્યોનો વિચાર કરતાં સૌ પહેલાં આપણે સોમેશ્વરનું 'કીર્તિકૌમુદી' લઈએ. અગાઉ જોયું છે તેમ, વાઘેલાઓના તથા વસ્તુપાળના ઇતિહાસને લગતા સમકાલીન મૂળ ગ્રન્થોમાં તે મુખ્ય છે.[4] નવ સર્ગનું એ મહાકાવ્ય છે, અને એમાં બધા મળીને ૭૨૨ શ્લોકો છે. પહેલા સર્ગમાં ધર્મના ચાર યાત્રિકો પહેરેગીર જેવા વિષ્ણુના ચાર હાથને સ્મરીને કવિ શિવ અને સરસ્વતીને વંદન કરે છે. પછી તે કવિપ્રશંસા કરે છે અને તેમાં વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, માઘ, ભારવિ, બાણ, ધનપાલ, બિલ્હણ, હેમચન્દ્ર, નીલકંઠ અને પ્રહ્લાદન એ કવિઓની પ્રશંસાના શ્લોકો આપે છે. વસ્તુપાળના સાહિત્યમંડળના કવિઓમાં નરચન્દ્ર, વિજયસેન, સુભટ અને યશોવીરની તેણે પ્રશંસા કરી છે. પછી થોડા શ્લોકોમાં સજ્જનોની પ્રશંસા અને દુર્જનોની નિંદા કરીને સોમેશ્વર કહે છે કે વસ્તુપાળનું કુલ, ઉદારતા, સન્માન, ઉત્તમ આચાર, ડહાપણ, દયા, ન્યાય અને પોતામાં (અર્થાત્ સોમેશ્વરમાં) ભક્તિ જોઈને પોતે અને વિગેરેનું કાવ્ય લખવા પ્રેરાયો છે, અને મંત્રીના ગુણ ગાવાને પોતાની ગિરા જાણે કે ઉતાવળી થાય છે (શ્લોક ૪૪–૪૭). પછી કવિ અણહિલવાડ પાટણનું વર્ણન આપે છે, જે અલંકાર

3 સંસ્કૃત પંચકાવ્યો ઉપર ગુજરાતમાં રચાયેલી ટીકાઓ માટે જુઓ ભાવિ, પુ. ૨, પૃ. ૨૬૭ થી આગળ, પુ. ૪૧૭ થી આગળ, પુ. ૩, પૃ. ૨૫ થી આગળ.

4 'કીર્તિકૌમુદી'ના વસ્તુપરિચય માટે જુઓ 'જૈન સત્યપ્રકાશ' માર્ચ ૧૯૫૦—મારો લેખ 'સોમેશ્વરકૃત કીર્તિકૌમુદી'.

પૂર્ણ હોવા છતાં ગુજરાતની રાજધાનીની જાહોજલાલીનો ખ્યાલ આપી શકે એટલું વિગત-ભરપૂર છે બીજી અનેક હકીકતો સાથે કવિએ સહસ્રલિંગ સરોવરની તથા એને કિનારે આવેલા કીર્તિસ્તંભની નોંધ લીધી છે (શ્લોક ૭૧-૮૧)

**૧૪૧.** બીજા સર્ગમાં મૂળરાજથી માંડી ધોળકાના વાઘેલા લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલ સુધીના ગુજરાતના રાજાઓનો ઇતિહાસ આપ્યો છે મૂળરાજ, ચામુંડ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમ, કર્ણ, જયસિંહ સિદ્ધરાજ, કુમારપાળ, અજયપાળ, મૂળરાજ બીજા અને ભીમદેવ બીજાની રાજકીય કારકિર્દીની તથા એમના પરાક્રમોની થોડીક કવિત્વમય પંક્તિઓમાં કવિ વાત કરે છે (શ્લોક ૧-૬૧), અને વાઘેલા વંશના મૂળ પુરુષ ધવલ અને ગુજરાતના ચૌલુક્ય રાજ્યને દૃઢ બનાવવામાં ફાળો આપનાર એના પુત્ર અર્ણોરાજ સુધી આવે છે અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદ અને પૌત્ર વીરધવલનો વૃત્તાન્ત સ્વાભાવિક રીતે જ કવિ વધારે વિસ્તારથી આપે છે એમણે વસ્તુપાળ અને તેજપાળને પોતાના મંત્રીઓ તરીકે પસંદ કર્યા હતા લવણપ્રસાદે પોતાના ખડ્ગથી નડૂલના સ્વામીને હરાવ્યો હતો એના સુરાજ્યમાં ચોરીનું નામ નહોતું, માત્ર એ પોતે જ શત્રુ રાજાઓની કીર્તિનું હરણ કરતો હતો એનો પુત્ર વીરધવલ પોતાના પિતાની આકૃતિનું એટલું સામ્ય ધરાવતો હતો કે જાણે દર્પણમાં પડેલું એનું પ્રતિબિંબ ન હોય ! (શ્લોક ૬૬-૭૭) એક વાર પ્રભાતે નિદ્રામાંથી જાગીને લવણપ્રસાદે રાત્રિએ પોતાને આવેલા સ્વપ્નની વાત કહેવા માટે પુરોહિત સોમેશ્વરદેવને (અર્થાત્ કવિને) બોલાવ્યો પુરોહિતે આવીને આશીર્વચન ઉચ્ચાર્યાં અને તે આસન ઉપર બેઠો, એટલે પુત્ર વીરધવલને સાથે રાખીને લવણપ્રસાદે આમ કહેવા માંડ્યું (શ્લોક ૮૩-૮૬) "રાત્રે હું કૈલાસ પર્વત ઉપર ચડ્યો અને ત્યાં પ્રત્યક્ષ શિવની પૂજા કરી શિવની પૂજા સંપૂર્ણ કરીને હું સમાધિમાં લીન થયો ત્યાં ચન્દ્ર જેવા મુખવાળી, રાકા જેવા સૌન્દર્યવાળી, શ્વેત વસ્ત્રોમાં સજ્જ થયેલી, શ્વેત તિલકવાળી અને હાથમાં શ્વેત માળા ધારણ કરેલી એક સ્ત્રીને મેં જોઈ આશ્ચર્ય પામીને મેં પૂછ્યું કે 'તું કોણ છે ? કોની છે ? અને અહીં કેમ આવી છે ?' તેણે ઉત્તર આપ્યો કે 'હે વીર ! ગુર્જર રાજ્યની લક્ષ્મી હું અને શત્રુઓથી અત્યંત દુઃખી થયેલી છું અરે ! એ ગુર્જરેન્દ્રો અને કુંજરેન્દ્રો શત્રુઓ વડે હણાઈ ગયા છે, જેમના ભુજોમાં અને દંતોમાં મારો નિવાસ હતો આજે જે બાલ અથવા મૂર્ખ રાજા રાજ્ય કરે છે એ શત્રુ સૈન્યોને ખાળવાને સમર્થ નથી એના મંત્રીઓ : માંડલિકોમાં ક્રમ કે પરાક્રમ

કશું નથી હું કે જે એમના સ્વામીની સ્ત્રી છું એની પણ તેઓ કામના કરે છે સુવર્ણરૂપી કવચથી જેણે મારું રક્ષણ કર્યું હતું એ પુરોહિત આમશર્મા વિદ્યમાન નથી જેણે પોતાની મંત્રશક્તિથી વિરોધી ક્ષત્રિયોને વશ કર્યા હતા એ મુંજાલનો પુત્ર પણ નથી શત્રુઓના હસ્તીઓની ગંધ પણ જે સહન કરી શકતો નહોતો એ ગર્ષ્ટકૂટનગરનો પ્રતાપમલ્લ પણ નથી મારા પોતાના માણસોએ જ મારી હલકી દશા કરી છે, એક માત્ર જગદ્દેવને જ કારણે ગુર્જરપુરીમાં શત્રુઓ પેસી શક્યા નથી ગુર્જર દેશની રાજધાનીમાં રાત્રે દીવા પણ થતા નથી, રાત્રે ફરતા હાથનગારાથી જે પુરી ગાજી રહેતી તેમાં શિયાળના શબ્દ કરે છે વૃક્ષો ભાગી પડવાથી આ નગરી જાણે કે મુંડિત અને કિલ્લો પડી જવાથી જાણે કે કુંડલવિહીન થઈ ગઈ છે તારા પુત્ર વીરધવલ સહિત તું મારું રક્ષણ કર' આમ બોલીને એ દેવીએ શ્વેત માળા મારા કંઠમાં પહેરાવી અને મારી નિદ્રાની સાથે તે પણ ક્યાંક ચાલી ગઈ હવે કહો કે આનો અર્થ શો લવણપ્રસાદની આ વાત સાંભળીને સોમેશ્વર કહ્યું કે "રાજા ! તમને ધન્ય છે શ્રી પોતે જ તમને વરવા માટે આવી છે, માટે એનો સ્વીકાર કરો અને ઉત્તમ મંત્રીઓની નિમણૂક કરો "

૧૪૭. આ રૂપકપ્રધાન વર્ણન એમ સૂચવે છે કે દુર્વ્યવસ્થા દૂર કરવા માટે તથા રાજ્યનું રક્ષણ કરવા માટે અણહિલવાડના રાજકારોભારની લગામ લવણપ્રસાદ પોતાના હાથમાં લીધી હતી આજ રૂપક થોડા ફેરફારો, અવતરણો અને ઉમેરાઓ સાથે 'સુકૃતસંકીર્તન અને 'વસન્તવિલાસ' જેવા બીજા સમકાલીન કાવ્યોમાં તથા પ્રબન્ધકોશ' અને વસ્તુપાલચરિત' જેવા પછીના સમયના પ્રબન્ધાત્મક ગ્રન્થોમાં નજરે પડે છે ખરી વસ્તુ એ હોઈ શકે કે ભીમદેવના શત્રુઓના નાશ કરવા માટે લવણપ્રસાદ અને વીરધવલે રાજનીતિ સમેત અનેક ઉપાયો અજમાવ્યા હશે, એથી ગુર્જર રાજલક્ષ્મીના હિતમાં આ બધા ઉપાયોને ન્યાય્ય ઠરાવવાનો પ્રયત્ન સોમેશ્વર અને બીજા સમકાલીન કવિઓએ કર્યો હશે, જેને પાછળના લેખકો પણ અનુસર્યા જણાય છે

૧૪૮. ત્રીજા સર્ગમાં ચંડપથી માંડીને વસ્તુપાલના પૂર્વ પુરુષોનો વૃત્તાન્ત કવિ આપે છે અને વસ્તુપાળના પુત્ર જૈત્રસિંહના તથા તેજપાળના પુત્ર લાવણ્યસિંહનો ઉલ્લેખ કરીને એ વર્ણન પૂરી કરે છે (શ્લોક ૧–૫૦) લવણપ્રસાદ કાર્યકુશળ મંત્રીઓની નિમણૂક કરવા ઇચ્છતો હતો, અને તેણે વસ્તુપાલ–તેજપાળને તેડાવ્યા અને એમને મંત્રી તરીકે નીમવાની પોતાની ઇચ્છા જણાવી વસ્તુપાલે આ ઇચ્છાનો સ્વીકાર કર્યો અને લવણપ્રસાદે

બન્ને ભાઈઓને મંત્રીમુદ્રા સુપરત કરી ચોથા સર્ગમાં કવિ કહે છે કે આ નિયુક્તિ પછી વસ્તુપાળને ખંભાત મોકલવામાં આવ્યો, ત્યાં એણે અરાજકતા દૂર કરી, રાજ્યતંત્ર સુવ્યવસ્થિત કર્યો ( પેરા ૪૯), અને દેશમાં શાન્તિ પ્રવર્તી રહી એવામાં દેવગિરિના યાદવ રાજા સિંહણે ગુજરાત ઉપર હુમલો કર્યો, પણ એને વસ્તુપ્રસાદે પાછો હરાવ્યો લાટનો રાજા શંખ, જે ખંભાત ઉપર પોતાનું આધિપત્ય હોવાનું ગણતા હતો તેણે વસ્તુપાળ પાસે દૂત મોકલ્યો અને એને પોતાની સેના સ્વીકારવા આગ્રહ કર્યો પણ વસ્તુપાળે એનો જડબાતોડ જવાબ આપ્યો, અને દૂત પાછો ફર્યો, પાંચમા સર્ગમાં વસ્તુપાળ અને શંખ બન્નેના ભયાનક યુદ્ધનું વર્ણન છે એમાં બન્ને પક્ષના સખ્યાબંધ પરાક્રમી યોદ્ધાઓ મરાયા, અને છેવટે પોતાના રહ્યાસહ્યા સૈન્ય સાથે શંખને નાસી જવું પડ્યુ છઠ્ઠા સર્ગમાં વસ્તુપાળના પરાક્રમથી અને શત્રુના પરાજયથી આનંદિત થયેલા ખંભાતના નાગરિકોએ કરેલા ઉત્સવનું વર્ણન છે પ્રત્યેક ઘર ધાતુરસથી લીંપાયુ, ઠેર ઠેર વ્સ્તિક થયા, વાદિત્રોના નાદ સંભળાયા અને સ્ત્રી સ્ત્રીઓ મંગલ ગીત ગાવા લાગી, દેવાલયોમાં વિશેષ પૂજા થઈ, રાજમાર્ગો સુશોભિત થયા અને વધૂજનોએ વિશેષવેશ પહેર્યો (શ્લોક ૨–૩) ખંભાતની સીમમાં એકલવીરા માતાના મંદિરમા મોટો સમારંભ થયો ત્યાં માતાના દર્શન કરવા માટે વસ્તુપાળ ગયો ત્યારે એ વિજયી વીરનું દર્શન કરવા માટે રાજમાર્ગો ઉપર સ્ત્રીપુરુષોની ભારે ભીડ થઈ દેવીની પૂજા કર્યા પછી મધ્યાહ્નવેળાએ પાસેના ક્રીડોદ્યાનમાં મંત્રી પ્રવેશ્યો, અને ત્યાં કવિઓ સાથે ગોષ્ઠી શરૂ થઈ કેટલાક કવિઓએ તેના કુલની, કેટલાક દાનની અને કેટલાક એના અન્ય ગુણોની પ્રશંસા કરી કર્ણ જેવા દાનેશ્વરી વસ્તુપાળના કર્ણ કવિઓની વાણીથી પવિત્ર થયા, અને તેણે ઉદાર હસ્તે દાન આપીને એમના હૃદયોમાં પ્રમોદનો સંચાર કર્યો આ પ્રમાણે કવિઓની વાણીરૂપી સુધાથી સિંચાતા વસ્તુપાળ ગ્રીષ્મ ઋતુનો મધ્યાહ્ન ઉદ્યાનમાં ગાળ્યો અને મધ્યાહ્ન પછી તે સ્વગૃહે આવ્યો (શ્લોક ૪૮–૫૧)

૧૪૮. સૂર્યોદય અને પ્રભુપ્રકલિત પરંપરાગત પદ્ધતિના જલક્રાન્તપ્રચુર વર્ણનોથી સાતમો સર્ગ ભરેલો છે આઠમા સર્ગને 'પરમાર્થવિચાર' નામ આપવામાં આવ્યુ છે પ્રભાતે સ્નાન પછી મંત્રી તીર્થકરની પૂજા કરીને ધ્યાનમાં બેઠો અને પછી જીવનનું શ્રેય વિચારી યાત્રાએ નીકળવાનો તેણે નિર્ણય કર્યો એ આઠમા સર્ગનો વિષય છે નવમો સર્ગ સંઘયાત્રાના વર્ણનથી રોકાયેલો છે સંખ્યાબંધ હાથી, ઘોડા, બળદ, ઊંટ, રથ અને દૈનિક ઉપયોગની સર્વ જરૂરી વસ્તુઓ સાથે શુભ દિવસે સંઘ નીકળ્યો સંઘની સાથે સુખા

નોકરો પણ લેવાયા. જેમની પાસે વાહન નહોતું એમને વાહન અપાયું, વસ્ત્ર નહોતું એમને વસ્ત્ર અપાયું, અને જોડા નહોતા એમને જોડા અપાયા. માર્ગમાં આવતાં સર્વ નગરોમાં સંઘનો ભવ્ય સત્કાર કરવામાં આવ્યો હતો. સંઘમાંનાં સ્ત્રીપુરુષો જિનેશ્વરની સ્તુતિનાં ગીત ગાતાં હતાં અને માર્ગમાં આવતાં મંદિરોમાં જિનમૂર્તિઓની પૂજા કરતાં હતાં. શત્રુંજયના શિખર ઉપર પહોંચીને મંત્રીએ કપર્દી યક્ષની પૂજા કરી. ત્યાં તેણે નેમિનાથ અને પાર્શ્વનાથનાં સુન્દર મંદિરો કરાવ્યાં, અને પાર્શ્વનાથના મંદિરના સભામંડપમાં પોતાના પૂર્વજો, ભાઈઓ અને મિત્રોની અશ્વારોહી મૂર્તિઓ કરાવી. અને ઉનાળામાં પણ જેમાં પાણી રહે એવું સુન્દર સરોવર એ પર્વતની પાસે કરાવ્યું (શ્લોક ૩૧–૩૬). ત્યાં બેત્રણ દિવસ રહીને (શ્લોક ૩૭)[૫] સંઘ રૈવતક (ગિરનાર) પર્વત ઉપર ગયો અને ત્યાં નેમિનાથના મંદિરમાં પ્રવેશીને સુગંધી પદાર્થોથી દેવની પૂજા કરી, જેથી આખો પર્વત સુવાસિત થઈ ગયો. રાજકાર્યોની ચિન્તા ભૂલીને વસ્તુપાલે ત્યાં ઘણા દિવસ ગાળ્યા (શ્લોક ૬૯). પછી પ્રભાસ પાટણ જઈને તીર્થંકર ચન્દ્રપ્રભને વંદન કર્યાં, ભક્તિપૂર્વક સોમનાથની પૂજા કરી, અને યાચકોને દાન આપતો આપતો તે ધોળકે પાછો ફર્યો. ત્યાં પ્રત્યેક માર્ગ ઉપર નગરની સ્ત્રીઓ મંત્રીનું દર્શન કરવા માટે એકત્ર થઈ, કેમકે પૂર્વે સેંકડો વાર જોયા છતાં પ્રિયદર્શનની તૃપ્તિ થતી નથી. નગરમાં આવીને વસ્તુપાળે પોતાના ઇન્દ્ર જેવા સ્વામીના ચરણમાં નમસ્કાર કર્યા અને સંઘના યાત્રાળુઓનો સત્કાર કરીને એમને વિદાય આપી (શ્લોક ૭૭). કર્ણ જેવો દાનેશ્વરી વસ્તુપાળ પોતાનાં બંદી-પ્રોક્ત યશોગાન સાંભળતો સાંભળતો, 'જય પામો' એવાં આશીર્વચન ઉચ્ચારીને સોમેશ્વર આ કાવ્યની સમાપ્તિ કરે છે (શ્લોક) ૭૮)

૧૪૫. આમ એક સમકાલીન નાયકના યશોગાન ગાવા માટે 'કીર્તિકૌમુદી'ની રચના થઈ છે, પણ મહાકાવ્યનાં શાસ્ત્રોક્ત લક્ષણો અણીશુદ્ધ જાળવીને એ રચાયું છે. એક ઐતિહાસિક પુરુષના જીવનને આધારે ('સદાશ્રયે') એ લખાયું છે, અને એનો નાયક ચતુરોદાત્ત છે. આ કાવ્યમાં સોમેશ્વરે સરળ અને પ્રાસાદિક વૈદર્ભી રીતિનો પ્રયોગ કર્યો છે જે પ્રસ્તુત સ્થાનોએ

---

૫ આ કથન નોંધપાત્ર છે કેમકે અત્યારે જૈન યાત્રાળુઓ શત્રુંજય ઉપર રાત રોકાતા નથી. સુસં (૬ ૪૩) અનુસાર શત્રુંજય ઉપર વસ્તુપાળ આઠ દિવસ રોકાયો હતો. આ વિધાનને વસ્તુપાલચરિત અનુમોદન આપે છે (ઇએ પુ ૩૧ પૃ ૪૮૯ ટિપ્પણ). ગમે તેમ, પણ એ દિવસોમાં યાત્રાળુઓ પર્વત ઉપર જ કેટલીક રાત્રિઓ ગાળતા.

ઉચિત ભવ્યતા પણ ધારણ કરે છે શ્લેષનો પ્રયોગ એમા જવલ્લે જ થયો છે, અને એ સમયની સંસ્કૃત કવિતામા સામાન્ય રીતે પ્રચલિત કૃત્રિમતાથી એ મુક્ત છે સ્પષ્ટ રીતે, સોમેશ્વર કાલિદાસને પ્રતીકરૂપ ગણે છે, અને ઓછામા ઓછુ તેનુ એક કાવ્ય–'કીર્તિકૌમુદી'–એવુ છે જે કાલિદાસ, ભારવિ અને માઘની પછી રચાયેલા સંસ્કૃત કવિતાના સૌથી પ્રસિદ્ધ નમૂનાઓ સાથે માનભેર ઊભુ રહી શકે 'સુરથોત્સવ' મહાકાવ્યના પહેલા સર્ગમા કાલિદાસની કવિતા માટેનો પ્રેમ તેણે નીચેના શબ્દોમા વ્યક્ત કર્યો છે–'શ્રીકાલિદાસની વાણીનો વિચાર કર્યા પછી બીજા કોઈના કાવ્યમા મારી મતિ રમતી નથી પારિજાતનો ત્યાગ કરીને ભમરાઓનો સમૂહ શુ સિન્ધુવારના મુખમા આનંદ પામે ખરો?'[૬] 'કીર્તિકૌમુદી'ના બીજા સર્ગમા ગુર્જર રાજલક્ષ્મીનો આત્મવૃત્તાન્ત, એ 'રઘુવંશ' (૧૬–૪ થી ૨૪)માંનો એ જ પ્રકારનો વૃત્તાન્ત, જેમા ઉદ્વસ્ત અયોધ્યાનગરી કુશ રાજાને કુશાવતીમાથી રાજધાની પાછી અયોધ્યામા લઈ જવાની વિનતી કરે છે, એનુ અનુકરણ નહિ તો સ્પષ્ટ રીતે અનુરણન છે એ ધ્યાનમા રાખીએ ત્યારે કાલિદાસ વિશેનુ સોમેશ્વરનુ ઉપર્યુક્ત કથન સૂચક બની જાય છે 'કીર્તિકૌમુદી'માના કેટલાક વર્ણનો એવા ઉચ્ચ સાહિત્યિક ગુણવાળા છે કે સંસ્કૃત કવિતાના સર્વોત્તમ નમૂનાઓ સાથે એની તુલના થઈ શકે અણહિલવાડ, સહસ્રલિંગ સરોવર અને કીર્તિસ્તંભન વર્ણન (૧–૪૭ થી આગળ), આપદ્ગ્રસ્ત ગુર્જરરાજલક્ષ્મીનો વિલાપ (૨–૮૭ થી આગળ), વસ્તુપાળ ખભાતના હાકેમ તરીકે ગયો ત્યારે ત્યા થયેલો એનો સત્કાર (૩–૭ અને ૮) અને શંખનો પરાજય થતા નાગરિકોએ કરેલો ઉત્સવ ( ૬–૨ થી આગળ ) વસ્તુપાળના દર્શન માટે ત્વરા કરતી સ્ત્રીઓનુ વર્ણન ( ૬–૧૬ થી આગળ ), જે અશ્વઘોષ, કાલિદાસ અને માઘમા આવતા એ પ્રકારના વર્ણનોની યાદ આપે છે, ચન્દ્રોદયનુ આહ્લાદક વર્ણન (૭) અને મધ્યયાત્રાનુ વિગતભરપૂર વર્ણન (૯) એ આ પ્રકારના કેટલાક ઉદાહરણ છે વસ્તુપાળ અને લવણપ્રસાદનો ટૂંકો સવાદ ( ૩–૫૫ થી આગળ ) એ ' શિશુપાલવધ ' અને ' કિરાતાર્જુનીય ' ના પ્રારંભમા મળે છે એવા, રાજનીતિની મહત્ત્વની ચર્ચા કરતા સત્ત્વશીલ કાવ્યમય સંવાદનુ ઉદાહરણ છે

૧૪૬. અહીં ' કીર્તિકૌમુદી ' માથી થોડાક શ્લોક ટાકવાનુ ઉચિત થઈ પડશે સોમેશ્વરની કાવ્યકલાનો કંઈક ખ્યાલ એ શ્લોકો આપી શકશે

૬ સુરથો. ૧ ૩૫

ઉદાહરણ તરીકે, સહસ્રલિંગના કિનારે ઊભા કરેલા મંદ આરસના કીર્તિ-સ્તંભનું એકશ્લોકી વર્ણન—

यस्योच्चैः सरस्वतीरे राजते रजतोज्ज्वलः ।
कीर्तिस्तम्भो नभोगङ्गाप्रवाहोऽवतरन्निव ॥  (१-७५)

અને ભીમદેવના રાજ્યમાં અણહિલવાડની દયાજનક દશાનું રાજલક્ષ્મીએ કરેલું વર્ણન—

मुण्डेव खण्डितनिरन्तरवृक्षखण्डा
निष्कुण्डलेव दलितोज्ज्वलवृत्तवप्रा ।
दूरादपास्तविषया विधवेव दैन्य-
मभ्येति गुर्जरधराधिपराजधानी ॥  (२-१०४)

કાર્યકુશળ મંત્રીઓ નીમવા માટે લવણપ્રસાદ સમક્ષ સોમેશ્વરની દલીલ—

दर्प्यद्भुजाः क्षितिभुजः श्रियमर्जयन्ति
नीत्या समुन्नयति मन्त्रिजनः पुनस्तान् ।
रत्नावलिं जलधयो जनयन्तु किन्तु
संस्कारमत्र मणिकारगणः करोति ॥  (२-११३)

રાજનીતિમાં ન્યાયી રીતે વર્તવાની રાજા ખાતરી આપે તો જ પોતે મંત્રીપદની જવાબદારી સ્વીકારવા તૈયાર છે એવું વસ્તુપાળનું કથન—

पुरस्कृत्य न्यायं खलजनमनादृत्य सहजा-
नरीन्निर्जित्य श्रीपतिचरितमाश्रित्य च यदि ।
समुद्धर्तुं धात्रीमभिलषसि तत्सैप शिरसा
धृतो देवादेशः स्फुटमपरथा स्वस्ति भवते ॥  ( --७७)

શંખના આક્રમણથી ગુર્જરભૂમિમાં પેદા થયેલ ભયનું કુશળ વર્ણન—

श्रुतसिंहनसैन्यसिंहनादप्रसरा गुर्जरराजराजधानी ।
हरिणीव हरिन्मुखावलोकं चकितान्तःकरणा मुहुश्चकार ॥
गृहमारभते न कोऽपि कर्तुं कुरुते कोऽपि न संग्रहं कणानाम् ।
स्थिरतां क्वचनापि नैति चेतः परचक्रागमशङ्कया प्रजानाम् ॥
अवधीरितधान्यसंचयानां बहुमानः शकटेषु मानवानाम् ।
विपदामुदये हि दुर्निवारे शरणं चक्रभृदेव देहभाजाम् ॥
समुपैति यथा यथा समीपं रिपुराजध्वजिनी सदात्तदानीम् ।
परतः परतस्तथा तथासौ जनता जातभयोत्करया प्रयाति ॥
(४-४३ થી ४६)

સરલ પણ અર્થવાહક રીતિએ આલેખાયેલુ ખભાતની પ્રજાના ઉત્સવનુ વર્ણન—

गृहे गृहे धातुरसानुलेपा समन्तत स्वस्तिकपङ्क्तिमन्त ।
विरेजिरे तूर्यरवानुकूला कुलाङ्गनामङ्गलगीतयश्च ॥
बभूव देवेषु विशेषपूजा राजन्यमार्गेषु विशेषशोभा ।
विशेषहर्ष पुरपूरुषेषु विशेषवेषश्च वधूजनेषु ॥ (૬-૨ અને ૩)

સુન્દર કવિત્વમય અર્થાન્તરન્યાસો—

त्रैलोक्यदीपके देवे लोकान्तरमुपेयुषि ।
तमस्तान्तमभूद्विश्वं क सुखी महदापदि ॥
गते भानौ स्थिते ध्वान्ते पद्मिन्या साधु मीलितम् ।
दुरीक्ष्य महतामापदसतामुन्नतिश्च यद् ॥ (૬-૧૫ અને ૧૬)

કેટલીક કાવ્યમય ઉત્પ્રેક્ષાઓ—

क्व गत सविता ध्वान्तमेतदप्यागतं कुत ।
एव सविस्मयेव द्यौ स्फारतारमवैक्षत ॥ (૭-૧૮)
नीरन्ध्रेणान्धकारेण रोदसी सपुटीकृते ।
अथोद्घाटयितु कोऽपि प्रवृत्त इव पूर्वत ॥ (૭-૨૪)
रोहिणीरमण वीक्ष्य रागादागतमन्तिके ।
सस्मितेव तदुद्द्योतदम्भादभवदिन्द्रदिक् ॥ (૭-૨૬)
आविर्बभूव पूर्वस्माददेश्चन्द्र शनै शनै ।
तदीयैस्तटमाणिक्यकिरणौघैरिवारुण ॥ (૭-૨૮)

માણિક્ય જડેલા સ્ત્રીઓના કુંડળની તુલના ઉજ્જ્વલ તાડપત્રમા લખાયેલા કાળા અક્ષર સાથે કરવામા એક પ્રકારની વાસ્તવિકતા છે—

ताडपत्रश्रिया न्यस्तनीलाश्मगणवर्णया ।
पुस्तिकेव चकास्ति स्म काचित् कामविपश्चित ॥ (૭-૫૩)

શરદઋતુનુ વર્ણન જે બતાવે છે કે લાબા વૃત્તો ઉપર પણ સોમેશ્વરનુ અસાધારણ પ્રભુત્વ છે—

स्वच्छं वारि निवारितामरधनुर्व्योम व्यपेताम्भस
पाथोदा समदा सितच्छदवधूराशा सकाशा पुर ।
भाति स्म प्रथयन्नहःप्रथमिका तेजस्विपूर्तेजित
श्यामाम्भोधरभस्मनेव शशभृद्दिक्कामिनीदर्पण ॥ (૮-૭૨)

યાત્રાના આરંભ પૂર્વે વસ્તુપાળના મુખમા મુકાવેલા કેટલાક અર્થગર્ભ સુભાષિતોમાના બે—

पित्राद्यैरुपभुक्ता या पुत्राद्यैरपि भोक्ष्यते ।
कामयन्ते न तां सन्तो ग्रामवेश्यामपि श्रियम् ॥ ( ८–३५ )
अन्धा एव धनान्धाः स्युरिति सत्यं तथा हि ये ।
अन्योक्तेनाध्वना गच्छन्त्यन्यहस्तावलम्बिनः ॥ ( ८–३७ )

અને તે છેવટે નિર્ણય ઉપર આવે છે કે ધર્મ એ જ જીવનમાં એક માત્ર આધાર છે—

पित्रौ पिष्यति सक्रोधे धर्मं धर्म. शरीरिणाम् ।
स एवं केवलं तस्मादस्माकं जायता गतिः ॥ ( ८–५६ )

## અરિસિંહકૃત ‘ સુકૃતસંકીર્તન ’

૧૪૭. અરિસિંહકૃત ‘ સુકૃતસંકીર્તન ’ એ વસ્તુપાળના જીવન અને કાર્યોને વિશેનું ઐતિહાસિક મહાકાવ્ય છે એનું નામ સૂચવે છે તેમ, વસ્તુપાળનાં સુકૃતોના ગુણગાન અર્થે તે રચાયું છે જેમ ‘ કીર્તિકૌમુદી ’ વસ્તુપાળના જીવનના રાજકીય અંગ ઉપર વધારે ભાર મૂકીને એને વર્ણવે છે એમ ‘ સુકૃતસંકીર્તન ’ એના ધાર્મિક કાર્યો અને અન્ય સત્કૃત્યોને પ્રમાણમાં મહત્ત્વ આપે છે આ પ્રમાણે આ બે મહાકાવ્યો પરસ્પરનાં પૂરક છે એ દૃષ્ટિએ જ બે સમકાલીન કવિઓએ એ બે કાવ્યોની રચના કરી હોય એ સંભવિત છે

૧૪૮. ‘સુકૃતસંકીર્તન’માં અગિયાર સર્ગ અને કુલ ૫૫૩ શ્લોકો છે પહેલા સર્ગમાં અણહિલવાડમાં પ્રથમ રાજ્ય કરનાર ચાપોત્કટ અથવા ચાવડા વંશના રાજાઓની વંશાવલિ આપી છે અને એ પછી અણહિલવાડનું વર્ણન આવે છે ચૌલુક્ય અને વાઘેલા યુગમાં ગુજરાતમાં રચાયેલાં સંખ્યાબંધ ઐતિહાસિક કાવ્યો પૈકી માત્ર ‘સુકૃતસંકીર્તન અને ઉદયપ્રભસૂરિકૃત ‘સુકૃતકીર્તિકલ્લોલિની’ એ બે જ એવાં છે કે જે ચાવડાઓનો ઉલ્લેખ કરે છે, હેમચન્દ્ર કે જેમણે ગુજરાતનો રીતસરનો ઇતિહાસ ‘દ્વ્યાશ્રય’ કાવ્યમાં આલેખવાનો પ્રયત્ન કર્યો છે તેઓ પણ ચાવડાઓ વિશે મૌન રાખે છે એનું કારણ કદાચ એ હોય કે વનરાજ અણહિલવાડનો સ્થાપક હતો અને તેથી એ નગર આસપાસના નાનકડા પ્રદેશ ઉપર રાજ્ય કરનાર ચાવડા વંશને ગૌણ મહત્ત્વનો રાજવંશ ગણવામાં આવતો હતો અરિસિંહે ચાવડા વંશના આઠ રાજાઓ—વનરાજ, યોગરાજ, રત્નાદિત્ય, વૈરિસિંહ, ક્ષેમરાજ, ચામુંડ, રાહડ અને ભૂભટનો નિર્દેશ કર્યો છે[૭] એમાંના પ્રત્યેક

૭ ઉપલબ્ધ લેખોમાં ચાવડાઓ વિશેનો પહેલવહેલો ઉલ્લેખ કુમારપાળના સં ૧૨૦૮ ( ઈ સ ૧૧૫૨ )ના વડનગરના લેખમાં મળે છે અણહિલવાડના સ્થાપક

ગચ્છના શાન્તિસૂરિ,[12] અને 'ગલ્લકલોકભાસ્કર'–ગલ્લક જ્ઞાતિના સૂર્ય[13] વર્ધમાનસૂરિ[14] એમાં હતા (૫–૧૦ થી ૧૩) શત્રુંજયની તળેટીમાં સંઘ આવી પહોંચ્યો ત્યાં પાંચમો સર્ગ પૂરો થાય છે

૧૫૬. છઠ્ઠો સર્ગ સૂર્યોદયના આલંકારિક વર્ણનથી રોકાયેલો છે સાતમો સર્ગ પહાડ ઉપર ચઢવાનું ચડાણ અને બીજે દિવસે સવારે થયેલો ઉત્સવ વર્ણવે છે કપર્દી યક્ષને નમસ્કાર કરીને વસ્તુપાળ આદિનાથના મુખ્ય મન્દિર આગળ ગયા અને યાત્રાળુઓ પણ એને અનુસર્યા ત્યાં બહારથી પ્રણામ કરીને વસ્તુપાળ જિનેશ્વરની સ્તુતિ કરી (૮–૨૬ થી ૩૩) પછી પવિત્ર થઈને તેણે સંગીત અને નૃત્યપૂર્વક મન્દિરમાં પ્રવેશ કરી, કેસરના જળથી મૂર્તિને સ્નાન કરાવ્યું, કસ્તૂરીથી અંગરાગ કર્યો અને પુષ્પો ચડાવ્યાં શત્રુંજય ઉપર આઠ દિવસ રહ્યા પછી મંત્રી ત્યાંથી નીચે ઊતર્યો અને ગિરનાર જવાને ઉત્સુક થયો ગિરનાર ઉપર નેમિનાથની અને પ્રભાસપાટણમાં સોમનાથની યાત્રા મંત્રીએ કરી એ આઠમા સર્ગમાં વર્ણવ્યું છે ગિરનાર ઉપર પણ તે આઠ દિવસ રહ્યો પર્વતના ઢોળાવ ઉપર વસ્તુપાળે સમકાલે છ ઋતુઓની શોભા જોઈ એનું વર્ણન નવમા સર્ગમાં કરીને મહાકાવ્યમાં આવશ્યક એવું એક પરંપરાગત લક્ષણ કવિ ઉમેરે છે

---

૧૨ શાન્તિસૂરિ એ જબાલિપુરના મંત્રી યશોવીરના ગુરુ હતા (પૅરા ૬૪) યશોવીર બંધાવેલા મન્દિરમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા આ આચાર્યને હસ્તે થઈ હતી (માર્ગૅલેસ ન ૧૦૮ ૧૦૯)

૧૩ વર્ધમાનસૂરિ એ ગલ્લક જ્ઞાતિના ગુરુ હોય એમ જણાય છે સ વર્ધમાનાભિધસૂરિશેખરસ્તતોऽભવદ્ ગલ્લકલોકભાસ્કર સુસ, ૫-૧૩) વલભી સ ૯૨૭ (ઈ સ ૧૨૪૬)ના વરાવળના એક શિલાલેખ પ્રમાણે, ગલ્લક જ્ઞાતિના શ્રેષ્ઠી મૂળે પ્રભાસપાટણમાં ગાંધિકની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી (ગુઐલે, ન ૨૫૦ બ) 'ગલ્લક' શબ્દને કાનડી અને તેલુગુ ભાષાના ગોલ્લ (ભરવાડ) શબ્દ સાથે વખતે કંઈ સબંધ હોય જૈન આગમોની ટીકાઓમાં ગોલ્લ દેશનો ઉલ્લેખ અનેક વાર આવે છે, અને ચન્દ્રગુપ્ત મૌર્યનો ગુરુ ચાણક્ય ગોલ્લ દેશના ચણક ગામનો રહેવાસી હતો એવી હકીકત એક સ્થળે છે ('અભિધાનરાજેન્દ્ર' ભાગ ૨ પૃ ૧૦૧૧) પણ આ પ્રદેશ કયા આવ્યો હશે એ નિશ્ચયપૂર્વક કહેવાનું સાધન નથી ગલ્લક જ્ઞાતિ મૂળ આ પ્રદેશમાંથી આવી હોય એમ સંભવ બને

૧૪ વર્ધમાનસૂરિ એ રુદ્ર ગચ્છના આચાર્ય હતા (વચ ૮–૬૦૩) એમના ઉપદેશ સાંભળીને વસ્તુપાળે ઉત્તર ગુજરાતમાં શંખેશ્વરની યાત્રા કરી હતી (વચ ૭ ૨૦૪ થી ૨૦૭) પુપ્રસ પણ એમનો અનેક વાર ઉલ્લેખ કરે છે (પૃ ૬૮, ૮૩, ૮૫, ૧૧૯)

**૧૫૨.** ગિરનારથી ધોળકા સુધીની સંઘની વળતી મુસાફરી દસમા સર્ગમાં વર્ણવેલી છે ગિરનાર ઉપરથી નીચે ઊતર્યા પછી વસ્તુપાળે યાત્રાળુઓને જમાડયા તથા એમને પ્રીતિદાનો આપ્યા પછી ત્યાંથી આગળ વધી શુભ દિને ઉત્સવપૂર્વક વામનસ્થલીમાં પ્રવેશ કર્યો, કેમકે અગાઉ જૈન સંઘોને એ નગરમાં પ્રવેશવાનો નિષેધ હતો (૧૦-૬) વીરધવલના સાળાઓ સાંગણ અને ચામુંડના વિરોધને કારણે (પૅરા ૫૭) કદાચ એ નિષેધ હશે સંઘ જ્યારે ધોળકા નજીક પહોંચ્યો ત્યારે ગણા વીરધવલ અને ઘણા નાગરિકો એનો સત્કાર કરવા માટે આવ્યા વસ્તુપાળ, તેજપાળ અને વીરધવલ 'ત્રિપુરુષ રૂપમાં સ્થિત શિવની જેમ' (૧૦-૧૧) બંદીજનોના સ્તુતિનાદો (૧૦-૧૪ થી ૨૯) અને દર્શનોત્સુક યુવતિઓના આનંદનાદોની (૧૦-૩ થી ૪૦) વચ્ચે નગરમાં પ્રવેશ્યા

**૧૫૩.** અગિયારમો સર્ગ વસ્તુપાળના સત્કૃત્યોના વર્ણનથી રોકાયેલો છે, અને કાવ્યનું નામ ધ્યાનમાં રાખતાં આ સર્ગને એનો સૌથી મહત્ત્વનો ભાગ ગણવો જોઇએ સર્ગના આરંભમાં જ કવિ કહે છે કે ખંભાતના હાકેમ તરીકે નિમાયા પછી તુરત વસ્તુપાળે પોતાની મૂર્તિમંત કીર્તિ જેવાં મન્દિરો બાંધવા માંડ્યાં આ સર્ગમાં (શ્લોક ૨ થી ૩૪) જુદાં જુદાં બાંધકામો અને જીર્ણોદ્ધારો મળી વસ્તુપાળનાં કુલ ૪૩ સત્કૃત્યોની નોંધ કવિએ કરી છે વસ્તુપાળના આ પ્રકારનાં કાર્યોની ખરેખરી યાદી આ કરતાં લાંબી હોવી જોઈએ, કેમકે 'સુકૃતસંકીર્તન'ની રચના ઈ સ ૧૨૩૧ પહેલાં થયેલી છે (પૅરા ૮૮), એટલે એ પછી થયેલાં કાર્યોની નોંધ સ્વાભાવિક રીતે જ એમાં આવી ન શકે ઉપર્યુક્ત યાદી અરિસિંહે વ્યવસ્થિત રૂપે આપી છે, અને એક પછી એક ગામ કે નગર લઇ એમાં થયેલાં બાંધકામો એણે વર્ણવ્યાં છે અણહિલવાડ, ખંભાત, ધોળકા, શત્રુંજય, પાદલિપ્તપુર અથવા પાલીતાણા, અર્કપાલિત અથવા અંકેવાલિયા, ઉજ્જયંત અથવા ગિરનાર, સ્તંભન અથવા ખેડા જિલ્લાનું થામણા, દર્ભાવતી અથવા ડભોઇ અને આબુમાં વસ્તુપાળે બંધાવેલાં અથવા જીર્ણોદ્ધાર કરેલાં મન્દિરો, તળાવો અને બીજાં વિવિધ પ્રકારનાં બાંધકામોનો ઉલ્લેખ કવિ કરે છે[૧૫] બ્રાહ્મણ ધર્મનાં કેટલાંક મન્દિરોના જીર્ણોદ્ધાર આદિની નોંધ પણ આ યાદીમાં છે, જે આ મહાન દાનેશ્વરીની ઉદાર મનોવૃત્તિ ઉપર પ્રકાશ પાડે છે અન્તમાં, વસ્તુપાળના

૧૫ સુસં માં નોંધેલાં સત્કૃત્યો માટે તથા બીજાં સાધનોમાંથી મળતી એ પ્રકારની હકીકતો સાથે એની તુલના માટે જુઓ બ્યૂલર ઇએ પુ ૩૧ પૃ ૪૯૧ થી આગળ

અમાત્ય 'કીર્તનો'-કીર્તિમાર્ગો ભિન્નમાર્ગથી વર્ણનાની પોતાની અશક્તિ જણાવી, એની કીર્તિની પ્રશસ્તિ ગાઈને અરિસિંહ આ કાવ્ય પૂરું કરે છે

૧૫૪. સાહિત્યિક દૃષ્ટિએ 'સુકૃતસંકીર્તન' કાવ્ય 'કીર્તિકૌમુદી'ની બરાબરીમાં ઊભું રહી શકે એમ નથી આમ છતાં પદરચના ઉપર અરિસિંહનો સારો કાબૂ છે અને શ્લોક સાંગ વર્ણનો અને આહ્લાદક શબ્દાલંકારોને આપે છે, જે અલંકારશાસ્ત્રના એના અભ્યાસનું પરિણામ હોઈ શકે અણહિલવાડનું વર્ણન (૧-૨૦થી આગળ) જે વાસ્તવિક કરતાં કાલ્પનિક વધુ અંશે જણાય છે ભીમદેવને સ્વપ્નમાં કુમારપાળનું ઉદ્બોધન (૩-૧ થી આગળ), સંઘના પ્રયાણને કારણે ચડેલી ધૂળની ડમરી (૫-૨થી આગળ), સુન્દર યમકાદિથી ભરેલાં ચન્દ્રોદય (૬) અને ષડ્ઋતુનાં ( ) વર્ણનો—એ અરિસિંહને યશ અપાવે એવાં છે છઠ્ઠા સર્ગના આરંભમાં જેનો નિર્દેશ છે તે શ્રાવક સ્ત્રીઓનો રાસ એ ગુજરાતનો ગરબો જ છે અને કાવ્યને તે એક વિશિષ્ટ સ્થાનિક રંગ અર્પે છે—

जिनमहमहिमानं प्रत्यदीयन्त वृन्ग
दध घल्ययितवृन्द रासका श्राविकाभि ।
तनुसदननिपण्णश्रवकाकोल्कान्
स्फुरितदुरितजालभ्रामण्णत्तारताल्म् ॥ (६-१)

અને એ જ સર્ગમાં ચન્દ્રોદયનું વર્ણન—

विरहशिखिमसमीर कामनासीरधीर
स्तिमिरतरकुठार पूर्वदिक्तारहार ।
गगनगजनिषादी कामिनीचक्रवादी
सितरुचिरुदितोऽय वर्धयन् वार्द्धितोयम् ॥ (६-१६)

આકર્ષક યમકાદિથી ભરેલા વસન્તવર્ણનના બે શ્લોકો—

स्मितसराजमुखीमुखयामनासुरभिमधविशेषितसौरभम ।
परिहृतापरवल्लिमधुव्रतीधयकुल वकुल प्रति धावति ॥
सुमनसा त्वमसि स्थितिभृस्त्वया जयति विश्वमसौ कुसुमायुध ।
मधुमितीह रसालरसालसा पिकचय कचय कथयन्नयमी ॥
(९-५ અને ६)

## બાલચન્દ્રકૃત 'વસન્તવિલાસ'

૧૫૫ વસ્તુપાળના જીવન પરત્વે ચોથું ત્રીજું મહાકાવ્ય બાલચન્દ્રનું 'વસન્તવિલાસ' હવે લઈએ આ કાવ્ય ૧૪ સર્ગમાં વહેંચાયેલું

છે અને એમાં કુલ ૧૦૨૧ શ્લોક છે. વસ્તુપાળનો પુત્ર જૈત્રસિંહ કે જેની વિનંતિથી આ કાવ્ય રચાયું હતું તેની પ્રશંસાનો એક શ્લોક પ્રત્યેક સર્ગને અંતે કવિએ આપ્યો છે (પૅરા ૧૨૫).

**૧૫૬.** પહેલા સર્ગમાં સજ્જનપ્રશંસા અને દુર્જનનિન્દા પછી અને કાવ્યામૃતનો મહિમા વર્ણવ્યા પછી કવિ આત્મવૃત્તાન્ત આપે છે, અને પોતાના ઉપર સરસ્વતીની કૃપા કેવી રીતે થઈ એ જણાવે છે. કાવ્યનાયકનો પરિચય આપતાં, પોતે કરેલી વસ્તુ-પસંદગી ન્યાય્ય ઠરાવતાં તે કહે છે: 'જે ગુણો નલ રામ અને યુધિષ્ઠિરમાં હતા તે આજે વસ્તુપાળમાં છે, અને તેથી એને વિશે કંઈક કથન હું કરું છું' (૧-૭૬). બીજા સર્ગમાં અણહિલ્લપુરનું—એમાં સુવર્ણ કલશવાળાં ભવ્ય મન્દિરોનું, એનાં મહાલયોનું, મજબૂત કિલ્લાનું તથા એની આસપાસની ખાઈનું અને દુર્લભરાજસરનું વર્ણન છે. ત્રીજા સર્ગમાં મૂળરાજથી માંડી ભીમદેવ બીજા સુધીના ચૌલુક્ય વંશના રાજાઓનો ઇતિહાસ અપાયો છે, જેની તુલના 'કીર્તિકૌમુદી' અને 'સુકૃતસંકીર્તન'માંના ઇતિહાસ સાથે થઈ શકે. જે પરાક્રમથી વીરધવલ અને એના પૂર્વજોએ અરાજકતામાંથી ગુજરાતનું રક્ષણ કર્યું એની પ્રશંસા કરવામાં આવી છે (૩-૩૭ થી ૫૦). પછી ગુર્જરરાજ્યલક્ષ્મી વીરધવલના સ્વપ્નમાં આવે છે, અને ભીમદેવના નિર્બળ શાસનમાં થયેલી દુર્દશામાંથી પોતાનું રક્ષણ કરવા વિનંતિ કરે છે તથા એ માટે વસ્તુપાળ અને તેજપાળને મંત્રીઓ તરીકે નીમવાની સલાહ આપે છે (૩-૫૧ થી ૬૪). આ આખોયે પ્રસંગ 'કીર્તિકૌમુદી'ના બીજા સર્ગમાંના વૃત્તાન્તનું (પૅરા ૧૪૧) સ્પષ્ટ રૂપાન્તર જણાય છે.

**૧૫૭.** ચોથો સર્ગ બન્ને મંત્રી બંધુઓના ગુણો વર્ણવે છે, અને ખંભાતના હાકેમ તરીકે વસ્તુપાળની નિમણૂક થાય છે ત્યાં એ સર્ગનો અંત આવે છે. પાંચમો સર્ગ શંખ સાથે વસ્તુપાળનું યુદ્ધ અને શંખનો પરાજય વર્ણવે છે; અને શંખ ભરૂચ તરફ વેગથી પલાયન કરી ગયો એનો નિર્દેશ કરતાં કવિ કહે છે કે 'પોતાના નગરમાં પહોંચ્યા પછી જ એણે શ્વાસ ખાધો' (૪-૧૦૯). શંખ ઉપર મળેલો વિજય ઊજવવા માટે ખંભાતમાં થયેલા ઉત્સવના વર્ણનથી (૪-૧૧૦ અને ૧૧૧) સર્ગ પૂરો થાય છે. એ પછીના ત્રણ સર્ગ પરંપરાગત રીતિનાં વર્ણનોથી રોકાયેલા છે. છઠ્ઠા સર્ગમાં ષડ્ ઋતુનું વર્ણન છે. સાતમો સર્ગ પુષ્પાવચય, દોલા અને જલક્રીડાનાં વર્ણનોથી અને આઠમો સર્ગ સુરત અને ચન્દ્રોદયનાં વર્ણનોથી જ રોકાયેલો છે.

૧૫૮. નવમો સર્ગ કહે છે કે વસ્તુપાળ રાત્રે નિદ્રાધીન થયો હતો ત્યારે એણે એક સ્વપ્ન જોયું જેનો એક જ પગ બાકી રહ્યો હતો એવા દેવતારૂપે ધર્મ તેની પાસે આવ્યો અને બોલ્યો કે 'કૃતયુગમાં મારે ચાર પગ હતા, ત્રેતામાં ત્રણ અને દ્વાપરમાં બે હતા, હવે કલિયુગમાં માત્ર એક જ પગ બાકી રહ્યો છે' વળી ધર્મ આગળ કહે છે કે 'મૂળરાજ અને સિદ્ધરાજ જેવા રાજાઓએ સોમનાથની યાત્રા કરીને મને પુષ્ટ કર્યો હતો સિદ્ધરાજે તો મારા ક્રીડાશૈલ જેવું રાજવિહાર નામે મન્દિર બાંધ્યું હતું અને મારા તેજની વૃદ્ધિ કરવા માટે શત્રુંજય તીર્થને બાર ગામ દાનમાં આપ્યાં હતાં એ રાજા ગયો, એની માતા મયણલ્લદેવી પણ ગઈ, જેણે બાહુલોદ (ધોળકા પાસેના ભોળાદ) આગળ સોમનાથના યાત્રાળુઓ પાસેથી લેવાતો કર નાબૂદ કર્યો હતો, અને ઊલટું, એમને અન્નપાન આપવાની વ્યવસ્થા કરી હતી કુમારપાળે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી હતી તથા ઘણાં મંદિરો બાંધ્યાં હતાં તેણે સોમેશ્વર અને કેદારનાં મન્દિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યા, જે સ્વરૂપે વર્ણવાયેલા એવા મારા જાણે કે બે શિંગડાં હતાં મૂળરાજે મંડલી(માંડલ)માં બાંધેલા મૂલેશ્વર મહાદેવના મન્દિરનો પણ કુમારપાળે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો પણ એ જૂના સમયની સ્થિતિ હવે પલટાઇ ગઈ છે વિભિન્ન દર્શનોના અનુયાયીઓ હવે ક્યાં જાય? સમગ્ર આપત્તિનો નાનો શો ભાગ જ મેં વર્ણવ્યો છે હે મંત્રીશ્વર! મારા મનની પીડા દૂર થાય એવો પ્રયત્ન તું કર' ધર્મ આમ બોલ્યો તે સમયે વસ્તુપાળ નિદ્રામાંથી જાગી ગયો (૯–૧ થી ૩૪) આ સર્ગનો બાકીનો ભાગ (૯–૩૫ થી ૬૦) વૈતાલિકોના સ્તુતિકાવ્યોથી રોકાયેલો છે, જેઓ કાવ્યમય વાણીમાં વસ્તુપાળની પ્રશસ્તિ ગાવા સાથે સૂર્યોદયનું પણ વર્ણન કરે છે વસ્તુપાળના સ્વપ્નમાં ધર્મનું દર્શન આ કાવ્યનું બહુ નોંધપાત્ર અંગ છે વૃષરૂપે વર્ણવાયેલો ચતુષ્પાદ ધર્મ, જેનો એક જ પાદ કળિયુગમાં બાકી રહ્યો છે એનો ઉલ્લેખ જૈન સાહિત્ય અથવા પુરાણકથામાં બીજે ક્યાંય મળતો નથી આ પ્રકારનું વર્ણન 'ભાગવત પુરાણ' (સ્કન્ધ ૧, અધ્યાય ૧૬–૧૭)માં છે, જેની અસર બાલચન્દ્ર ઉપર થઈ હોય કૃતયુગમાં ધર્મને ચાર પગ હોવાનો ઉલ્લેખ 'નૈષધીયચરિત' (૧–૭) પણ કરે છે અણહિલવાડ અને ધોળકાના રાજદરબારોમાં બ્રાહ્મણ અને જૈન વિદ્વાનો વચ્ચે ઘનિષ્ઠ સારસ્વત સંપર્ક હતો, અને બાલચન્દ્ર જેઓ પૂર્વાશ્રમમાં બ્રાહ્મણ હતા (પૅરા ૧૨૪) તેઓ 'ભાગવત પુરાણ'માંથી સાહિત્યિક પ્રયોજન (Motif) લે અને વસ્તુપાળનું જીવન આલેખવા એનો કવિતામાં વિનિયોગ

કરે તો એમાં કશું આશ્ચર્ય નથી વળી નવમા સર્ગને અંતે આવતા જ વૈતાલિકોના સ્તુતિકાવ્યોની તુલના સંસ્કૃત સાહિત્યમાંના આ પ્રકારના નિદાન બે વર્ણનો એક 'રઘુવંશ' (૫-૬૫થી ૭૫)નું અને બીજું 'નૈષધીયચરિત' (૧૯)માંનું—સાથે થઈ શકે, જેમાં અનુક્રમે અજ અને નલને નિદ્રામાંથી જગાડવા સાથે વૈતાલિકો સૂર્યોદયનું પણ વિસ્તારથી વર્ણન કરે છે કૃષ્ણને નિદ્રામાંથી જગાડતા વૈતાલિકોના, 'શિશુપાલવધ' (૧૧)માંના સ્તુતિકાવ્યોની તુલના પણ કરી શકાય

૧૫૯. દસથી તેર સુધીના સર્ગોમાં વસ્તુપાળની યાત્રાનું વર્ણન છે, જે 'કીર્તિકૌમુદી' અને 'સુકૃતસંકીર્તન'માંના વર્ણનથી હકીકતમાં ખાસ જુદું પડતું નથી ચૌદમા સર્ગમાં કવિ કહે છે કે જુદા જુદા ગ્રામ નગરામાં અને પહાડો ઉપર વસ્તુપાળે બંધાવેલા ધર્મસ્થાનોની સંખ્યા એટલી મોટી છે કે આકાશમાંના તારાઓની જેમ એની ગણના થઈ શકે એમ નથી (૧૪-૯ અને ૧૦) પછી વસ્તુપાળનું અવસાન વર્ણવતું એક રૂપક આવે છે, અને અન્યત્ર તે અનુપલબ્ધ હોઇ ખાસ નોંધપાત્ર છે–" એક વાર ધર્મની દૂતી જગાએ વસ્તુપાળ પાસે આવીને કહ્યું કે ધર્મની પુત્રી સદ્‌ગતિ તમને મળવા માટે ઉત્સુક છે સદ્‌ગતિના માતાપિતાએ પણ એનું લગ્ન તમારી સાથે કરવાનું નક્કી કર્યું છે સદ્‌ગતિ વિશેના વિચારમાં મગ્ન થતા વસ્તુપાળને એની સ્પૃહાનો જ્વર થયો અને તેવું એની સાથે લગ્ન કરવા માટે શત્રુંજય ઉપર જવાનું ઠરાવ્યું એના સેવક આયુષ્કર્મે આ નિર્ણયના સમાચાર ધર્મને આપ્યા ધર્મ આથી પ્રસન્ન થયો, અને લગ્નનો દિવસ નક્કી કરીને તેણે પોતાના દૂત સદ્‌બોધને વસ્તુપાળ પાસે મોકલ્યો સદ્‌બોધે વસ્તુપાળને કહ્યું કે સદ્‌ગતિ સાથે લગ્ન માટે ૧૨૯૬ ના માઘ સુદિ પાંચમ ને રવિવારના દિવસે સવાર શત્રુંજય ઉપર પધારવા ધર્મે તમને નિમંત્રણ પાઠવ્યું છે' એ પછી વસ્તુપાળે પોતાના પુત્ર જૈત્રસિંહ, પત્ની લલિતાદેવી અને ભાઈ તેજપાળને બોલાવ્યા અને એમને આવશ્યક સૂચનાઓ આપી, રાજાની અનુજ્ઞા લઈને એ શત્રુંજય તરફ નીકળ્યો પર્વત ઉપર તેણે આરોહણ કર્યું લગ્નના દિવસે આદિનાથનું મન્દિર પુષ્કળ શણગારવામાં આવ્યું હતું ધર્મે પોતાની પુત્રી સદ્‌ગતિ વસ્તુપાળને આદિનાથ સમક્ષ લગ્નમાં આપી અને પછી એને સ્વર્ગમાં લઇ ગયો, જ્યાં ઇન્દ્રે પ્રેમપૂર્વક એનો સત્કાર કર્યો'[૧૬]

રાજા વિવેકચન્દ્રની પુત્રી કૃપાસુન્દરી સાથે કુમારપાળનું લગ્ન વર્ણવતા, યશ પાલકૃત નાટક 'મોહરાજપરાજય'માંની રૂપકગ્રન્થિ (પરા ૩૨) ઉપરથી

---

૧૬ દલાલ, વસન્તવિલાસ, પ્રસ્તાવના પૃ ૪

બાલચન્દ્રને 'વસન્તવિલાસ'ના અંતિમ સર્ગમાં આ રૂપક આપવાની પ્રેરણા મળી હોય એ સંભવિત છે.

**૧૬૦.** અપરાજિત કવિએ બાલચન્દ્રને ' વિદર્ભરીતિગુણવાન ' તરીકે વર્ણવ્યા છે અને એમની કાવ્યશક્તિનાં ઘણાં વખાણ કર્યાં છે (જુઓ પૅરા ૧૨૩ પહેલાં ટાંકેલો શ્લોક.). વિના સંકોચે કહી શકાય કે આ પ્રશંસા અસ્થાને નથી, કેમકે પૂર્વે સોમેશ્વર અને અમરસિંહ જેવા બે કવિઓએ વસ્તુપાળના જીવનને મહાકાવ્યનો વિષય બનાવ્યા છતાં એ જ વસ્તુ લઈને ત્રીજા મહાકાવ્યની રચના બાલચન્દ્ર સફળ રીતે કરે છે. એની ભાષામાં વિશિષ્ટ કવિતાનો આવેશ છે, જે એની રચનાને એક આગવું વ્યક્તિત્વ અર્પે છે. એનાં વર્ણનો સામાન્ય રીતે લાંબાં અને અલંકારપ્રચુર હોવા છતાં આકર્ષક અને મનોહર કલ્પનાઓથી સભર છે. કવિને યોગનિદ્રામાં પ્રત્યક્ષ થતી સરસ્વતીનું વર્ણન (૧-૫૮ થી ૭૦); અણહિલવાડનુ વર્ણન (૨), જેમાં વાસ્તવ અને કલ્પનાનું સુભગ સંમિશ્રણ જોવા મળે છે; ખંભાતના બંદરનું ટૂંકું પણ સચોટ વર્ણન (૩-૧૭ થી ૨૩); શંખ સાથેના યુદ્ધનું વર્ણન, જેમાં ભાગ લેનાર મુખ્ય યોદ્ધાઓનાં નામનો પણ ઉલ્લેખ મળે છે (૫);–એવાં કેટલાંક ઉદાહરણ રજૂ કરી શકાય.

**૧૬૧.** મંત્રી તરીકે નિયુક્તિ થવા પ્રસંગે વસ્તુપાળના મુખમાં મુકાયેલો શ્લોક શ્લેષનુ સુન્દર ઉદાહરણ છે—

अन्यर्थमर्थमुपढौकितमाद्रियन्ते
तं च प्रभूतगुणितं पुनरर्पयन्ति ।
न्यस्ताः पदे समुचिते गमिताश्च मैत्रीं
शब्दाः कवेरिव नृपस्य नियोगिनः स्युः ॥

અને રાજાને ઉદ્દેશીને વસ્તુપાળે કહેલો નીચેનો શ્લોક 'કીર્તિકૌમુદી' (૩-૭૭)ના લગભગ એ જ આશયના શ્લોકનું સ્મરણ કરાવે છે—

न्यायं यदि स्पृशसि लोभमपाकरोषि
कर्णेजपानपधिनोषि शमं तनोषि ।
सुस्वामिनस्तव धृतः शिरसा निदेश-
स्त्वन्यूनमेष मयकाऽपरथाऽस्तु भद्रम् ॥　　( ૩-૮૦ )

વસ્તુપાળને શંખની સેવામાં જોડાવા સૂચનાનો સંદેશો લાવનાર દૂતને વસ્તુપાળે આપેલો જડબાતોડ જવાબ—

क्षत्रियाः समरकेलिरहस्यं जानते न वणिजो भ्रम एषः ।
अम्बडो वणिगपि प्रधने किं मल्लिकार्जुननृपं न जघान ॥

दूत रे वणिगह्नं रणहट्टे विश्रुतोऽसितुलया कलयामि ।
मौलिभाण्डपटलानि रिपूणां स्वर्गवेतनमथो वितरामि ॥
(૪-૪૨ અને ૪૩)

એક મનોહર ઉત્પ્રેક્ષા—

यौवनं चलमुपैति नो गतं विग्रहैरलमुपास्यतां प्रियः ।
इत्यवोचदिव झङ्कृतैर्वधूपादयोरभिनिपत्य नूपुरः ॥ (૪-૪૫)

સોમનાથ પાટણ પાસે સાગર અને સરસ્વતીના સંગમનું વર્ણન—

सरस्वतीवारिधिवीचिहस्तसञ्चारितैर्यस्य पुरः पुरस्य ।
परस्पराश्लेषविभेदवद्भिश्चामर्यमाचर्यत फेनकूटैः ॥
तीरस्फुटन्नीरकदम्बकेन बहिः सदा गर्जति यत्र वार्धौ ।
वृथैव सोमेशपिनाकिनोऽग्रे त्रिर्धूपवेलापटहप्रपञ्चः ॥
(૧૧-૩૩ અને ૩૪)

**ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય' અથવા 'સંઘપતિચરિત'**

**૧૬૨.** ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય' અથવા 'સંઘપતિચરિત' એ બીજું એક એવું કાવ્ય છે જેમાં વસ્તુપાળના જીવનનો સંબંધ આવે છે. ઐતિહાસિક મહાકાવ્યોની સમાલોચનામાં આ કાવ્યને છેલ્લું લીધું છે, કેમકે એના બે જ સર્ગો–પહેલા અને છેલ્લા–ઐતિહાસિક કહી શકાય એવી હકીકત છે, જ્યારે બાકીના સર્ગોમાં માત્ર જૈન ધર્મકથાઓ છે. 'ધર્માભ્યુદય'માં ૧૫ સર્ગ છે, અને પ્રત્યેક સર્ગને અંતે વસ્તુપાળની પ્રશંસાના કેટલાક શ્લોકો મૂકવામાં આવ્યા છે. આખાએ કાવ્યનું ગ્રન્થાગ્ર ૩૦૪૧ શ્લોકનું છે.

**૧૬૩.** જિનને નમસ્કાર કરીને પહેલા સર્ગનો પ્રારંભ કર્તા કરે છે અને પછી મહાવીરના ગણધર ગૌતમસ્વામીના જ્ઞાનાદિની તથા હરિભદ્ર, સિદ્ધસેન દિવાકર, હેમચન્દ્ર, નરચન્દ્ર અને વિજયસેનની પ્રશંસા કરે છે; સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના બનેલા ચતુર્વિધ સંઘની મહત્તાની વાત કરે છે અને વસ્તુપાળની મહત્તાની સ્તુતિ કરે છે. આ પછી કવિએ એક શ્લોક (૧-૧૭)માં કૃતિનું નામ આપ્યું છે તથા પ્રાચીન કાળથી માંડી વિજયસેનસૂરિ સુધીની પોતાની ગુરુ પરંપરા આપી છે (૧-૧૮ થી ૨૫). પછી વસ્તુપાળ ધર્મોપદેશ સાંભળવા માટે વિજયસેનસૂરિ પાસે જાય છે. એ વર્ણવ્યું છે. ગુરુ અને ત્રણ પ્રકારના પ્રભાવનાધર્મ વિશે–અષ્ટાહ્નિકા

ઉત્સવ, રથયાત્રા અને સંઘયાત્રા વિશે વાત કરે છે તથા સંઘયાત્રામાં પાળવા જોઈતા નિયમો કહે છે ( ૧–૪૮ થી ૧૬૧ ).

**૧૬૪.** એ પછી પરોપકાર, બ્રહ્મચર્ય, દયા આદિ સદ્ગુણોથી પ્રાપ્ત થતાં પુણ્ય વિશેની કેટલીક ધર્મકથાઓ વસ્તુપાળને ગુરુ કહે છે. ૨ થી ૧૪ સુધીના સર્ગો આ પ્રકારની ધર્મકથાઓથી રોકાયેલા છે. ૨ થી ૬ સુધીના સર્ગો પ્રથમ તીર્થંકર ઋષભદેવ અથવા આદિનાથનું અને એમના પુત્રો ભરત અને બાહુબલિનું જીવન તથા છેવટે ભરતનું નિર્વાણ વર્ણવે છે. છઠ્ઠા સર્ગમાં શત્રુંજયના રક્ષક દેવતા યક્ષ કપર્દીનો વૃત્તાન્ત આવે છે તથા શત્રુંજય ઉપર પ્રથમ ભરતે બાંધેલા અને પછી સગર ચક્રવર્તી, રામચન્દ્ર, જાવડ, શીલાદિત્ય તથા સિદ્ધરાજના મંત્રી આશુક અને કુમારપાળના મંત્રી બાહડ જેવા ભૂતકાળના મહાપુરુષોએ જીર્ણોદ્ધાર કરાવેલા મન્દિરનું માહાત્મ્ય વર્ણવાયું છે ( ૬–૬૭ થી ૮૭ ). આ વૃત્તાન્ત વિષયાન્તર જેવો હોવા છતાં શત્રુંજયની સંઘયાત્રા વર્ણવવાના ઉદ્દેશથી રચાયેલા ગ્રન્થમાં અસંગત નથી. લગ્નની પ્રથમ રાત્રે જ આઠ સૌન્દર્યવતી પત્નીઓનો ત્યાગ કરીને દીક્ષા લેનાર જંબુસ્વામીની કથા આઠમા સર્ગમાં છે, અને નવમા સર્ગમાં તપનું માહાત્મ્ય વર્ણવતી રાજકુમાર યુગબાહુની કથા છે. દશથી ચૌદ સુધીના સર્ગોમાં બાવીસમા તીર્થંકર નેમિનાથનું, એમના પૂર્વ જન્મોથી માંડી નિર્વાણ સુધીનું જીવન વિસ્તારપૂર્વક આપ્યું છે, અને આ પાંચ સર્ગનું ગ્રન્થાગ્ર ૨૧૪૨ શ્લોક છે ( જુઓ પૅરા ૧૧૬ ). પંદરમા સર્ગમાં ફરી પાછા આપણે કર્તાના સમકાલીન ઇતિહાસ ઉપર આવીએ છીએ. વિજયસેનસૂરિના આ ઉપદેશની પ્રેરણાથી થયેલી શત્રુંજયની સંઘયાત્રા એ સર્ગ વર્ણવે છે. શત્રુંજય ઉપરથી સંઘ પાછો ફરે છે એમાં એવા બે મુકામનો ઉલ્લેખ છે જેના વિશે અગાઉ વાત કરી નથી અથવા કોઈ ઐતિહાસિક કાવ્યમાં નથી; એ મુકામ તે અજાહરનગર[૧૭] અને કોટિનગર અથવા કોડીનાર (૧૫–૧૩). એ જ સર્ગના શ્લોક ૨૫–૩૧ માં વસ્તુપાળનાં બાંધકામોની એક યાદી આપી છે, જેને બીજાં સમકાલીન લખાણોનું અનુમોદન મળે છે. ગ્રન્થને અંતે પ્રશસ્તિમાં કર્તા પોતાના ગચ્છના–નાગેન્દ્ર ગચ્છના આચાર્યોની પટ્ટાવલિ, બીજી વિગતો ઉપરાંત, આપે છે ( પૅરા ૧૧૧ ).

**૧૬૫.** દરેક સર્ગના અંતિમ શ્લોકમાં આવતા 'લક્ષ્મી' શબ્દથી આ કાવ્ય અંકિત થયેલું હોઈ પુષ્પિકાઓમાં એને 'લક્ષ્મ્યંક' કહેવામાં આવ્યું

૧૭. હાલનું સૌરાષ્ટ્રમાં ઉના પાસેનું અજાહર તથા અજારા. અત્યારે તે નાનું ગામડું છે.

છે (ટિ ૧૮) પોતાના કાવ્યોને શુભ શબ્દથી અંકિત કરવાની સુપ્રચલિત પરંપરા સંસ્કૃત અને પ્રાકૃત કવિઓમાં હતી, અને આપણે જોઈએ છીએ કે ભારવિનુ 'કિરાતાર્જુનીય' 'લક્ષ્મી' શબ્દ વડે, માઘનુ 'શિશુપાલવધ' 'શ્રી' વડે, પ્રવરસેનનુ 'સેતુબંધ' 'અણુરાય' (સં અનુરાગ) વડે અને રત્નાકરનુ 'હરવિજય' 'હર' વડે અંકિત થયેલ છે આના બીજા પણ ઉદાહરણ આપી શકાય

૧૬૬. પ્રત્યેક સર્ગને અંતે આવતી પુષ્પિકાઓમાં 'ધર્માભ્યુદય'ને મહાકાવ્ય કહેવામાં આવ્યુ છે,[૧૮] આ પુષ્પિકાઓ મૂળ કર્તાની જ છે કે કાવ્યની નકલ કરનાર વસ્તુપાળની છે એ આપણે જાણતા નથી, પણ એના વસ્તુના ઉપર આપેલા સાર ઉપરથી જણાશે કે આ પ્રકરણના પ્રારંભમાં સંસ્કૃત મહાકાવ્યના જે લક્ષણો આપ્યા છે એ દૃષ્ટિએ એને મહાકાવ્ય ગણી શકાય નહિ ખરુ જોતા એનુ વૈકલ્પિક નામ 'સંઘપતિચરિત' સૂચવે છે તેમ, આ ચરિત છે ખાસ કરીને જૈનોમાં ઐતિહાસિક કે પૌરાણિક વ્યક્તિઓના ચરિતો રચવાની પદ્ધતિ હતી એના ચરિત્રોમાં મુખ્ય છંદ અનુષ્ટુપ રહેતો અને રચના સાદી પુરાણશૈલીએ થતી જેમાં તીર્થંકરોના ચરિત્રોનો પણ સમાવેશ થાય છે એવા, આ પ્રકારના કાવ્યોને કેટલીક વાર 'મહાકાવ્ય' કહેતા આમ કહેવામાં તાત્પર્ય એ હશે કે આ કૃતિઓ મહાપુરુષોના અથવા જેમને ધાર્મિક દૃષ્ટિએ મહાન કહી શકાય એવા પુરુષોના ચરિત છે સાહિત્યશાસ્ત્રમાં જેને 'મહાકાવ્ય કહેવામાં આવે છે એવી કૃતિઓના કલાવિધાનના અજ્ઞાનને કારણે આવી રચનાઓને 'મહાકાવ્ય કહેવામાં આવી હશે એમ માનવુ યોગ્ય નથી, કેમકે માણિક્યચન્દ્ર જેવા સાહિત્યના વ્યુત્પન્ન પંડિતે રચેલા કાવ્યો દંડી આદિએ આપેલા લક્ષણોને અનુસરતા નહિ હોવા છતા એઓને 'મહાકાવ્ય નામ અપાયુ છે (પેરા ૧૮૨)

૧૬૭. 'ધર્માભ્યુદય એ બે તીર્થંકરોના જીવન સહિત કેટલીક કથાઓનો સંગ્રહ છે એનો મોટો ભાગ સરળ, વહેતી પણ હકીકતોને જ સ્પર્શ કરતી શૈલીએ લખાયેલ હોઈ લાંબા વર્ણનો કે ઝાઝા અલંકરણોને અવકાશ

૧૮ ઉદાહરણ તરીકે જુઓ પહેલા સર્ગને અંતે—इति श्रीविजयसेनसूरिशिष्यश्रीउदयप्रभसूरिविरचिते श्रीधर्माभ्युदयनाम्नि संघपतिचरिते लक्ष्म्यङ्के महाकाव्ये तीर्थयात्राभिधवर्णनो नाम प्रथम सर्ग ॥

આપતો નથી. આ પ્રકારની શૈલીનો પ્રયોગ મધ્યકાળમાં જૈન લેખકોએ સંસ્કૃત તેમજ પ્રાકૃત કથાગ્રન્થોમાં કરેલો છે, અને એમાં કર્તાનો ઉદ્દેશ વર્ણન કરવા કરતાં ઇતિવૃત્તનું કથન કરવાનો જ હોય છે.૧૯

## પૌરાણિક મહાકાવ્યો

### સોમેશ્વરકૃત 'સુરથોત્સવ'

૧૬૮. ઐતિહાસિક મહાકાવ્યોની સમાલોચના કર્યા પછી સૌ પહેલાં સોમેશ્વરકૃત 'સુરથોત્સવ' લઈશું, કેમકે એનું વસ્તુ પુરાણમાંથી લેવાયેલું હોવા છતાં તત્કાલીન રાજકીય અને ઐતિહાસિક પરિસ્થિતિ સાથે પણ એને સંબંધ છે. 'માર્કંડેય પુરાણ'ના અધ્યાય ૮૧–૯૩ માંના 'દેવીમાહાત્મ્ય' અથવા 'સપ્તશતી'માં આવતું સુરથ રાજાનું ચરિત્ર એ તેનો વિષય છે, પણ સાથોસાથ રાજા ભીમદેવ બીજાની રાજકીય આપત્તિઓ તથા એને ફરી વાર થયેલી રાજ્યપ્રાપ્તિનું સૂચન પણ, અગાઉ કહ્યું છે તેમ (પૅરા ૪૮ અને ૭૫), એ દ્વારા થતું જણાય છે.

૧૬૯. 'સુરથોત્સવ'માં પંદર સર્ગ તથા કુલ ૧૦૮૨ શ્લોક છે. પહેલા સર્ગમાં કવિ વિવિધ દેવતાઓને નમસ્કાર કરે છે, અને તેમાં પણ પ્રારંભિક પાંચ શ્લોકમાં ભવાની અથવા દુર્ગાની સ્તુતિ કરે છે. 'જેણે પોતાના સત્કાવ્ય દેવાયતનમાં રાઘવકીર્તિરૂપ મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે તે મુનિમુખ્યને' તથા 'ઋગ્વેદના રહસ્ય, યજુર્વેદના વિવર્ત અને સામવેદના સાર જેવી જેની કૃતિ ત્રિલોકીને પવિત્ર કરે છે એવા સત્યવતીસુતને' અર્થાત્ વાલ્મીકિ અને વેદવ્યાસને તે પ્રણામ કરે છે. 'બૃહત્કથા'ના કર્તા ગુણાઢ્ય, સુબન્ધુ, કાલિદાસ, માઘ અને મુરારિ જેવા બીજા કેટલાક કવિઓનો પણ તે સંમાનપૂર્વક ઉલ્લેખ કરે છે. પ્રાચીન હસ્તપ્રતોની શોધના પોતાના એક અહેવાલમાં 'સુરથોત્સવ'નો ઉત્તમ સાર આપનાર ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરના શબ્દોમાં કહીએ તો–"એ પછી કવિના, સજ્જનપ્રશંસા, દુર્જનનિન્દા આદિ સામાન્ય વિષયો પરત્વે કવિ કેટલાક શ્લોકો આપે છે અને પછી પોતાના કાવ્યનાયક સુરથનો પરિચય વાચકોને આપે છે. સુરથના વિશ્વવિજયના વૃત્તાન્ત સાથે પહેલો સર્ગ પૂરો થાય છે. બીજા સર્ગમાં, સુરથના કેટલાક મંત્રીઓ એના શત્રુઓની સહાયથી એનું રાજ્ય

---

૧૯. આ પ્રકારના થોડાક વિશિષ્ટ કથાગ્રન્થોના પરિચય માટે જુઓ દેસાઈ, 'ઑન નૅરેટીવ લિટરેચર ઑફ ધ શ્વેતામ્બર ઑફ ગુજરાત.'

પકડી લે છે આથી સુરથે વનમા આશ્રય લીધો ત્યા એને એક મુનિનો પરિચય થયો, અને મુનિને તેણે પોતાના સકટની વાત કરી તપશ્ચર્યા વડે ભવાનીને પ્રસન્ન કરવાની સલાહ મુનિએ સુરથને આપી, અને ભવાનીના પરાક્રમો એની આગળ વર્ણવ્યા શુભ અને નિશુભ એ બે દૈત્યોએ બ્રહ્મદેવ પાસેથી વરદાન મેળવ્યુ હતુ કે સ્ત્રી સિવાય બીજા કોઈને હસ્તે એમનુ મૃત્યુ ન થાય આ વરદાનને કારણે તેઓ બહુ પ્રબળ બની ગયા હતા અને બધા પ્રાણીઓને પીડા કરતા હતા આ પછી દેવો બ્રહ્મદેવ પાસે ગયા અને પોતાની ફરિયાદ એમની આગળ રજૂ કરી બ્રહ્માએ પોતાના વરદાનનો પ્રકાર દેવોને સમજાવ્યો, તેમજ દેવોને ભવાની પાસે જઈને શુભનો વધ કરવા માટે એને વિનતિ કરવા માટે સૂચવ્યુ અહીં ત્રીજો સર્ગ પૂરો થાય છે

૧૭૭. "દેવો પછી હિમાલયમા ગયા સાહિત્યશાસ્ત્રની પરિપાટી મુજબનુ હિમાલયનુ વર્ણન ચોથા સર્ગમા આવે છે એ સમયે સમકાલે ઉપસ્થિત થયેલ ષડૃતુઓની શોભાનુ વર્ણન પાચમા સર્ગમા અને ચન્દ્રોદયનુ વર્ણન છઠ્ઠા સર્ગમા આવે છે સૂર્યોદયના વર્ણન સાથે સાતમો સર્ગ શરૂ થાય છે, અને ભવાની પુષ્પાવચય માટે જાય છે એ પછી સ્નાન માટે દેવી ગગાતટે જાય છે, અને સ્નાન કરીને એ પાછી ફરે છે ત્યારે દેવો દૂરથી એને જોઈને એની સ્તુતિ કરે છે પછી દેવો પોતાની ફરિયાદ કહે છે, અને શુભ દૈત્યનો વધ કરવા માટે દેવીને વિનતિ કરે છે દેવી એમનો ભય દૂર કરે છે અને દૈત્યનો વધ કરવાનુ વચન આપે છે આઠમા સર્ગમા ભવાની એક અત્યત સુન્દર સ્ત્રીનુ રૂપ ધારણ કરે છે અને હિમાલયના એક શિખર ઉપર વાસ કરે છે હિમાલયમા એક સુન્દરી આવી છે એવી વાત ફેલાય છે, અને શુભના સાભળવામા પણ એ વાત આવે છે પછી પોતાની સાથે લગ્ન કરવા માટેનો સદેશો એ સુન્દરીને શુભ મોકલે છે એ સદેશો લાવનાર દૂતને ભવાની કહે છે કે 'મારુ એવુ વ્રત છે કે હુ સિંહ ઉપર સવારી કરતી હોઉં ત્યારે મારી સાથે જે પુરુષ યુદ્ધ કરે એની સાથે જ હુ લગ્ન કરીશ' દૂત આ સમાચાર શુભને આપે છે, આથી આશ્ચર્ય પામીને એ વિચિત્ર પ્રતિજ્ઞા છોડી દેવાને સમજાવવા માટે ધૂમ્રલોચન દૈત્યને શુભ દેવી પાસે મોકલે છે, અને એ જો પોતાની જક છોડે નહિ તો એને બળપૂર્વક ઉપાડી લાવવા કહે છે ધૂમ્રલોચન ભવાની પાસે જાય છે અને શુભના હુકમનો અમલ કરવાનો પ્રયત્ન કરે છે એટલામા તો દેવીના પ્રભાવથી તે બળીને ભસ્મ થાય છે નવમા સર્ગમા મોટા સૈન્ય સાથે ઉમાની સાથે યુદ્ધ કરવા માટે શુભ જાય છે, દસમા સર્ગમા એમની વચ્ચે યુદ્ધ થાય છે, અને અગિયારમા સર્ગમા શુભનો વધ વર્ણવાયો છે

૧૭૧. "મુનિના મુખેથી ભવાનીના આ પરાક્રમો સાંભળીને સુરથ કઠિન તપશ્ચર્યા દ્વારા ભવાનીને પ્રસન્ન કરવાનો નિશ્ચય કરે છે આ તપશ્ચર્યાનું વર્ણન બારમા સર્ગમા છે તેરમા સર્ગમા સુરથની દૃઢતાની પરીક્ષા કરવા માટે પાર્વતી એક સુન્દરીને મોકલે છે, પરન્તુ એના આકર્ષણથી પણ સુરથ તપમાથી ચલિત થતો નથી ચૌદમા સર્ગમા ભવાની સુરથ ઉપર પ્રસન્ન થઈ તેની આગળ પ્રત્યક્ષ થાય છે, તથા એક હજાર વર્ષ સુધી ચક્રવર્તીપદની પ્રાપ્તિનુ તથા અત્યારનો સાતમો મનુ પૂરો થાય પછી, આવતા જન્મમા આઠમો મનુ થવાનુ એને વરદાન આપે છે બીજી બાજુ સુરથ રાજાના જે વફાદાર મંત્રીઓ હતા તેમણે કપટીઓનો નાશ કર્યો તથા સુરથની શોધ માટે ચારે દિશામા માણસો મોકલ્યા સુરથ જે વનમા તપ કરતો હતો ત્યા એમાનો એક આવી પહોચ્યો, અને તેને વિશે એણે પેલા વફાદાર મંત્રીઓને સમાચાર આપ્યા તેઓ ઘણા માણસો સાથે ત્યા આવી પહોચ્યા અને સુરથને રાજધાનીમા લઈ ગયા, જ્યા ઉમાના વરદાન અનુસાર તેણે ઘણા સમય સુધી ચક્રવર્તીપદ ભોગવ્યુ"[૨૦] પદરમા સર્ગમા સોમેશ્વર પોતાનો કુલવૃત્તાન્ત આપે છે, અને છેવટે વસ્તુપાળની સ્તુતિના કેટલાક શ્લોકો આપે છે પાચમા પ્રકરણમા (પૅરા ૬૯–૭૧) આ છેલ્લા સર્ગનો સાર મે આપ્યો છે

૧૭૨. સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી' વૈદર્ભી રીતિમા લખાયુ છે તો એના 'સુરથોત્સવ'મા ગૌડી રીતિમા કાવ્ય રચવાનો પ્રયત્ન છે, અહીં એના ચિત્ત સમક્ષ કાલિદાસનો નહિ પણ 'કિરાતાર્જુનીય' અને 'શિશુપાલવધ'નો નમૂનો હોય એમ જણાય છે જો કે સસ્કૃત કવિતાના આ બે દુર્ગમગૌરવ ગ્રન્થોના મુકાબલે 'સુરથોત્સવ'ની ભાષા સરલ છે, તોપણ એમા પુષ્કળ શ્લેષો, વિરલ અને અસાધારણ શબ્દોના પ્રયોગો તથા શબ્દાલકારો છે ભવાની અને દૈત્યનુ યુદ્ધ વર્ણવતો દસમો સર્ગ બધા પ્રકારના ચિત્રકાવ્યોથી ભરેલો છે, 'કિરાતાર્જુનીય'ના પદરમા સર્ગમા અને 'શિશુપાલવધ'ના ઓગણીસમા સર્ગમા યુદ્ધવર્ણનની સાથોસાથ ચિત્રકાવ્યો છે મહાકાવ્યોના લેખનમા વિવિધ પ્રકારના ચિત્રકાવ્યો દ્વારા યુદ્ધ વર્ણન કરવાની એક પરંપરા હતી એમ જણાય છે, જો કે યુદ્ધની ગતિ અને વેગના નિરૂપણમા ખરુ જોતા, આ ચિત્રકાવ્યો વિઘ્નરૂપ થાય છે

૧૭૩. 'કીર્તિકૌમુદી'ના કર્તાનુ કવિત્વ આ કાવ્યમા પણ જણાય છે આમા સોમેશ્વરે કરેલા કેટલાક વર્ણનો 'કીર્તિકૌમુદી'ના ઉત્તમ વર્ણનો

૨૦ ભાડારકર રિપોર્ટ ૪, પૃ ૧૯–૨૦

સાથે સરખાવી શકાય એવાં છે. પોતાની ફરિયાદ રજૂ કરવા માટે દેવો આવે છે એ પ્રસંગે બ્રહ્મદેવનું વર્ણન (૩), અને શબ્દાલંકારોથી ભરેલું હિમાલયની ભવ્યતાનુ વર્ણન (૪)-જેમાં કવિને 'કુમારસંભવ'ના પ્રથમ સર્ગમાંથી કંઈક પ્રેરણા મળી હોય—આના ઉદાહરણ તરીકે રજૂ કરી શકાય. ષડૃતુવર્ણન (૪) અને યુદ્ધવર્ણન (૧૦) પણ નોંધપાત્ર છે.

૧૬૪. 'સુરથોત્સવ'માંથી સોમેશ્વરની કવિતાકલાનાં કેટલાંક ઉદાહરણ અહીં ટાંકીએ. મંત્રીઓની દગાબાજીથી રાજ્યભ્રષ્ટ થયેલો સુરથ વનમાં પ્રવેશે છે એ વર્ણવતાં કવિ એક સુન્દર ધ્વનિકાવ્ય આપે છે—

**विशन् घनादेव घनान्तराणि सान्द्रद्रुमश्रेणिनिरन्तराणि ।**
**भाति स्म भिन्नाञ्जनसंनिभानि घनादिवेन्दुर्घनमण्डलानि ॥**
( ૨–૧૮ )

જો કે અહીં કવિ ભારવિ અને માઘની રચનાઓના કઠિન નમૂનાઓને સામાન્ય રીતે અનુસરે છે, તોપણ કેટલેક સ્થળે અત્યંત સરલ આસાદિક શૈલીમાં રચાયેલી કવિતા મળે છે; જેમકે ષડૃતુવર્ણનમાં વસંત—

**कटाक्षिता कैरपि चुम्बिता परैः कृतोपभोगा मधुपैश्च कैश्चन ।**
**मधु क्षरन्ती विरराज माधवी नवीनरूपा गणिकेव कामिभिः ॥**
( ૫–૧૦ )

શરદ—

**जलं प्रसन्नं जलदा निवर्तिताः प्रवर्तिताश्चाध्वनि साधुसिन्धवः ।**
**गदाधरः स्वापपरः प्रबोधितः शरद्दिनैर्निर्मलतोचितं कृतम् ॥**
( ૫–૩૯ )

વસન્તનો પ્રારંભ—

**लभन्ते सौभाग्यं किमपि हरिणाङ्कस्य किरणाः**
**पिकाः शब्दायन्ते स्वगतममृतस्यन्दि च वचः ।**
**चलत्यद्य श्वो वा पवनपृतना चन्दनगिरे-**
**रयामं कामस्य स्फुरति च शुभाशंसि नयनम् ॥** ( ૫–૫૬ )[૨૧]

સંસ્કૃત સાહિત્યમાં કાચની બંગડીનો ઉલ્લેખ નથી એમ સામાન્ય રીતે માનવામાં આવે છે,[૨૨] પણ 'સુરથોત્સવ' ૬–૧૦૫ માં કાચની બંગડીઓનો સ્પષ્ટ ઉલ્લેખ છે એ નોંધપાત્ર છે—

૨૧. આ શ્લોક ઉરા ૨–૩૬ મા પણ છે.

૨૨. "સંસ્કૃત સાહિત્યમાં કાચની બંગડીનો કોઈ ઉલ્લેખ મેં જોયો નથી, પણ એનો વપરાશ ૮ મા–૯ મા સૈકાના અરસામાં શરૂ થયો હશે એમ હું ધારું

या च काचवलयावलिशब्दैराजुहाव हृदयं दयितास्य ।

આ બતાવે છે કે સોમેશ્વરના સમયમાં ગુજરાતમાં સ્ત્રીઓનો આ અલંકાર સુપ્રચલિત હતો.

### વસ્તુપાલકૃત 'નરનારાયણાનંદ'

**૧૭૫.** 'નરનારાયણાનંદ' એ વસ્તુપાળે રચેલું એક મહાકાવ્ય છે. એનું વસ્તુ 'મહાભારત'ના 'વનપર્વ'માંથી લેવાયેલું છે. નર અને નારાયણ અથવા અર્જુન અને કૃષ્ણની મૈત્રી, રૈવતક ઉદ્યાનમાં તેમનો આનંદવિહાર અને કૃષ્ણની બહેન સુભદ્રાનું અર્જુને કરેલું હરણ એ તેનો વિષય છે. કવિ સમક્ષ માઘનો અને કેટલેક અંશે ભારવિનો નમૂનો છે. સંસ્કૃતના આ બે પ્રશિષ્ટ કવિઓનાં કાવ્યોમાં તેમજ વસ્તુપાળની પ્રસ્તુત રચનામાં વિષય જે 'મહાભારત'માંથી લેવાયેલો છે, તેનું કૃતિના વિસ્તારના પ્રમાણમાં ઇતિવૃત્ત નાનું છે અને નગર, વન અને રાજદરબાર, સૂર્યોદય, ચન્દ્રોદય, પુષ્પાવચય આદિનાં લાંબાં પરંપરાગત વર્ણનોથી તથા કેટલીક વાર લાંબા સંવાદોથી કૃતિનો મોટો ભાગ રોકાયેલો છે. વળી કવિઓની શૈલી ખૂબ અલંકૃત અને કેટલીક વાર તો કૃત્રિમ ગણી શકાય એવી છે, જો કે વસ્તુપાળનું કાવ્ય એના પુરોગામીઓ કરતાં સરળ છે. ભારવિ અને માઘની જેમ વસ્તુપાળે પણ એક આખો સર્ગ (૧૪) ચિત્રકાવ્યો દ્વારા યુદ્ધના વર્ણનથી ભરેલો છે. એ સર્ગના ચાળીસ શ્લોકો ચિત્રકાવ્યોના ઘણા પ્રકાર રજૂ કરે છે અને એમાંના કેટલાક પ્રકારો તો અલંકૃત સંસ્કૃત કવિતાના ક્ષેત્રમાં પણ વિરલ છે.

---

છું. મધ્ય એશિયામાંથી આવેલી હૂણ અને ગુર્જર જેવી પરદેશી જાતિઓ દ્વારા એનો ઉપયોગ શરૂ થયો હોય એમ લાગે છે.—જર્નલ ઑફ ઓરિએન્ટલ સ્ટડીઝ, પુ. ૧, પૃ. ૨૬માં શ્રી પી. કે. ગોડેએ આપેલું ડૉ. વાસુદેવશરણ અગ્રવાલનું અવતરણ.

સંસ્કૃત સ્ફટિક શબ્દનો કેટલીક વાર 'કાચ' અર્થ કરવામાં આવ્યો છે એ અહીં નોંધવું જોઈએ. ઉદાહરણ તરીકે સોમદેવના યશસ્તિલક ચમ્પૂ (ઈ. સ. ૯૫૧)માંના 'સ્ફટિકવલય' શબ્દનો અર્થ શ્રી હંદિકીએ 'કાચની બંગડી' એવો કર્યો છે (યશસ્તિલક ઍન્ડ ઇન્ડિયન કલ્ચર, પૃ. ૧૨૩). સ્ફટિક શબ્દનો ('એક જાતનો સફેદ કિંમતી પથ્થર' એવો) સંસ્કૃતમાં સામાન્ય અર્થ છે એ વિસ્તૃત થઈને કૃત્રિમ કાચના અર્થનો સમાવેશ થઈ ગયો હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. આથી કાચવલય શબ્દમાં કાચની બંગડીનો સૌથી જૂનો ઉપલબ્ધ અસંદિગ્ધ ઉલ્લેખ સુરથોત્સવમાંથી મળે છે એમ કહેવું ઉચિત છે.

૧૭૬. 'નરનારાયણાનંદ' સોળ સર્ગમાં વહેંચાયેલું છે અને એમાં કુલ ૭૯૪ શ્લોક છે. 'કુમારસંભવ,' 'શિશુપાલવધ,' 'કિરાતાર્જુનીય' અને 'નૈષધીયચરિત'ની જેમ કોઈ દેવને નમસ્કાર કર્યા વિના જ એનો આરંભ થાય છે. પહેલા સર્ગમાં કૃષ્ણની રાજધાની દ્વારકાનું અને બીજા સર્ગમા એમના દરબારનું તથા ત્યાં એમના આગમનનું વર્ણન છે. પછી રૈવતકનો ઉદ્યાનપાલ આવીને કૃષ્ણ સમક્ષ પુષ્પોની ભેટ ધરે છે, તથા એમને ખબર આપે છે કે અર્જુન રૈવતક ઉદ્યાનમાં આવેલ છે. પોતાના ઇષ્ટ મિત્રને મળવા માટે કૃષ્ણ ઉત્સુક બને છે, અને ત્રીજા સર્ગમા રૈવતકમાં આવીને એને ભેટે છે. બંને મિત્રો દ્રાક્ષમંડપમાં બેસીને વાતો કરે છે. રૈવતકમાં સમકાલે પ્રવર્તમાન ૭ ઋતુઓની શોભાનું વર્ણન ચોથા સર્ગમાં કરેલું છે. આ બે ગાઢ મિત્રોનું જાણે દર્શન કરવા ઇચ્છતો ન હોય એવો ચંદ્ર પછી ઊગે છે. આ પછી ત્રણ સર્ગ (૫–૭)માં સૂર્યાસ્ત, ચન્દ્રોદય, સુરાપાન અને સુરત, સુરત તથા સૂર્યોદયનાં વર્ણનો છે. અર્જુન અને કૃષ્ણ આખી રાત વાર્તાલાપમાં ગાળે છે. આઠમા સર્ગમાં કૃષ્ણના ભાઈ બલભદ્ર રૈવતકમાં જાય છે, અને કવિ એમના સૈન્યનુ વર્ણન કરવાની તક મેળવે છે. નવમા અને દસમા સર્ગમાં પુષ્પાવચય અને જલક્રીડાનુ વર્ણન છે. સુભદ્રા સ્નાન કરીને પાછી વળતી હતી ત્યારે અર્જુને એને જોઈ અને બન્નેને એકબીજા તરફ પ્રણય થયો. અર્જુન અને કૃષ્ણ પણ રૈવતકમાંથી દ્વારાવતીમાં આવ્યા. અગિયારમા સર્ગમાં વિરહથી વ્યથિત અર્જુનનુ વર્ણન છે. એક દૂતી અર્જુન પાસે આવે છે અને સુભદ્રાની દશા પણ એવી જ હોવાનું તેને કહે છે. સુભદ્રાએ પાઠવેલો પ્રેમપત્ર અર્જુન વાંચે છે અને સુભદ્રાએ પોતે રૈવતકમાં મળવું એવો સંદેશો દૂતી મારફત મોકલે છે. કામદેવની પૂજા માટે રૈવતક ઉદ્યાનમાં જતી સુભદ્રાનુ વર્ણન બારમા સર્ગમાં છે; એ સમયે અર્જુન એનું હરણ કરી જાય છે. રક્ષકો બળદેવને ખબર આપે છે, એટલે ક્રોધાયમાન થયેલા બળદેવ કૃષ્ણ આગળ એમના મિત્રના દુર્વર્તન બદલ ફરિયાદ કરે છે. કૃષ્ણ ઉત્તર આપે છે કે 'સુભદ્રાને માટે અર્જુન યોગ્ય વર છે, અને સુભદ્રા પણ અર્જુનને ઇચ્છે છે; માટે તમારે કોપ કરવાનુ કારણ નથી.' તેરમા અને ચૌદમા સર્ગમાં યાદવ સૈન્ય અને અર્જુન વચ્ચેના તુમુલ યુદ્ધનુ વર્ણન છે. છેવટે કૃષ્ણ વચ્ચે પડે છે, યુદ્ધ અટકાવે છે અને અર્જુનને દ્વારકામાં લઈ આવે છે. પંદરમા સર્ગમાં દ્વારકામાં થયેલા આનંદોત્સવનું તથા અર્જુન અને સુભદ્રાના લગ્નનું વર્ણન છે. છેલ્લા અને સોળમા સર્ગમાં વસ્તુપાળે પોતાના પૂર્વજ ચંડપથી માંડીને પૂર્વ પુરુષોનો તથા પોતાનો વૃત્તાન્ત આપ્યો છે, અને નીચેના નમ્રતાસૂચક શ્લોકથી તે કાવ્ય પૂરું કરે છે—

उद्भास्वद्विश्वविद्यालयमयमनसः कोविदेन्द्रा वितन्द्रा
मन्त्री बद्धाञ्जलिर्वो विनयनतशिरा याचते वस्तुपालः ।
स्वल्पप्रज्ञाप्रबोधादपि सपदि मया कल्पितेऽस्मिन् प्रबन्धे
भूयो भूयोऽपि यूयं जनयत नयनक्षेपतो दोषमोषम् ॥

વસ્તુપાળના આશ્રિત કોઈ કવિએ 'નરનારાયણાનંદ'ના પ્રત્યેક સર્ગને અંતે એની સ્તુતિના એક કે બે શ્લોકો ઉમેરેલા છે. આવા શ્લોકોની કુલ સંખ્યા ૧૮ છે.

૧૭૭. 'નરનારાયણાનંદ' એની રચના પછીના થોડા સમયમાં સંસ્કૃત સાહિત્યજગતમાં ઠીક પ્રતિષ્ઠિત થયું હોય એમ જણાય છે, કેમકે એના પહેલા સર્ગનો છટ્ઠો શ્લોક જલ્હણની 'સૂક્તિમુક્તાવલિ'માં ઉદ્ધૃત થયો છે (પેરા ૬૪), અને બીજો એક શ્લોક (૧૪-૬) અમરચન્દ્રકૃત 'કાવ્યકલ્પલતા' (પૃ. ૧૦૩)માં સ્થાન પામ્યો છે. આપણે જોયું તેમ, કાવ્યનો મોટો ભાગ મહાકાવ્યોની પરિપાટી મુજબનાં વર્ણનોથી રોકાયેલો છે; પણ એમાંયે વસ્તુપાળની કવિ તરીકેની વિશિષ્ટતા અછતી રહેતી નથી, અને એમાંનાં કેટલાંક સ્થાનો તો ભારવિ અને માઘના ઉત્તમ શ્લોકોની યાદ આપે છે, અને આખું કાવ્ય એકંદરે એવું ધોરણ જાળવે છે, જે મધ્યકાળના સંસ્કૃત મહાકાવ્યોના લેખકોમાં સામાન્ય રીતે જોવા મળતું નથી. કૃષ્ણની પ્રકૃતિમાં સામાન્ય મનુષ્યની નજરે દેખાતા વિરોધાભાસો કવિ આમ વર્ણવે છે :

पुपोष मित्राण्यपि निर्ममोऽसौ गतस्पृहो राज्यमपि प्रतेने ।
जघान शत्रूनपि शान्तचेताः प्रभुः प्रजाकार्यकृतावतारः ॥
(१-४२)

કૃષ્ણ અને અર્જુન એ બે મિત્રોનું રૈવતક ઉદ્યાનમાં લાંબા સમય પછી મિલન—

उरसि रमितयोस्तयोः प्रमोदाद् दृढपरिरम्भविभिन्नभूषणेऽपि ।
प्रुतमननुत तारहारलक्ष्मीं स्मितरुचिबिन्दुरिताश्रुबिन्दुपङ्क्तिः ॥
(३-११)

સૂર્યોદય થતાં અંધકારની વિભુમિ વિશે એક સુંદર કલ્પના—

मनः निरङ्कुशतयाशु शशाङ्कभिन्नो
यः सर्वतस्त्रिभुवनेऽपि ममौ कथंचित् ।
माति स्म सोऽपि हरि पूर्वदिगङ्गनस्य
भालाम्बराद् झगिति संकुचितोऽन्धकारः ॥ (७-३५)

સુભદ્રાને હરી જતા અર્જુનને બળભદ્રની જલદ ચેતવણી—

**रे चौर यदि सौजन्यं तादृक्षमपि विस्मृतम् ।**
**तत्किं मे वामपादोऽपि विस्मृतोऽरिकपालभित् ॥** (૧૨-૩૭)

બીજે એક સ્થળે, સુભદ્રાના સ્તનપ્રદેશ ઉપર લટકતી વેણીને વિરહ-વેદનાથી પીડાતા અર્જુનની શરીરકાન્તિની ચોરી કરવાના અપવાદમાં આવેલા મન્મથના ઘટસર્પ[૨૩] નામે દિવ્ય (જેના ઉપર અપરાધનો સંદેહ હોય એની સદોષતા કે નિર્દોષતા પુરવાર કરવા માટે કરવામાં આવતી ચમત્કારિક પરીક્ષા) સાથે સરખાવી છે—

**द्रुततरमपरस्या जालगर्भे गताया**
**ललितलुलितवेणिः पीवरश्रीरुरोजे ।**
**शतमखसुतकायच्छायचौर्यापवादा-**
**दघटत घटसर्पो मन्मथस्येव दिव्यम् ॥** (૧૫-૨૧)

### અમરચન્દ્રકૃત 'બાલભારત'

૧૦૮. અમરચન્દ્રસૂરિકૃત 'બાલભારત' એ, એનુ નામ સૂચવે છે તેમ, 'મહાભારત'ના મુખ્ય કથાવસ્તુનો સંક્ષેપ છે. કર્તાએ એને મહાકાવ્ય કહ્યું છે તથા પ્રત્યેક સર્ગને અંતે 'વીર' શબ્દથી અંકિત હોઈ અમરચન્દ્રસૂરિનુ આ કાવ્ય તેમજ એમનુ 'પદ્માનંદ મહાકાવ્ય' બન્ને 'વીરાંક' તરીકે ઓળખાય છે. મૂળ 'મહાભારત'ની જેમ 'બાલભારત'ના પણ ૧૮ પર્વ છે અને પ્રત્યેક પર્વ સર્ગોમાં વહેંચાયેલું છે; છેલ્લા પ્રશસ્તિસર્ગ સહિત સર્ગોની કુલ સંખ્યા ૪૪ છે છેલ્લા સર્ગના છેલ્લા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે આખી કૃતિનુ ગ્રન્થાગ્ર ૬૯૫૦ શ્લોકનુ છે. 'મહાભારત'નુ કથાવસ્તુ જો કે એક મહાકાવ્યમા સમાઈ શકે એ કરતા ઘણુ મોટું છે, પણ સંસ્કૃત આલંકારિકોએ આપેલા લક્ષણો અનુસાર મહાકાવ્ય ગણી શકાય એવી રીતે તેના આ સારની યોજના અમરચન્દ્રે કરી છે છેલ્લા સર્ગ સિવાયના પ્રત્યેક સર્ગના આરંભે અમરચન્દ્રે એક એક શ્લોકમા વેદવ્યાસની સ્તુતિ કરી છે; અર્થાત્ આખા ગ્રન્થમાં વેદવ્યાસની સ્તુતિના ૪૩ શ્લોકો છે, જે બતાવે છે કે

---

૨૩. ઘટસર્પ નામે દિવ્યમા, જેમા સાપ રાખેલો હોય એવા ઘડામા, હાથ મૂકવાની આરોપીને ફરજ પાડવામા આવતી મકો (પૃ. ૧૨૫) જણાવે છે કે વસ્તુપાળે રાજ્યના નાણાની દુર્વ્યવસ્થા કરી હોવાનો રાજા વીસલદેવને સંદેહ હોવાથી તે આ દિવ્યમાથી પસાર થાય એમ રાજા ઇચ્છતો હતો, પણ લવણપ્રસાદે એને એવું કરતાં અટકાવ્યો હતો. જો કે વીસલદેવ રાજા થયો ત્યાસુધી લવણપ્રસાદ વિદ્યમાન હશે કે કેમ એવો ઐતિહાસિક તથ્યનો પ્રશ્ન આડો રહે છે.

'મહાભારત'ના કર્તા માટે અમરચન્દ્રને કેટલું માન હતું. 'આદિપર્વ'ના સાતમા સર્ગમાં વસંતનું વર્ણન છે, અને આઠથી અગિયાર સુધીના સર્ગોમાં પુષ્પાવચય, જલક્રીડા, ચન્દ્રોદય, પાનગોષ્ઠિ, સુરત આદિનું વર્ણન છે. અર્જુને જેનું દહન કર્યું હતું એ ખાંડવવનનું સુંદર વર્ણન બારમા સર્ગમાં છે. 'સભાપર્વ'ના ચોથા સર્ગમાં ઋતુઓનું તથા 'દ્રોણપર્વ' અને 'ભીષ્મપર્વ'માં યુદ્ધનું વર્ણન છે. 'સ્ત્રીપર્વ'માં કૌરવકુલની સ્ત્રીઓ પોતાનાં સગાનાં શોકમાં રુદન કરે છે ત્યાં અમરચન્દ્રે કરુણ રસનું નિરૂપણ કર્યું છે.

૧૭૯. આમ આ કૃતિને મહાકાવ્ય તરીકે રજૂ કરવાનો કર્તાનો પ્રયત્ન હોવા છતાં ખરા સાહિત્યિક મહાકાવ્ય કરતાં વધુ અંશે તો તે 'મહાભારત'નો કવિતારૂપે કેવળ સાર જ બની રહે છે. મૂળનો સંક્ષેપ કરવામાં અમરચન્દ્રે એના બોધપ્રધાન અને ધાર્મિક અંશોનો લગભગ ત્યાગ કરીને કેવળ કથાભાગ ઉપર જ ધ્યાન આપ્યું છે. આ જ કારણથી 'બાલભારત'માં આદિથી ઉદ્યોગ સુધીનાં પર્વો ઠીક ઠીક જગા રોકે છે, જ્યારે 'શાન્તિપર્વ' અને 'અનુશાસનપર્વ' 'મહાભારત'નાં બોધપ્રધાન તથા ધર્મ આચાર આદિની ચર્ચા કરતાં પર્વો છે એને માત્ર એક એક સર્ગ જ આપવામાં આવ્યો છે. એ પછીનાં પર્વોની કથા તો ખૂબ જ સંક્ષેપમાં કહેવામાં આવી છે. એક જૈન સાધુની કૃતિ હોવા છતાં બ્રાહ્મણ સાહિત્યજગતમાં પણ 'બાલભારત' સુપ્રસિદ્ધ હતું. મૂળના કથાભાગને વફાદારીપૂર્વક અનુસરતો 'મહાભારત'નો આ પદ્યમય સંક્ષેપ હોવા સાથે તે એક સારી કાવ્યકૃતિ છે એ પણ એની લોકપ્રિયતાનું એક કારણ છે.

### અમરચન્દ્રસૂરિકૃત 'પદ્માનન્દ મહાકાવ્ય'

૧૮૦. અમરચન્દ્રસૂરિકૃત 'પદ્માનન્દ મહાકાવ્ય' અથવા 'જિનેન્દ્રચરિત' એવી એક કૃતિ છે, જેને આલંકારિકોએ આપેલાં લક્ષણ મુજબના સાહિત્યિક મહાકાવ્ય અને જૈન ધાર્મિક ચરિત્રની અંતરાલવર્તી ગણી શકાય. આ કૃતિમાં પહેલા જૈન તીર્થંકર આદિનાથનું ચરિત્ર છે. એમાં ૧૯ સર્ગ અને કુલ ૬૨૮૧ શ્લોક છે.૨૪ ધાર્મિક ચરિત્રો સામાન્ય રીતે એક જ છંદ—અનુષ્ટુભમાં હોય છે, જ્યારે આમાં મહાકાવ્યની પદ્ધતિએ પ્રશિષ્ટ સંસ્કૃત કવિતાના બધાયે મુખ્ય છંદોનો પ્રયોગ કરવામાં આવ્યો છે, અને એક આખો સર્ગ ષડ્ઋતુવર્ણનમાં રોકાયેલો છે. ચરિત્રનાયક આદિનાથના જીવન ઉપરાંત સંખ્યાબંધ કથાનકો, દૃષ્ટાન્તો, ધાર્મિક અને દાર્શનિક ભાવો ૨૩૪

ચર્ચાઓ તથા ઉપદેશો આવે છે, જે ધાર્મિક કૃતિ તરીકેની એની લાક્ષણિકતા સૂચવે છે. આવી ઉપદેશપ્રધાન સામગ્રી હોવા છતાં એમાં સાચી કવિતાના અંશો પણ ઓછા નથી. આ કાવ્યમાં સૂક્તિ અર્થાન્તરન્યાસોનો ગોખ જણાય છે, અને ઉત્તમ સુભાષિતો લેખે ગણાય એવા સંખ્યાબંધ શ્લોકો એમાં છે.૨૫ ભાષા અને ગદ્યરચના ઉપર કવિનું પ્રભુત્વ નોંધપાત્ર છે.

### અમરચન્દ્રકૃત 'ચતુર્વિંશતિ-જિનેન્દ્ર-સંક્ષિપ્ત-ચરિતાનિ'

૧૮૧. અમરચન્દ્રસૂરિકૃત 'ચતુર્વિંશતિ-જિનેન્દ્ર-સંક્ષિપ્ત-ચરિતાનિ' એ જો કે મહાકાવ્ય નથી, તેમ એક તીર્થંકરનું સંક્ષિપ્ત ચરિત નથી, તોપણ એનું સિંહાવલોકન અહીં કરવું ઉચિત થશે. 'પદ્માનંદ મહાકાવ્ય'માં પણ પ્રથમ તીર્થંકરનું જીવન છે, તો આ કૃતિમાં પ્રથમ તીર્થંકર સમેત ચોવીસે તીર્થંકરોનાં સંક્ષિપ્ત જીવનવૃત્ત છે, અને એ રીતે 'પદ્માનંદ મહાકાવ્ય'ની પહેલાં રચાયેલી હોવા છતાં આ કૃતિ જાણે કે એના પરિશિષ્ટરૂપ બની જાય છે (પૅરા ૧૦૬). એમાં કુલ ૧૮૦૨ શ્લોકો છે. પ્રત્યેક તીર્થંકર વિશેની ટૂંકીમાં ટૂંકી હકીકત સંક્ષેપમાં આપવાની છે, અને તેથી કાવ્યાલંકારોને કે વર્ણનોને અહીં અવકાશ નથી. પ્રત્યેક તીર્થંકરને માટે કર્તાએ નીચેની વિગતે ટૂંક માહિતી આપી છે : (૧) પૂર્વજન્મ કે જન્મો, (૨) માતાપિતા, (૩) તીર્થંકરના નામની સમજૂતી, (૪) માતાના ગર્ભમાં આવ્યાના, જન્મના, દીક્ષાના અને મુક્તિના દિવસો, (૫) ચૈત્યવૃક્ષની ઊંચાઈ, (૬) તીર્થંકરનો પરિવાર, જેમાં ગણધરો, સાધુ-સાધ્વીઓ, ચતુર્દશ પૂર્વધરો, અવધિજ્ઞાનીઓ, મનઃપર્યવ જ્ઞાનીઓ, કેવલીઓ (સર્વજ્ઞ), વૈક્રિય લબ્ધિ (પોતાના શરીરનું રૂપ ઇચ્છાનુસાર બદલવાની શક્તિ) ધરાવનારાઓ, શ્રાવક-શ્રાવિકાઓ આદિનો સમાવેશ થાય છે, (૭) કુમાર, યુવરાજ, રાજા (જ્યાં લાગુ પડતું હોય ત્યાં), છદ્મસ્થ (અસર્વજ્ઞ અપૂર્ણ જ્ઞાનથી યુક્ત) અને કેવલજ્ઞાની તરીકે તીર્થંકર ગાળેલાં વર્ષો.૨૬

### માણિક્યચન્દ્રકૃત 'શાન્તિનાથચરિત' અને 'પાર્શ્વનાથચરિત'

૧૮૨. છેલ્લે માણિક્યચન્દ્રની બે રચનાઓ—'શાન્તિનાથચરિત' અને 'પાર્શ્વનાથચરિત' ઉપર આપણે આવીએ છીએ. ધાર્મિક ચરિત્રોને 'મહાકાવ્ય' કહેવાની જૈનોની પરંપરા મુજબ (પૅરા ૧૬૬) આ બન્ને રચનાઓને

૨૫ કાપડિયા, 'પદ્માનન્દ મહાકાવ્ય'ની પ્રસ્તાવના, પૃ. ૧૫, ટિપ્પણ, જેમાં સુભાષિતોનાં કેટલાંક ઉદાહરણ આપ્યાં છે.

૨૬ એજ, પૃ. ૩૬

ચર્ચાઓ તથા ઉપદેશો આવે છે, જે ધાર્મિક કૃતિ તરીકેની એની લાક્ષણિકતા રજૂ કરે છે. આટલી ઉપદેશપ્રધાન સામગ્રી હોવા છતાં એમાં સાચી કવિતાના અંશો પણ ઓછા નથી. આ કાવ્યમાં કર્તાને અર્થાન્તરન્યાસોનો શોખ જણાય છે, અને ઉત્તમ સુભાષિતો લેખે ગણાય એવા સંખ્યાબંધ શ્લોકો એમાં છે.[૨૫] ભાષા અને ગદ્યરચના ઉપર કવિનું પ્રભુત્વ નોંધપાત્ર છે.

### અમરચન્દ્રકૃત 'ચતુર્વિંશતિ-જિનેન્દ્ર-સંક્ષિપ્ત-ચરિતાનિ'

૧૮૧. અમરચન્દ્રસૂરિકૃત 'ચતુર્વિંશતિ-જિનેન્દ્ર-સંક્ષિપ્ત-ચરિતાનિ' એ જો કે મહાકાવ્ય નથી તેમ એક તીર્થંકરનું સંક્ષિપ્ત ચરિત્ર નથી, તોપણ એનું વિહંગાવલોકન અહીં કરવું ઉચિત થશે. 'પદ્માનંદ મહાકાવ્ય'માં પણ પ્રથમ તીર્થંકરનું જીવન છે, તો આ કૃતિમાં પ્રથમ તીર્થંકર સમેત ચોવીસે તીર્થંકરોનાં સંક્ષિપ્ત જીવનવૃત્ત છે, અને એ રીતે 'પદ્માનંદ મહાકાવ્ય'ની પહેલાં રચાયેલી હોવા છતાં આ કૃતિ જાણે કે એના પરિશિષ્ટરૂપ બની જાય છે (પૅરા ૧૦૬.) એમા કુલ ૧૮૦૨ શ્લોકો છે. પ્રત્યેક તીર્થંકર વિશેની હકીકત કર્તાને સંક્ષેપમાં આપવાની છે, અને તેથી કાવ્યાલંકારો કે વર્ણનોને અહીં અવકાશ નથી. પ્રત્યેક તીર્થંકરને માટે કર્તાએ નીચેની વિગતે ટૂંક માહિતી આપી છે: (૧) પૂર્વજન્મ કે જન્મો, (૨) માતાપિતા, (૩) તીર્થંકરના નામની સમજૂતી, (૪) માતાના ગર્ભમાં આવ્યાના, જન્મના, દીક્ષાના અને મુક્તિના દિવસો, (૫) ચૈત્યવૃક્ષની ઊંચાઈ, (૬) તીર્થંકરનો પરિવાર, જેમાં ગણધરો, સાધુ-સાધ્વીઓ, ચતુર્દશ પૂર્વધરો, અવધિજ્ઞાનીઓ, મનઃપર્યવ જ્ઞાનીઓ, કેવલીઓ (સર્વજ્ઞ), વૈક્રિય લબ્ધિ (પોતાના શરીરનું રૂપ ઇચ્છાનુસાર બદલવાની શક્તિ) ધરાવનારાઓ, શ્રાવક-શ્રાવિકાઓ આદિનો સમાવેશ થાય છે, (૭) કુમાર યુવરાજ, રાજા (જ્યાં લાગુ પડતુ હોય ત્યાં), છદ્મસ્થ (અસર્વજ્ઞ સંપૂર્ણ જ્ઞાનથી વંચિત) અને કેવલજ્ઞાની તરીકે તીર્થંકરે ગાળેલાં વર્ષો.[૨૬]

### માણિક્યચન્દ્રકૃત 'શાન્તિનાથચરિત' અને 'પાર્શ્વનાથચરિત'

૧૮૨. છેલ્લે માણિક્યચન્દ્રની બે રચનાઓ—'શાન્તિનાથચરિત' અને 'પાર્શ્વનાથચરિત' ઉપર આપણે આવીએ છીએ. ધાર્મિક ચરિત્રોને 'મહાકાવ્ય' કહેવાની જૈનોની પરંપરા મુજબ (પૅરા ૧૬૬) આ બન્ને રચનાઓને

૨૫. કાપડિયા 'પદ્માનન્દ મહાકાવ્ય'ની પ્રસ્તાવના, પૃ. ૧૫ ટિપ્પણ, જેમા સુભાષિતોનાં કેટલાંક ઉદાહરણ આપ્યા છે.

૨૬. એ જ, પૃ. ૩૬

હસ્તપ્રતોની પુષ્પિકાઓમાં 'મહાકાવ્ય' કહેવામાં આવેલ છે.[૨૭] શાન્તિનાથ એ સોળમા અને પાર્શ્વનાથ ત્રેવીસમા તીર્થંકર છે. આ બન્ને જિનેશ્વરોનું તથા આદિનાથ, નેમિનાથ, મહાવીર આદિ બીજા તીર્થંકરોનું જીવન એ જૈન કવિઓમાં કાવ્યરચના માટે બહુ લોકપ્રિય વસ્તુ હતી, અને આ બે તીર્થંકરો વિશે તો સંસ્કૃતમાં તેમજ પ્રાકૃતમાં સંખ્યાબંધ કાવ્યો રચાયેલાં છે.[૨૮] આ બન્ને કૃતિઓ અપ્રસિદ્ધ હોઈ માત્ર હસ્તપ્રતરૂપે જ મળે છે. 'શાન્તિનાથ ચરિત'માં આઠ સર્ગ છે અને એનું ગ્રન્થાગ્ર ૫૫૭૪ શ્લોકનું છે.[૨૯] 'પાર્શ્વનાથ ચરિત'માં નવ સર્ગ છે અને એનું ગ્રન્થાગ્ર ૫૨૭૮ શ્લોકનું છે.[૩૦] બન્ને કાવ્યોનો મોટો ભાગ ('શાન્તિનાથચરિત'માં ૭ સર્ગ, 'પાર્શ્વનાથચરિત'માં ચાર સર્ગ) તીર્થંકરના પૂર્વજન્મોના વૃત્તાન્તથી રોકાયેલો છે. હેમચન્દ્રકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'નાં પાંચમું અને નવમું પર્વ, જ્યાં અનુક્રમે આ બે તીર્થંકરોનું જીવન વર્ણવાયું છે એમાંની કથાને તથા જિનસેનકૃત 'આદિ પુરાણ' તથા ગુણભદ્રકૃત 'ઉત્તર પુરાણ'ના પ્રસ્તુત અંશોને આ બે કાવ્યોના કથાનક સામાન્ય રીતે અનુસરે છે. બન્ને કાવ્યો સાદી, પુરાણશૈલીના સંસ્કૃતમાં રચાયેલ છે અને એમાં મુખ્ય છંદ અનુષ્ટુપ છે, તથા આ બન્ને તીર્થંકરોના જીવનવૃત્તાન્તની અંદર, ભારતીય કથાસાહિત્યને પ્રાચીન કાળથી સુપરિચિત એવી પદ્ધતિએ વિવિધ પ્રકારની સંખ્યાબંધ આડ વાર્તાઓ દાખલ કરેલી છે. સંસ્કૃત સાહિત્યના આલંકારિકોએ આપેલાં મહાકાવ્યનાં લક્ષણોને કોઈ રીતે અનુસરતું નથી, તોપણ માણિક્યચન્દ્ર જેવા સુપ્રસિદ્ધ વિદ્વાન અને આલંકારિકની કૃતિ હોઈ આ બે રચનાઓ જૈન આખ્યાનકવિતા (Narrative poetry)ના સારા નમૂનાઓ રજૂ કરે છે.

---

૨૭ ઉદાહરણ તરીકે—इत्याचार्यश्रीमाणिक्यचन्द्रविरचिते श्रीशान्तिनाथचरिते महाकाव्ये तपोभावनाकथा-चक्रयुधगणभृन्निर्वाण वर्णनो नाम अष्टम सर्गः समाप्तः। (પાભસૂ, પૃ. ૨૦૫)

પાર્શ્વનાથચરિતના પ્રત્યેક સર્ગને અંતે પણ એના મહાકાવ્ય તરીકે ઉલ્લેખ કરતી આવી પુષ્પિકાઓ મળે છે.

૨૮ જિરકો, પૃ. ૨૪૪-૪૬ અને ૩૭૮-૮૧

૨૯ એ જ, પૃ. ૩૮૦

૩૦ એ જ, પૃ. ૨૪૪-૪૫

# પ્રકરણ ૭

## નાટક

### સંસ્કૃત નાટકના લક્ષણો

૧૮૩. નાટક એ સંસ્કૃત સાહિત્યનું બીજું એક લોકપ્રિય સ્વરૂપ છે અને તેને સંસ્કૃત સાહિત્યકારોની કાવ્યસિદ્ધિની પરાકાષ્ઠા લેખવામાં આવે છે. બૌદ્ધ કવિ અશ્વઘોષના સમયથી માંડી લગભગ અર્વાચીન કાળ સુધી બે હજાર કરતાં વધુ વર્ષોનો એનો ઇતિહાસ છે ભારતમાં સૌથી જૂનો નાટ્યાત્મક સાહિત્યપ્રકાર ઋગ્વેદના સંવાદો જેવા કે સરમા–પણી સંવાદ, યમ–યમી સંવાદ, વિશ્વામિત્ર–નદી સંવાદ, પુરૂરવા–ઉર્વશી સંવાદ આદિ છે, અને એ પૈકી છેલ્લા સંવાદમાંથી મહાકવિ કાલિદાસને 'વિક્રમોર્વશીય'નું વસ્તુ પ્રાપ્ત થયું હતું ભજવાતા નાટકના પ્રાચીનતમ ઉલ્લેખો 'મહાભાષ્ય' (ઈ સ પૂર્વે ૧૨૦)માં છે 'કંસવધ' અને બલિબંધ ના અભિનયપ્રયોગનો એમાં નિર્દેશ છે આ તથા બીજા કેટલાક ઉલ્લેખો ઉપરથી એમ માનવામાં આવે છે કે સંસ્કૃત નાટક વિષ્ણુ–કૃષ્ણના સંપ્રદાયમાંથી વિકસ્યું હતું અને એથી પ્રાગ્ લિક અભિનયપ્રયોગો ખ્રિસ્તી મધ્યકાલના રહસ્યનાટકો (Mysteries) જેવા હતા[1] બહુસંખ્ય નાટકો ઉપરાંત નાટ્યશાસ્ત્રના અનેક ગ્રન્થો ભારતમાં રચાયા છે—જેમાં ભરતનું 'નાટ્યશાસ્ત્ર' (ઈ સ ૩૦૦ કે આસપાસ) સૌથી પ્રાચીન છે—એ બતાવે છે કે ભારતમાં સંસ્કૃત નાટકનો વિકાસ ગુણસમૃદ્ધ તેમજ વૈવિધ્યપૂર્ણ હતો સંસ્કૃત નાટકના સામાન્ય રીતે રૂપક અને ઉપરૂપક એવા બે વિભાગ કરવામાં આવે છે વિશ્વનાથકૃત 'સાહિત્યદર્પણ' (ઈ સ ૧૪૫૦ આસપાસ) રૂપકના દશ અને ઉપરૂપકના અઢાર વિભાગ પાડે છે

૧૮૪. નાટકમાં અંકની સંખ્યા એકથી દશ સુધી હોય છે નાટિકા તરીકે ઓળખાતા પ્રકારમાં ચાર અંક હોય છે, જ્યારે પ્રહસન ભાણ આદિ ગૌણ પ્રકારો એક જ અંકમાં સમાપ્ત થાય છે પ્રત્યેક નાટકના આરંભમાં પ્રસ્તાવના હોય છે એનો પ્રારંભ નાન્દીથી થાય છે પ્રેક્ષકો ઉપર દેવોની કૃપા ઊતરે એ માટે પ્રાર્થના કરવામાં આવે છે પછી સૂત્રધાર અને બીજા એક અથવા બે નટો વચ્ચેનો સંવાદ શરૂ થાય છે, એમાં નાટક અને એના કર્તા વિશે કંઈક માહિતી આપવામાં આવે છે અને પ્રસ્તાવનાને અન્ત વિશિષ્ટ

---

૧ મેકડોનલ્ડ સંસ્કૃત લિટરેચર પૃ ૩૪૭

નાટ્યાત્મક પરિસ્થિતિમાં એક પાત્રને રજૂ કરવામાં આવે છે અંકના અંત સુધી રંગભૂમિ ખાલી રહેતી નથી અને ત્યાં સુધી સ્થળમાં પણ પરિવર્તન થતું નથી બે અંગોની વચ્ચે કેટલીક વાર વિષ્કંભક અથવા પ્રવેશક તરીકે ઓળખાતો નેપથ્યવિશેષ આવે છે, તે અંકો વચ્ચેના સમયમાં જે બનાવો બની ગયા હોય તેની માહિતીઓ દ્વારા પ્રેક્ષકોને આપવામાં આવે છે, એટલું જ નહિ, ભવિષ્યત્ ઘટનાઓ માટેની પણ માનસિક ભૂમિકા પણ તૈયાર કરવામાં આવે છે નાટકની સમાપ્તિ ભરતવાક્યથી થાય છે, એમાં સુખ અને કલ્યાણ માટેની પ્રાર્થના હોય છે અને નાટકના એકાદ મુખ્ય પાત્રના મુખમાં ભરતવાક્યનો શ્લોક મુકાય છે સંસ્કૃત નાટક એ ગદ્યમનોહર અને ઊર્મિયુક્ત શ્લોકોની મિશ્ર રચના છે સંસ્કૃત નાટકનાં વિવિધ પાત્રો પોતાના સામાજિક દરજ્જા અનુસાર વિવિધ બોલીઓ બોલે છે એ જાણીતું છે નાટકના નાયકો–રાજાઓ, બ્રાહ્મણો અને ઉચ્ચ સામાજિક દરજ્જો ધરાવતી અન્ય વ્યક્તિઓ સંસ્કૃત બોલે છે, જ્યારે સ્ત્રીઓ અને નીચલા દરજ્જાના મનુષ્યો પ્રાકૃત બોલે છે નાટ્યશાસ્ત્રના નિયમાનુસાર, વિવિધ દરજ્જાનાં પાત્રો પ્રાકૃતના પણ વિવિધ પ્રકાર બોલે છે નાટક સુખાન્ત હોય છે, સંસ્કૃત નાટકમાં કરુણાન્તિકા નથી એટલું જ નહિ, મૃત્યુ જેવી કોઈ કરુણ ઘટના પણ રંગભૂમિ ઉપર રજૂ થતી નથી[૨] નાટ્યશાસ્ત્રના ગ્રન્થો અનુસાર કશું કઠોર અથવા ગ્રામ્ય તત્ત્વ પણ રંગભૂમિ ઉપર રજૂ થઈ શકતું નથી. શાપોચ્ચાર, યુદ્ધ, ચુંબન, ભોજન અને નિદ્રાધીનતા જેવી વસ્તુઓ પ્રેક્ષકો રંગભૂમિ ઉપર કદી જોતા નથી

**૧૮૫.** ઉપલબ્ધ સંસ્કૃત નાટકોની સંખ્યા ત્રણેક સો લગભગ જેટલી થાય છે, પણ એના સર્વોત્તમ નમૂના આશરે વીસ જેટલા છે અને ભાસ, કાલિદાસ શૂદ્રક, વિશાખદત્ત તથા ભવભૂતિ જેવા પ્રાચીન પ્રસિદ્ધ નાટકકારોની એ કૃતિઓ છે પછીના સમયના અનેક લેખકોએ આ પ્રાચીન નાટકકારો પૈકી એકાદની કૃતિને નમૂના તરીકે લીધી છે અને એ રીતે નવું ઉન્નત નાટ્યપ્રણાલીનું ઓછેવત્તે અંશે અનુસરણ કર્યું છે મધ્યયુગમાં જ્યારે સંસ્કૃત સાહિત્યનો સાચો સર્જનાત્મક યુગ પૂરો થઈ ગયો હતો ત્યારે પણ વિદ્યા અને અધ્યયનની પરંપરા બરાબર ચાલુ રહી હતી, અને સિદ્ધાન્તવિચાર

૨ પછીના સંસ્કૃત નાટકોમાં તો આ સર્વસામાન્ય નિયમ છે, પણ ભાસકૃત ઊરુભંગ જેવા પ્રાચીનતર નાટકમાં આ કવિસમય જળવાયો નથી આ નાટકમાં દુર્યોધન રંગભૂમિ ઉપર જ મરણ પામે છે

તેમજ અભિનયપ્રયોગ એ બન્ને વિષયોમાં નાટકનું ખેડાણ રાજદરબારોમાં તેમજ સમાજના ધનિક વર્ગના આશ્રય નીચે ચાલુ રહ્યું હતું. આ પુસ્તકના પહેલા પ્રકરણમાં નિર્દેશ કર્યો છે તે પ્રમાણે ચૌલુક્યયુગીન ગુજરાતમાં સંખ્યાબંધ સંસ્કૃત નાટકો રચાયાં અને ભજવાયાં હતાં, એટલું જ નહિ, પણ આચાર્ય હેમચન્દ્રે પોતાના 'કાવ્યાનુશાસન'ના આઠમા અધ્યાયમાં નાટક વિશે લખ્યું છે તથા એમના વિદ્વાન શિષ્ય રામચન્દ્ર જે પોતે નાટકકાર પણ હતા તેમણે 'નાટ્યદર્પણ' નામે નાટ્યશાસ્ત્રનો વિસ્તૃત ગ્રન્થ રચ્યો છે. વસ્તુપાળના રાજ્યમાં અર્થાત્ ઉત્તર ચૌલુક્યયુગમાં પણ આ પરંપરા ચાલુ રહી હતી અને વસ્તુપાળના સાહિત્યમંડળના કવિઓએ રચેલાં પાંચ નાટકો વિશે જાણવા મળે છે. એમાંનું એક નરેન્દ્રપ્રભસૂરિકૃત 'કાકુત્સ્થકેલિ' ઉપલબ્ધ નથી. બાકીનાં ચાર નાટકોની સમાલોચના અહીં કરીશું.

### સોમેશ્વરકૃત 'ઉલ્લાઘરાઘવ'

૧૮૬. સૌ પહેલાં આપણે સોમેશ્વરકૃત 'ઉલ્લાઘરાઘવ' લઈએ. આઠ અંકના આ નાટકમાં રામાયણની કથાનું નાટકરૂપે નિરૂપણ છે. આ વિરલ નાટકની એક માત્ર ઉપલબ્ધ હસ્તપ્રત પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટમાં રાખવામાં આવેલા મુંબઈ સરકારના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાં (૧૮૮૪-૮૬ નો નં. ૩૮) જળવાયેલી છે, અને એમાંથી પણ અગિયાર પત્ર (૧-૫, ૧૮, ૩૯, ૪૦, ૭૧, ૭૩ અને ૮૭) ખોવાઈ ગયેલાં છે. આથી આ નાટકની ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યની પ્રસ્તાવના એ હસ્તપ્રતમાં મળતી નથી. પણ સ્વ. તનસુખરામ ત્રિપાઠીએ તૈયાર કરેલી આ નાટકની નકલમાંથી તે મને મળી હતી. શ્રી ત્રિપાઠીએ પ્રસ્તુત હસ્તપ્રતની નકલ તૈયાર કરી હતી, પણ આરંભના ખૂટતા ભાગની પૂર્તિ તેમણે બીજી કોઈ હસ્તપ્રતને આધારે કરી હતી, જે ફાર્બસ ગુજરાતી સભાને સોંપાયેલા એમના હસ્તપ્રતસંગ્રહમાં નથી.[૩] પૂનાની હસ્તપ્રતના છેલ્લા પત્ર ઉપર જુદા હસ્તાક્ષરોમાં નોંધ્યું છે તે પ્રમાણે 'ઉલ્લાઘરાઘવ' નાટકનું ગ્રન્થાગ્ર ૨૧૦૦ શ્લોકપ્રમાણ છે.

૧૮૭. 'ઉલ્લાઘરાઘવ'નો શબ્દાર્થ થાય છે 'ઉલ્લાસયુક્ત રામ'. એનો સાર આપણે જોઈએ. રામ-સીતાનાં લગ્ન થઈ ગયાં છે અને સીતાને અયોધ્યા મોકલવાની તૈયારી થાય છે. ત્યાંથી નાટકનો પ્રારંભ થાય છે. પહેલા અંકમાં નાન્દી પછી જનકરાજના પુરોહિત શતાનંદ કહે છે કે પુત્રીનો હવે વિયોગ

૩. ઉલ્લાઘરાઘવની પ્રસ્તાવનામાંથી શ્રી તનસુખરામ ત્રિપાઠીએ શ્રી ચિમનલાલ દલાલભાઈ દલાલને આપેલા કેટલાક અવતરણો માટે જુઓ વસન્ત પુ. ૧૪, પૃ. ૧૯૦.

થવાનો હોઈ જનક શોકાતુર થયા છે રામ, લક્ષ્મણ અને સીતા સાથે દશરથ રાજા જનકની વિદાય લે છે થોડી વાર પછી કંચુકી હર્ષિત પ્રવેશે છે, અને માર્ગમાં મળવા પરશુરામને રામે કેવી રીતે શાન્ત કર્યા એની વાત કરે છે રામના આ પરાક્રમના સમાચાર આપવા માટે રાજા જનક અન્તઃપુરમાં જાય છે બીજા અંકની પહેલાં આવતા વિષ્કંભકમાં બે અનુચરના સંવાદમાંથી જાણવા મળે છે કે દશરથ રાજાએ રામનો રાજ્યાભિષેક કરવાનો નિર્ણય કર્યો છે અને એ માટે પોતાના પુરોહિત વસિષ્ઠને તેડાવ્યા છે રામ અને સીતા ઉદ્યાનમાં વિહરે છે તથા પ્રકૃતિનું સૌન્દર્ય માણે છે એ સમયે દશરથ રામને બોલાવે છે અને રાજ્યનો ભાર વહન કરવાને તૈયાર રહેવા કહે છે સાંજનો સમય થયો છે અને સંધ્યાકાળનું વર્ણન કરતા વૈતાલિકોના શ્લોકો નેપથ્યમાંથી સંભળાય છે કંચુકી આવીને દશરથને કહે છે કે રાણી કૈકેયી એમને પોતાના મહેલે તેડાવે છે ત્રીજા અંકમાં બે દાસીઓના સંવાદમાંથી સમજાય છે કે કૈકેયીએ દશરથ પાસેથી બે વરદાન મેળવવા નિર્ણય કર્યો છે, એક છે રામનો વનવાસ અને બીજું છે ભરતનો રાજ્યાભિષેક આ પછી નગરમાં થઈ રહેલો આનંદોત્સવ નિહાળતા રામ સવારીમાં નીકળે છે, પરન્તુ કૈકેયીના મહેલે આવતાં તેઓ તથા સુમન્ત્ર રાણી કૈકેયીની નિષ્ઠુર સમજાવટ કરવા મથતા વૃદ્ધ રાજાનું કરુણ દૃશ્ય જુએ છે રામને જોતાં જ દશરથ મૂર્છા પામે છે એ સમયે કૌશલ્યા, સુમિત્રા અને સીતા પ્રવેશે છે અને બનાવોએ અણધાર્યો પલટો લીધેલો જાણીને સ્તબ્ધ થઈ જાય છે ક્રોધાયમાન લક્ષ્મણ ધનુષ ચડાવીને પ્રવેશે છે અને રામને દેશવટો દેનાર ગુરુજનવર્ગને યુદ્ધ માટે આહ્વાન કરે છે પરન્તુ રામ એને શાન્ત કરે છે, સર્વની વિદાય લઈ વનમાં જાય છે, અને આખા રાજ્યમાં શોક પ્રસરી રહે છે

૧૮૮. ચોથો અંક રામના વનગમન પછી બનેલા બનાવો વર્ણવે છે કુમુદાંગદ અને કનકચૂડ નામે બે ગંધર્વોનો આકાશમાર્ગે પ્રવાસ અને તેમના સંવાદથી આખોયે અંક રોકાયેલો છે એમાંથી જાણવા મળે છે કે દશરથ રાજા મરણ પામ્યા છે ભરત રામને પાછા લેવા માટે એમની પાછળ ચિત્રકૂટ જાય છે, પરન્તુ રામ એને સમજાવીને પ્રજાના રક્ષણ માટે અયોધ્યા પાછો મોકલે છે, વિરાધ રાક્ષસનો રામે વધ કર્યો છે, અને અંતમાં તેઓ દક્ષિણ દિશામાં જવાની ઇચ્છા વ્યક્ત કરે છે પાંચમા અંકની પહેલાં વિષ્કંભક છે એમાં મારીચની ઉક્તિઓમાંથી જણાય છે કે સૂર્પણખાનાં નાકકાન લક્ષ્મણે કાપી નાખ્યાં છે, જનસ્થાનમાં રહેતા રાક્ષસોનો વધ થયો છે, અને હવે સીતાનું હરણ કરવા માટે રાવણ મારીચની સહાય લેવા માગે છે પછી

રાવણ પ્રવેશે છે અને બળપૂર્વક સીતાનું હરણ કરી જાય છે ગીધનો રાજા જટાયુ સીતાને બચાવવા આવે છે, પણ એને સફળતા મળતી નથી, અને રાવણના અનુચર ઘોરાક્ષ દ્વારા જાણવા મળે છે કે જટાયુ મરણતોલ ઘાયલ થયો છે સીતાને પર્ણકુટીમાં નહિ જોતાં રામ અને લક્ષ્મણ એની શોધ કરવા નીકળે છે, અને માર્ગમાં જટાયુ પાસેથી એમને સીતાનું હરણ થયાના સમાચાર મળે છે દક્ષિણમાં પંપાસર તરફ જવાની અને ત્યાં સુગ્રીવ આદિ વાનરરાજાઓ સાથે મૈત્રી કરવાની સલાહ જટાયુ રામને આપે છે છઠ્ઠા અંકના આરંભમાં માલ્યવાન, સારણ અને શુક એ ત્રણ રાક્ષસોના સંવાદમાંથી જણાય છે કે રામે વાલિનો વધ કર્યો છે અને હનુમાને લંકાનું દહન કર્યું છે, સીતા રામને પાછી સોંપી દેવા વિભીષણે રાવણને સલાહ આપી હતી, પણ રાવણે વિભીષણનું અપમાન કર્યું અને પરિણામે એ રામના શિબિરમાં ચાલ્યો ગયો છે વાલિપુત્ર અંગદ વિષ્ટિ માટે રાવણના દરબારમાં આવે છે પણ એની વિષ્ટિ નિષ્ફળ જાય છે અને બન્ને વચ્ચે સામસામા આક્ષેપો થાય છે નેપથ્યમાંથી વાનરયોદ્ધાઓની યુદ્ધઘોષણા સંભળાય છે પોતાના મહેલની અગાશીમાંથી રાવણ રામના સૈન્યનું અવલોકન કરે છે, અને એમાંના મુખ્ય યોદ્ધાઓનો પરિચય એને શુક આપે છે એ જ રીતે સુવેલ પર્વતના શિખર ઉપરથી રામ અને વિભીષણ રાવણનું સૈન્ય નિહાળે છે

૧૮૯. લગભગ આખોયે સાતમો અંક રાવણના મિત્ર મથુરાના રાજા લવણના ગુપ્તચર કાપટિક અને વૃકમુખ નામે એક રાક્ષસ વચ્ચેના સંવાદથી રોકાયેલો છે એમાંથી પ્રેક્ષકો જાણે છે કે રાવણનો વધ થયો છે, સીતા અગ્નિપરીક્ષામાંથી પસાર થયાં છે અને લંકાના રાજ્યાસન ઉપર વિભીષણનો અભિષેક થયો છે આમ છતાં રામના માર્ગમાં હજી પણ વિઘ્નો નાખવાનો નિશ્ચય કાપટિક વ્યક્ત કરે છે અંતમાં, અયોધ્યા જવા પુષ્પક વિમાનમાં બેસવા વિનંતિ કરતો વિભીષણનો અવાજ નેપથ્યમાંથી સંભળાય છે આઠમા અંકનો પ્રારંભ પુષ્પક વિમાનમાં રામના લંકાથી અયોધ્યા તરફના પ્રવાસથી થાય છે માર્ગમાં આવતાં સ્થળો જેમાંનાં કેટલાંક તો દંડકારણ્યમાંના નિવાસને કારણે પૂર્વપરિચિત હતાં એ વિશે સીતા પ્રશ્ન કરે છે અને રામ એનું કુતૂહલ શાંત કરે છે કાપટિક એક યુવાન મુનિનો વેશ ધારણ કરે છે અને ત્વરાથી અયોધ્યા પહોંચી જાય છે, જ્યાં રાવણના મરણના સમાચાર હજી પહોંચ્યા નથી કાપટિક ત્યાં એવા ખોટા ખબર આપે છે કે રામ અને લક્ષ્મણનો રાવણે વધ કર્યો છે અને હવે અયોધ્યા ઉપર આક્રમણ કરવા માટે તે પુષ્પક વિમાનમાં આવે છે આ સાંભળીને ભરત સૈન્યને તૈયાર થવાની આજ્ઞા કર

છે તથા શોકાતુર કૌશલ્યા અને સુમિત્રા અગ્નિપ્રવેશની તૈયારી કરે છે ત્યારે બરાબર એ સમયે પુષ્પક વિમાનનો પ્રવેશ થાય છે એમાં બેઠેલા વિભીષણને રાવણનો મિત્ર ધારીને ભરત એની તરફ ધાય છે, પરન્તુ રાજગુરુ વસિષ્ઠ જેઓ બધી હકીકત જાણતા હોય છે તેઓ ભરતને અટકાવે છે અને કાપટિકનું કપટ ખુલ્લું પડે છે મને મળેલી હસ્તપ્રતમાં નાટકનો છેવટનો ભાગ ત્રુટિત છે, પરન્તુ અંતમાં આખા કુટુંબનું પુનર્મિલન તથા રામનો અભિષેક આલેખાયા હશે અને છેલ્લે રામના મુખમાં ભરતવાક્ય મુકાયું હશે એવી કલ્પના સહેજે થઈ શકે છે એકમાત્ર પહેલા અંક સિવાય, પ્રત્યેક અંકના પ્રારંભમાં નાટકકાર સોમેશ્વરે પોતાના મિત્ર વસ્તુપાળની પ્રશંસાનો એકએક મન્ત્રમય શ્લોક મૂકેલો છે

૧૮૭. આ સુદીર્ઘ નાટક 'ઉલ્લાઘરાઘવ'ની રચના કરતાં મુનિ મુરારિના સમાંકી નાટક 'અનર્ઘરાઘવ' (ઈ સ ની ૮મી સદી પૂર્વે)ના નમૂના ઉપર કરી હોય એમ જણાય છે જેમના નામને અંતે 'રાઘવ' શબ્દ આવે છે એવાં રામચરિતવિષયક નાટકોની એક શ્રેણી સંસ્કૃત સાહિત્યમાં જોવામાં આવે છે માયુરાજનું 'ઉદાત્તરાઘવ' નાટક નાશ પામી ગયું છે અને એ પર વે સાહિત્યિક ઉલ્લેખોથી વધારે કંઈ આપણે જાણતા નથી[૪] મુરારિકૃત 'અનર્ઘરાઘવ' સાથેના આ નાટકના સંબંધ વિષે પણ નિશ્ચિતપણે કંઈ કહી શકાય એમ નથી એનો કર્તા મુરારિની પહેલાં અથવા પછી પણ થયો હોય મુરારિનું અનુકરણ 'પ્રસન્નરાઘવ'ના કર્તા જયદેવે (ઈ સ ૧૨૦૦ આસપાસ) કર્યું જણાય છે[૫] રામચરિતવિષયક એ પણ સમાંકી નાટક છે મુરારિનું 'અનર્ઘરાઘવ' એક કાળે સંસ્કૃત સાહિત્યમાં બહુ લોકપ્રિય હતું, પ્રાચીન સુભાષિતસંગ્રહોમાં મુરારિની ખૂબ પ્રશંસા કરેલી છે અને એના નાટક ઉપર સંખ્યાબંધ ટીકાઓ લખાયેલી મળે છે[૬] મધ્યકાલીન ગુજરાતમાં પણ આ નાટક વિચારપૂર્વક વંચાતું હતું અને તેનો અભ્યાસ થતો હતો, અને નરચન્દ્રસૂરિ તથા તેમના ગુરુ દેવપ્રભસૂરિએ[૭]—જેઓ બન્ને વસ્તુપાળના સમકાલીન હતા—તે ઉપર ટીકાઓ રચેલી છે ૫દરમા સૈકામાં

૪ કીથ, સંસ્કૃત ડ્રામા, પૃ ૨૨૩ થી આગળ

૫. એજ, પૃ ૨૨૬ જેનો સમય નિશ્ચિત થઈ શક્યો નથી એ ભાસ્કર કવિકૃત 'ઉન્મત્તરાઘવ' જો કે એકાંકી નાટક છે પણ નિદાન તેના નામમાં તો 'અનર્ઘરાઘવ' જેવા નાટકની અસર જણાય છે

૬. કૃષ્ણમાચારિયર ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર પૃ ૬૩૮ ૩૯

૭. પાભસૂ પૃ ૩૦૧, જિરકો પૃ ૭

થયેલા જિનહર્ષે એ નાટક ઉપર ત્રીજી ટીકા લખી છે.[૮] આ બધું જોતાં સોમેશ્વરની કૃતિ ઉપર પણ એની અસર પડી હોય તો એમાં કશું આશ્ચર્ય નથી. જેવી રીતે 'ઉલ્લાઘરાઘવ'નો આખો યે ચોથો અંક કનકચૂડ અને અને કુમુદાંગદ એ બે ગંધર્વોના સંવાદથી રોકાયેલો છે તેમ 'અનર્ઘરાઘવ'ના છઠ્ઠા અંકનો ઉત્તરાર્ધ રત્નચૂડ અને હેમાંગદ નામે ગંધર્વોના સંવાદથી રોકાયો છે. બન્ને નાટકોમાં આ સંવાદોનો હેતુ એક જ છે, અને તે બની ગયેલી ઘટનાઓની પ્રેક્ષકોને માહિતી આપવાનો. માલ્યવાન, શુક અને સારણના સંવાદો બન્ને નાટકોમાં છઠ્ઠા અંકમાં લગભગ સમાન સ્થળોએ છે. 'ઉલ્લાઘરાઘવ'ના આઠમા અંકના શ્લોક ૨૯-૩૦ એ 'અનર્ઘરાઘવ'ના સાતમા અંકના શ્લોક ૯૭-૯૮ નું અનુકરણ છે; 'ઉલ્લાઘરાઘવ'નો આખો યે આઠમો અંક 'અનર્ઘરાઘવ'ના સાતમા અંકથી પ્રેરિત થયો જણાય છે; જો કે અહીં એમ કહેવાનું મન થાય છે કે રામનું અયોધ્યાગમન વર્ણવતા 'રઘુવંશ'ના તેરમા સર્ગના અંશો તથા રાજશેખરકૃત 'બાલરામાયણ' (ઈ. સ. ૯૦૦ આસપાસ) નો દશમો અંક પણ કવિએ જોયો હોવો જોઈએ.

**૧૬૧.** 'ઉલ્લાઘરાઘવ' ઉપર 'અભિજ્ઞાનશાકુન્તલ'ની પણ કેટલીક અસર છે. મિથિલાથી સીતા અયોધ્યા જાય છે અને પોતાની પ્રિય પુત્રીના વિયોગથી જનક દુઃખી થાય છે એ નિરૂપતાં દૃશ્યો કાલિદાસના મહાન નાટકના ચોથા અંકમાંનાં શકુન્તલાની વિદાયનાં દૃશ્યોની યાદ આપે છે.

સોમેશ્વરે જ્યારે લખ્યું કે—

**नवपरिणीता दुहिता गच्छन्ती पतिगृहाय बन्धूनाम् ।**
**परमार्थवेदिनामपि वैक्लव्यं विरचयत्येव ॥**
(૧-૨૦)

ત્યારે કણ્વના મુખમાં મુકાયેલો કાલિદાસનો નીચેનો શ્લોકાર્ધ તેના મનમાં હોવો જોઈએ—

**वैक्लव्यं मम तावदीदृशमहो स्नेहादरण्यौकसः**
**पीड्यन्ते गृहिणः कथं न तनयाविश्लेषदुःखैर्नवैः ॥** (૪-૫)

અને સીતાને ઉપદેશ આપતાં શતાનંદના મુખમાં સોમેશ્વરે મૂકેલો—

**शुश्रूषा श्वशुरे ननान्दृषु नतिः श्वश्रूषु यांजलि(बद्धाञ्जलिः ?)**
**पत्यौ तत्परता सुनर्म च वचस्तन्मित्रवर्गे शुचौ ।**

---

૮. પાબંસ., પ્રસ્તાવના, પૃ. ૫૨

साकृत्य कुल्याकिकासु विनयः पूज्ये तनौ संवृति-
र्मार्गोऽयं मुनिपुङ्गवैर्मृगदृशां श्रेयः श्रिये दर्शितः ॥ (१-२१)

એ શ્લોક 'શકુન્તલા'ના કણ્વપ્રોક્ત પ્રસિદ્ધ શ્લોક **शुश्रूषस्व गुरून्०** (૪-૧૭) ઉપરથી પ્રેરણા લઈને રચાયો લાગે છે. 'ઉલ્લાઘરાઘવ'ના બીજા અંકમાં સીતાના મુખના પરિમલથી આકર્ષિત થયેલા ભ્રમરથી રામ સીતાનું રક્ષણ કરે છે અને ભ્રમરને ઉદ્દેશીને **भ्रातश्चञ्चरीक भ्रमर भयता०** (૨-૩૫) એ શ્લોક બોલે છે; 'શકુન્તલા'ના બીજા અંકમાં આવતા એ પ્રકારના દૃશ્યની તથા **चलापाङ्गां दृष्टिं०** (૧-૨૦) એ શ્લોકની અહીં સ્પષ્ટ અસર છે.

**૧૯૨.** સંસ્કૃત નાટક મોટે ભાગે રાજદરબારો સાથે જોડાયેલું હતું, અને પ્રેક્ષક વર્ગ જો કે મિશ્ર પ્રકારનો હતો તોપણ એનું મૂલ્યાંકન તો કાવ્યગુણો અથવા દોષો ખોળી કાઢવામાં નિપુણ એવા વિદ્વાનોને હાથે થતું હતું. પરિણામે બને તેટલા ઊર્મિપ્રધાન શ્લોકો નાટકમાં દાખલ કરવાનો પ્રયત્ન કવિ કરતો અને ક્રિયાવેગ તથા સંવાદો ઉપર માઠી અસર થતી. મુરારિ, રાજશેખર અને બીજા ઉત્તરકાલીન નાટકકારોમાં આ વસ્તુ ખૂબ મોટા પ્રમાણમાં જોવા મળે છે; એમાં વર્ણન આગળ ક્રિયા ગૌણ બની જાય છે અને વર્ણન પણ કવિના રચનાકૌશલના તથા શબ્દાલંકારોમાંના એના નૈપુણ્યના કેવળ પ્રદર્શન જેવું બની જાય છે[૯] સોમેશ્વરમાં પણ આ લાક્ષણિકતાઓ હોય એ સ્વાભાવિક છે કેટલેક સ્થળે એ ખૂબ દીર્ઘસૂત્રી બની ગયો છે; જેમકે આખાયે ચોથા અંકમાં બે ગંધર્વોના લાંબા અને કંટાળાજનક સંવાદ સિવાય બીજું કશું નથી; બીજો અંક કેવળ ઉદ્યાનના પ્રકૃતિસૌન્દર્યનું વર્ણન કરે છે. છેલ્લા અંકનો અમુક ભાગ લંકાથી અયોધ્યા સુધીનાં કેટલાંક ભૌગોલિક સ્થાનો પરત્વે વીરકાવ્યોની શૈલીએ પુષ્કળ શ્લોકો આપે છે. આમ થવાનું એક કારણ એ પણ હતું કે નાટકો જો કે પ્રસંગોપાત્ત ભજવાતાં હતાં, –કવિને માટે નાટકોનો આ પ્રકારનો પ્રયોગ એ માનાસ્પદ વસ્તુ હતી–તોપણ નાટકોની પ્રતિષ્ઠા અને કીર્તિ તે વંચાય એના ઉપર મોટે ભાગે અવલંબતી હતી.

**૧૯૩.** પરન્તુ સોમેશ્વરકૃત 'ઉલ્લાઘરાઘવ'ની વિશેષતા એ વસ્તુમાં રહેલી છે કે ઉત્તરકાલીન નાટકનાં આ બધાં લક્ષણો તેમાં હોવા છતાં એનાં ગદ્ય અને પદ્ય સુષ્ઠુ તથા પ્રાસાદિક શૈલીએ લખાયેલ છે; આપણે અગાઉ જોયું છે તેમ, સોમેશ્વરની આ એક વિશેષતા છે. આખીયે રામકથાના ઘણા મોટા વિષયને એક નાટકમાં સમાવવાનું કાર્ય તેણે એકંદરે સફળતાપૂર્વક કર્યું છે,

૯. કીથ, ઉપર્યુક્ત, પૃ ૨૪૪

અને રાજશેખરના 'બાલરામાયણ' નાટકમાં બને છે તેમ 'ઉલ્લાઘરાઘવ'ના અંકો સ્વતંત્ર નાટકો જેવા બની જતા નથી. એમાંથી સંખ્યાબંધ શ્લોકો સોમેશ્વરની કાવ્યશૈલીનાં સુન્દર ઉદાહરણો લેખે ટાંકી શકાય એમ છે. પરશુરામ સમક્ષ પોતે બતાવેલા પરાક્રમની પ્રશંસા સાંભળીને સંકોચ પામતા રામ નમ્રતાપૂર્વક કહે છે—

भग्नं जीर्णं त्रिनयनधनुर्यन्मया दैवयोगाद्
यत्संसोढः शिशुरिति रणे रैणुकेयेन चाहम् ।
लोकः प्रीत्या तदपि किल मे पौरुषं भापमाणो
वार्यः कार्या न खलु महतां गर्हणा निर्निमित्तम् ॥ (२-९)

રામની સાથે બેઠેલા દશરથને વશિષ્ઠના શિષ્ય જતુકર્ણ મોટા વટવૃક્ષની ઉપમા આપે છે—

राजा राजत्यनेनायं सुतेनान्तिकवर्त्तिना ।
प्ररोहणात्मतुल्येन वटवृक्ष इवोन्नतः ॥ (२-४४)

અને રામના દેશવટાના ખ્યાલથી અત્યંત ખેદ પામતા દશરથ પોતાનું દુઃખ વ્યક્ત કરતાં કહે છે—

मातः क्षिते तपनतात विभो नभस्वन्
सर्वं हि वित्थ तदिदं वदत प्रसह्य ।
का दुर्दशेयमधुना मम वर्तते यन्-
मूर्च्छा तु गच्छति न गच्छति जीवितव्यम् ॥ (३-१८)

અયોધ્યા અને તેના નિવાસીઓને રામની હૃદયસ્પર્શી વિદાય—

भास्वद्गोत्रचरित्रचित्ररुचिरप्रासाद तुभ्यं नम-
स्त्वां वन्दे सुकृतानुरक्तजनतामध्यामयोध्यां पुरीम् ।
आपृच्छे पुरवासिनः सविनयं युष्मानिहायुष्मति
क्षमाभारं भरते समुद्धरति च स्वस्त्यस्तु गच्छाम्यहम् ॥ (३-३५)

અને ચન્દ્રોદયનું એક મનોહર વર્ણન—

ब्रह्मास्त्रं मन्मथस्य त्रिभुवनवनितामानमीनायकृत्यै
कैवर्तः कैरवाणां प्रियसुहृदमृतस्रोतसां शैलराजः ।
पान्थस्त्रीणामपथ्यं रथचरणचमूचक्रवालस्य कालः
शृङ्गारस्योपकारः किरति गतिरसावोषधीनामधीशः ॥ (४-५३)

તથા સીતાનું હરણ થયેલું જાણ્યા પછી લક્ષ્મણ પ્રત્યે રામની શોકોક્તિ—

दृष्टिः स्पष्टं तटगतमपि वीक्षते नाश्रुमिश्रा
दूराह्वाने न हि पटुरयं बाष्पकुण्ठश्च कण्ठः ।

पादद्वन्द्वं प्रचलितुमिदं न क्षमं मुह्यतो मे
तद्वैदेहीं क्वचिदचिरयन यत्न पश्य त्वमेव ॥ (૫-૪૦)

### સુભટકૃત ‘દૂતાંગદ’–એક છાયાનાટક

૧૫૪. સુભટકૃત ‘દૂતાંગદ’ એ રાવણના દરબારમાં અંગદની વિષ્ટિના પ્રસંગનું નિરૂપણ કરતું એકાંકી નાટક છે. કર્તા મૌલિકતાનો દાવો કરતો નથી, પણ ઊલટું સ્પષ્ટ રીતે કહે છે કે પોતે પૂર્વકાળના કવિઓમાંથી કેટલુંક લીધું છે.[10] આ નાટકમાંના સંખ્યાબંધ શ્લોકો અન્ય પ્રાચીનતર ગ્રન્થોમાં ખોળી શકાયા છે. નાન્દીના પહેલા શ્લોકનો ઉત્તરાર્ધ નમિસાધુએ (ઈ. સ. ૧૦૬૯) રુદ્રટના ‘કાવ્યાલંકાર’ (૨–૮) ઉપરની પોતાની ટીકામાં ઉદ્ધૃત કર્યો છે. આ નાટકનો પાંચમો શ્લોક ‘હિતોપદેશ’ (ઈ. સ. ૯૦૦ આસપાસ)માં તથા ‘પંચતંત્ર’ની કેટલીક પાઠ્યપરંપરાઓમાં છે, જ્યારે નવમો શ્લોક ક્ષેમેન્દ્રે (ઈ. સ. નો ૧૧ મો સૈકો) ‘સુવૃત્તતિલક’ (પૃ. ૧૩)માં ઉદ્ધૃત કર્યો છે અને ત્યાં એનું કર્તૃત્વ ભવભૂતિ ઉપર આરોપિત કરવામાં આવ્યું છે. આ ઉપરાંત, સુભટે રાજશેખરના ‘બાલરામાયણ’માંથી[11] તથા ‘મહાનાટક’માંથી[12] સંખ્યાબંધ શ્લોકો લીધા છે. બીજા કેટલાક શ્લોકો પણ અન્યાન્ય પૂર્વ કવિઓમાંથી લેવાયા હોય એ સંભવિત છે.

૧૫૫. નાટકના આરંભમાં આપણે જોઈએ છીએ કે રાવણના દરબારમાં જઈને સીતાને પાછી માગવા માટે અંગદની નિયુક્તિ કરવામાં આવી છે. પછી રાવણ એની પત્ની મંદોદરી અને ભાઈ વિભીષણ સાથે પ્રવેશ કરે છે; રામ સાથે સુલેહ કરવા માટે વિભીષણ વિનંતિ કરે છે, પણ રાવણ એથી ક્રોધાયમાન થાય છે અને એને હાંકી કાઢે છે. એ સમયે અંગદના આગમનના સમાચાર દ્વારપાલ આપે છે, અને પછી અંગદ અને રાવણ વચ્ચે કેટલોક ગરમાગરમ વાર્તાલાપ ચાલે છે. પછી રાવણની માયાથી બનેલી છાયા સીતા પ્રવેશે છે, તે રાવણના ખોળામાં બેસે છે એ જોઈને અંગદ મૂંઝવાઈ જાય છે. પણ તુરત જ બે રાક્ષસીઓ ખબર લાવે છે કે રામ

૧૦. स्वनिर्मितं किंचन गद्यपद्यबन्धं कियत् प्राक्तनसत्कवीन्द्रैः ।
प्रोक्तं गृहीत्वा प्रविरच्यते स्म रसाढ्यमेतत्सुभटेन नाट्यम् ॥
(છેલ્લો શ્લોક)

૧૧. ‘દૂતાંગદ’ના શ્લોક ૪૬, ૪૭, ૫૧, ૫૨, ૫૩ અને ૫૪ એ રાજશેખરકૃત ‘બાલરામાયણ’ના અનુક્રમે ૯–૫૩, ૯–૫૫, ૯–૫૬,–૯–૫૮, ૯–૫૯ અને ૧૦–૨૧ એ શ્લોક છે.

૧૨. કીથ, ઉપર્યુક્ત, પૃ. ૨૬૯ ટિપ્પણ

વિભીષણના કંઈક અનિષ્ટ સમાચાર સાંભળીને સીતા આત્મહત્યાનો પ્રયત્ન કરે છે; આથી અંગદને જાણ થાય છે કે રાવણના ખોળામાં બેઠી હતી તે સાચી સીતા નથી. રાવણ સીતા પાછી આપવાની અંગદને ના પાડે છે, અને રામના પ્રભાવનો રાવણને ખ્યાલ આપીને અંગદ પાછો વળે છે. થોડા સમય પછી જાણવા મળે છે કે રાવણનો યુદ્ધમાં વધ થયો છે.

**'છાયાનાટક' શબ્દનો અર્થ; 'છાયાનાટક'ની લાક્ષણિકતાઓ**

**૧૯૬.** આ નાટકમાં ગદ્ય ઓછું છે અને મોટો ભાગ શ્લોકોથી રોકાયેલો છે. કાવ્યગુણની દૃષ્ટિએ નાટક સામાન્ય છે, પણ બીજી એક રીતે તેનું મહત્ત્વ છે, કેમકે પ્રસ્તાવનામાં એને 'છાયાનાટક' કહ્યું છે અને જેને 'છાયાનાટક' નામ અપાયું હોય એવાં ઉપલબ્ધ સંસ્કૃત નાટકોમાં તે સૌથી પ્રાચીન છે.[૧૩] સાહિત્યશાસ્ત્રના ગ્રન્થોમાં રૂપકો અને ઉપરૂપકોની સૂચિમાં આ પ્રકારનું નામ આપેલું નથી, અને તેથી પ્રશ્ન એ થાય છે કે 'છાયાનાટક'નો અર્થ શો. આ નાટકપ્રકારનાં લક્ષણોનો કંઈક ખ્યાલ મેઘપ્રભાચાર્યના 'ધર્માભ્યુદય'માંથી આવે છે; એ કૃતિને 'છાયાનાટ્યપ્રબંધ' કહેવામાં આવી છે. અને એમાં એવું સ્પષ્ટ નાટ્યસૂચન છે કે રાજા જ્યારે યતિ બનવાની ઇચ્છા વ્યક્ત કરે ત્યારે પડદાની અંદર યતિવેશધારી પૂતળું મૂકવું (**यवनिकान्तराद् यतिवेशधारी पुत्रकस्तत्र स्थापनीयः** પૃ. ૧૫). 'ધર્માભ્યુદય'નો રચનાસમય તદ્દન નિશ્ચિત થઈ શકયો નથી, પણ એની રચના ઇ. સ. ૧૨૧૭ (સં. ૧૨૭૩) પહેલાં થઇ હતી એ ચોક્કસ છે, કેમકે એ વર્ષમાં લખાયેલી એની તાડપત્રીય પ્રતિ પાટણમા સંઘના ભંડારમાં સચવાયેલી છે.[૧૪] દશાર્ણભદ્ર રાજર્ષિનું જીવન એ આ નાટકનું વસ્તુ છે; પ્રસ્તાવનામાં ઉલ્લેખ છે તે પ્રમાણે પાર્શ્વનાથના મન્દિરમા તે ભજવાયું હતું. એનો કર્તા જૈન સાધુ છે; એની બધી હસ્તપ્રતો ગુજરાતમાંથી મળેલી છે.[૧૫] ગુજરાતના બીજા એક અજ્ઞાત જૈન કવિએ રચેલું, તીર્થંકર નેમિનાથના

૧૩. કીથ, ઉપર્યુક્ત, પૃ. ૫૫. અહીં નોંધવું રસપ્રદ થશે કે સોમેશ્વરના 'ઉલ્લાઘરાઘવ'ને પૂનાની હસ્તપ્રતમા ચોથા અંકની પુષ્પિકામા 'છાયાનાટક' કહેવામાં આવ્યું છે: इति श्रीकुमारसूनो. श्रीसोमेश्वरदेवस्य कृतावुल्लाघराघवे छायानाटके चतुर्थोऽङ्क: । બીજા અંકોને અંતે પુષ્પિકાઓ નથી તથા પ્રસ્તાવના કે પ્રશસ્તિમા કૃતિનો ઉલ્લેખ 'છાયાનાટક' તરીકે નથી, એટલે આ એક માત્ર ઉલ્લેખ કુતૂહલનો વિષય બની રહે છે.

૧૪. પાભંસૂ, પૃ. ૩૮૭

૧૫. જિરકો, પૃ. ૧૯૫

જીવનને લગતું 'શમામૃતમ્' નાટક મળે છે; એને પણ પ્રસ્તાવનામાં 'છાયા-નાટક' કહેલું છે (...भगवतः श्रीनेमिनाथस्य यात्रामहोत्सवे विद्वद्भिः सभासद्भिरादिष्टोऽस्मि यथा श्रीनेमिनाथस्य शमामृतं नाम छायानाटकमभिनयस्वेति। પૃ. ૧). આ નાટકનો સમય નક્કી થઈ શકયો નથી, પણ તે બહુ પ્રાચીન રચના જણાતી નથી.

૧૯૭. ગમે તેમ, આપણે એ નિર્ણય ઉપર આવી શકીએ કે છાયા-નાટક એવી સાહિત્યિક રચના હતી જેનો કઠપૂતળીના ખેલ કરનારાઓ કરતા હશે. 'છાયાનાટક' શબ્દનો અર્થ એવો પણ કરી શકાય કે એમાં બીજી રચનાઓની ઘણી શાબ્દિક છાયા હોય; અર્થાત્ અન્ય સાહિત્યમાંથી ઘણું એમાં ઉદ્ધૃત કરવામાં આવ્યું હોય. હમણાં જ સૂચવ્યું તેમ (પૅરા ૧૯૪) 'દૂતાંગદ'ને આ લાગુ પડે છે. પણ રાજેન્દ્રલાલ મિત્ર આનો જુદો અર્થ કરે છે,[૧૬] અને છાયાનાટકને નાટકના ગર્ભાંકથી અભિન્ન સમજે છે. 'છાયા-નાટક'નો શબ્દાર્થ 'છાયારૂપ નાટક' (Drama in the form of shadow') અર્થાત્ નાનામાં નાનું નાટક એમ તેઓ સમજાવે છે. પરન્તુ 'દૂતાંગદ' 'ધર્માભ્યુદય' અને 'શમામૃતમ્'માંથી એવું કોઈ સૂચન મળતું નથી, જેને આધારે આ અર્થઘટન શુદ્ધ છે કે કેમ એનો નિર્ણય થઈ શકે. પ્રો. લ્યુડર્સે 'દૂતાંગદ'ને છાયાનાટકના એક પ્રતિનિધિરૂપ નમૂના તરીકે લીધું છે, અને તેમાંથી એની નીચે મુજબ લાક્ષણિકતાઓ તારવી છે: ગદ્યભાગની તુલ-નાએ શ્લોકોનું બાહુલ્ય, પ્રાકૃતોનો અભાવ, પાત્રોની મોટી સંખ્યા અને વિદૂષકનો અભાવ. અને આ ધોરણે તેમણે 'મહાનાટક' અને 'હરિદૂત'ને પણ છાયાનાટક ગણ્યાં છે.[૧૭] પણ ઉપરનાં તત્ત્વોને છાયાનાટકનાં વિશિષ્ટ લક્ષણો તરીકે ગણી શકાય એમ નથી, કેમકે 'દૂતાંગદ' 'શમામૃતમ્' અને 'ધર્માભ્યુદય'માં કેટલાક પ્રાકૃત સંવાદો છે અને 'ધર્માભ્યુદય'માં, 'દૂતાંગદ'થી ઊલટું જ, પદ્યભાગ કરતાં ગદ્યભાગ વધારે છે. ગમે તેમ, પણ આપણે રચનાઓ—જેમને એમના કર્તાઓએ છાયાનાટક કહી છે—ઉપરથી એટલું નક્કી છે કે છાયાનાટક એ ટૂંકી અને સાદી એકાંકી રચના હતી, પણ એનાં બીજાં લક્ષણો તથા એના પ્રયોગની ચોક્કસ પદ્ધતિ પરત્વે આપણે કશું જાણતા નથી. સંસ્કૃત નાટકના વિકાસમાં પૂતળીઓના છાયાનાટ્યે ગમે તે ફાળો આપ્યો હોય,[૧૮] પણ છાયાનાટક નામનો સાહિત્યિક

૧૬. બિકાનેર કૅટલૉગ, પૃ. ૨૫૨

૧૭. કીથ, ઉપર્યુક્ત, પૃ. ૫૬

૧૮. 'મહાભારત' ૧૨. ૨૯૪-૫ ઉપરની નીલકંઠની ટીકામાંથી એક અવત-

પ્રકાર પ્રમાણમા મોડો જણાય છે, કેમકે નાટ્યશાસ્ત્રના ગ્રન્થોમા એનો ઉલ્લેખ નથી 'છાયાનાટક' શબ્દનો સાચો અર્થ ગમે તે હોય, પણ હાલ ઉપલબ્ધ છાયાનાટકો–'દૂતાંગદ' 'રામાભ્યુદય' અને 'ધર્માભ્યુદય' ગુજરાતના છે, અને એ વડે પૂતળીઓનુ છાયાનાટ્ય ઉદ્દિષ્ટ હોય તો એમ કહી શકાય કે મધ્યકાલીન ગુજરાતમા એ પ્રકારના નાટ્ય સાથે શિષ્ટ સંસ્કૃત ગદ્ય અને પદ્યનો પાઠ પ્રચલિત હોવો જોઇએ

## બાલચન્દ્રકૃત 'કરુણાવજ્રાયુધ'

૧૯૮. હવે, બાલચન્દ્રનુ એકાકી નાટક 'કરુણાવજ્રાયુધ' લઇએ 'મહાભારત'ના વનપર્વમા અને જાતક (ન ૪૯૯)મા મળતી શિબિરાજા અને કપોતની આખ્યાયિકા જે પ્રકારાન્તરે જૈન પુરાણકથામા પણ મળે છે તે એનો વિષય છે જૈન કથામા નાયક વજ્રાયુધ ચક્રવર્તી છે (સોળમા તીર્થંકર શ્રી શાન્તિનાથ એક પૂર્વજન્મમા વજ્રાયુધ હતા) અને એના પ્રાચીનતમ સ્વરૂપે એ કથા સંઘદાસ ગણિકૃત 'વસુદેવ–હિંડી (ઈ સ ૫૦૦ આસપાસ) ના ૨૧મા લંભકમા છે, પાછળથી હેમચન્દ્રના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'મા તથા બીજા અનેક ગ્રન્થોમા તે મળે છે 'કરુણાવજ્રાયુધ' નાટકની પ્રસ્તાવનામા વસ્તુપાલ અને તેના પૂર્વજો વિશે તથા કવિ અને તેના ગુરુઓ વિશે ઘણી વિગતો સૂત્રધાર આપે છે એ પછી વિષ્કંભકમા કલહંસ અને કલકંઠ નામે નાટ્યાચાર્યો વચ્ચેનો સંવાદ છે, જેમાંથી જાણવા મળે છે કે રાજા વજ્રાયુધ દિગ્વિજય કરીને હમણા જ પાછો ફર્યો છે, તે અત્યંત ધાર્મિક અને દયાળુ

---

રણ અહીં ટાંકવુ પ્રસ્તુત થશે (રઙ્ગાવતરણ चैव तथा रूपोपजीवनम् । मद्यमांसोपजीव्य च विक्रयं लोहचर्मणो । (ચિત્રશાળા પ્રેસની આવૃત્તિ) આમાનો रूपोपजीवन શબ્દ નીલકંઠ નીચે પ્રમાણે સમજાવે છે रूपोपजीवन जलमण्डपिकेति दाक्षिणात्येषु प्रसिद्धम् । यत्र सूक्ष्मवस्त्र व्यवधाय चर्ममयैराकारै राजामात्यादीनां चर्या प्रदर्श्यते । આમાના जलमण्डपिका સમાસમાનો जल શબ્દ અરબી 'ઝિલ' (છાયા) ઉપરથી વ્યુત્પન્ન થઈ શકે આ સમજૂતી ભારતમા પ્રામપ્રદેશામા આજે પણ પ્રસિદ્ધ એવા પૂતળીઓના છાયાનાટ્ય પ્રયોગને અનુલક્ષીને છે પરંપરાથી નીલકંઠને પેશવાનો આશ્રિત વિદ્વાન માનવામા આવે છે અને એ રીતે ૧૮મા સૈકામા તે થયો હશે જોકે બુર્નેલ એને ૧૬મા સૈકામા મૂકે છે મેકડોનેલ સંસ્કૃત લિટરેચર પૃ ૨૯૦) ગમે તેમ પણ નીલકંઠનો ઉલ્લેખ પ્રમાણમા અર્વાચીન છે અને પૂતળીઓના છાયાનાટ્યના ઇતિહાસ માટે તે ઉપયોગી હોવા છતા સાહિત્યિક પ્રકાર લેખે છાયાનાટકના પ્રાચીન ઇતિહાસ ઉપર તેનાથી કશો પ્રકાશ પડતો નથી

છે. કલહંસની બન્ને આંખો ફરકે છે તે ઉપરથી તે અનુમાન કરે છે કે એવી કોઇ ઘટના બનશે, જે રાજા માટે શરૂઆતમાં અનિષ્ટ લાગશે, પણ પાછળથી ઇષ્ટ જણાશે. બન્ને જણુ રાજાના દર્શનાર્થે જાય છે; એ સમયે રાજા આગલા દિવસનો ચતુર્દશીનો પૌષધ પાળીને પૌષધશાળાના પટાંગણમાં બેઠેલો છે. પછી રાજા અને તેના પ્રધાન પુરુષોત્તમ વચ્ચે સંવાદ ચાલે છે, રાજા અહિંસાપ્રધાન ધર્મ વિશેનો પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે અને પોતાના જીવનનો આદર્શ નીચેના શ્લોકમાં રજૂ કરે છે:

अमारस्य शरीरस्य सारमेतद्गुणद्वयम् ।
तपः प्राणैरपि प्रीतिविधानमपरे जने ॥ (શ્લોક ૫૮)

રાજાના આ જીવનઆદર્શની આસપાસ નાટકનું વસ્તુગૂંફન થયું છે. નેપથ્યમાંથી મહાધ્વનિ સંભળાય છે અને એક ગભરાયેલું કપોત અને તેનો પીછો કરતો બાજ પ્રવેશે છે. કપોત રાજાનું શરણુ લે છે, પણ બાજ ઘણો ભૂખ્યો હોઈ રાજા પાસે પોતાનું ભક્ષ્ય માગે છે અને મૂર્છિત થઇ જાય છે. રાજા એને મોદક આપે છે, પણ પોતે માંસભક્ષક હોઇ એ મોદક સ્વીકારતો નથી. પછી કપોતના વજન જેટલુ માંસ પોતાના શરીરમાંથી બાજને આપવા માટે રાજા તૈયાર થાય છે, પણ એ કપોત એટલું વજનદાર છે કે છેવટે રાજા પોતે જ ત્રાજવામાં બેસી જાય છે અને એ પક્ષીને માટે પોતાનું જીવન સમર્પે છે. પક્ષીઓના રૂપમાં રાજાની કસોટી કરવા આવેલા બે દેવો એ સમયે પ્રત્યક્ષ થાય છે, અને નાટકનો સુખી અંત આવે છે.

૧૯૯. 'મોહરાજપરાજય' (પેરા ૩૨), 'પ્રબુદ્ધરૌહિણેય' (પેરા ૩૮) અને 'ધર્માભ્યુદય' (પેરા ૧૯૬) જેમ આ 'કરુણાવજ્રાયુધ' પણ જૈન ધર્મના ઉપદેશ માટે રચાયેલા અને ભજવાયેલા નાટકનું ઉદાહરણ છે, આથી એનો મોટો ભાગ રાજા અને મંત્રી તથા રાજા અને બાજ વચ્ચેની ધાર્મિક ચર્ચાથી રોકાયેલો છે. વિદૂષકનાં સંભાષણો આમાં કેટલુંક હળવું તત્ત્વ ઉમેરે છે, પણ એકંદરે આમાં ક્રિયાવેગ લગભગ નથી, અને શ્લોકો ગદ્યભાગ કરતાં ઘણા વધારે છે.

આ નાના નાટકમાં કુલ ૧૩૭ શ્લોકો છે. કેટલાક શ્લોકો ખરેખર નોંધપાત્ર છે. વિદૂષક જ્યારે પરલોકના અસ્તિત્વ વિશે શંકા ઉઠાવે છે ત્યારે [illegible]નું ઉદાહરણ આપી એને ચૂપ કરે છે—

[illegible]प्येवममी कृषीवलाः क्षिपन्ति बीजं पृथुपङ्कसङ्कटे ।
केनापि कथं विलोकितः समस्ति नास्तीत्यथवाफलोदयः ॥
(શ્લોક ૫૦)

અને રાજાના હાથમાં ચમકતી તલવારનું વર્ણન—

शत्रूणां कालरात्रिर्मृगमदतिलकः प्राज्यसाम्राज्यलक्ष्म्याः
शाखा रोषद्रुमस्य प्रबलतरमहः खड्गिनः शृङ्गयष्टिः ।
स्फूर्जच्छौर्यप्रदीपाञ्जनमनणुयशःपुण्डरीकस्य नालं
पाथोधिः पुष्कराणामसिरसिततरुचिर्भाति देवस्य हस्ते ॥
(શ્લોક ૬૨)

નાટકને અંતે જ્યારે દેવો વજ્રાયુધની મહત્તાની પ્રશંસા કરે છે ત્યારે રાજા સાદી પણ અર્થવાહક રીતે પોતાનો નમ્રભાવ વ્યક્ત કરે છે—

सज्जनाः परमस्तोकं स्तोकमप्यालपन्ति हि ।
घनयः कथयन्त्यब्धिं क्षारमप्यमृताकरम् ॥ (શ્લોક ૧૨૫)

## જયસિંહસૂરિકૃત 'હમ્મીરમદમર્દન'

૨૦૦. જયસિંહસૂરિકૃત 'હમ્મીરમદમર્દન' સમકાલીન ઐતિહાસિક ઘટનાને અનુલક્ષીને આલેખેલું નાટક હોઈ ખાસ નોંધપાત્ર છે. પૌરાણિક વસ્તુ લઈને રચાયેલાં નાટકોની તુલનાએ સંસ્કૃત સાહિત્યમાં ઐતિહાસિક નાટકો ઘણાં ઓછાં છે. વિશાખદત્તનાં બે નાટક–'મુદ્રારાક્ષસ' અને 'દેવીચન્દ્રગુપ્ત' જાણીતાં છે. એમાંનું 'દેવીચન્દ્રગુપ્ત' લુપ્ત થઈ ગયેલું છે અને રામચન્દ્રકૃત 'નાટ્યદર્પણ' અને ભોજકૃત 'શૃંગારપ્રકાશ'માં આપેલા અવતરણો દ્વારા જ એ વિશે જાણવા મળ્યું છે. શાકંભરીના રાજા વીસલદેવ અથવા વિગ્રહરાજની પ્રશસ્તિરૂપે લખાયેલ સોમદેવકૃત 'લલિતવિગ્રહરાજ' નાટક (ઈ. સ. ૧૧૫૩ આસપાસ),[19] વિદ્યાનાથે સ્વરચિત અલંકારગ્રન્થ 'પ્રતાપરુદ્રયશોભૂષણ'માં પોતાના આશ્રયદાતાના યશોગાનરૂપે તથા નાટકના ઉદાહરણ લેખે રજૂ કરેલ 'પ્રતાપરુદ્રકલ્યાણ' (ઈ. સ. ૧૩૦૦ આસપાસ) તથા મદનકૃત[20] 'પારિજાતમંજરી' (ઈ. સ. ૧૨૩૧) આદિ ઐતિહાસિક નાટકો જાણવામાં છે. ગુજરાતમાં રચાયેલાં અને ભજવાયેલાં ઐતિહાસિક નાટકો–બિલ્હણકૃત 'કર્ણસુન્દરી,' યશશ્ચન્દ્રકૃત 'મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ,' યશઃપાલકૃત 'મોહરાજપરાજય,' દેવચન્દ્રકૃત 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ,' ગંગાધરકૃત 'ગંગદાસપ્રતાપવિલાસ' આદિનો ઉલ્લેખ પહેલા પ્રકરણમાં કર્યો છે. આમાંનાં કેટલાક

---

૧૯ કૃષ્ણમાચારિયર, ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, પૃ. ૬૪૩

૨૦ હુલ્ટ્ઝ, ઇએ., પુ. ૩૫, પૃ. ૨૩૬ થી આગળ. આ મદન ધારાનો રાજપુરોહિત હતો. એટલે વસ્તુપાળના આશ્રિત કવિ મદનથી (પૅરા ૧૩૨) એ દેખીતી રીતે જ ભિન્ન છે.

નાટકો પૌરાણિક પ્રયોજનો( Motifs )નો ઉપયોગ કરે છે, અને એથી તેમને મર્યાદિત અર્થમાં જ ઐતિહાસિક ગણી શકાય. વસ્તુપાળ અને વીરધવલે ગુજરાત ઉપરના મુસ્લિમ આક્રમણને ખાળ્યું એ શુદ્ધ ઐતિહાસિક પ્રસંગ 'હમ્મીરમદમર્દન'ના વસ્તુ તરીકે લેવાયો છે, એટલું જ નહિ, પણ એનું નિરૂપણ જે રીતે થયું છે એ બતાવે છે કે કર્તાને સમકાલીન ઘટનાઓનું બરાબર ગ્નાન હતું. 'હમ્મીર' એ અરબી શબ્દ 'અમીર'નું ભ્રષ્ટરૂપ છે, અને દિલ્હીના સુલતાન માટે એ શબ્દ વપરાયો છે; નાટકમાં સુલતાનને કેટલીક વાર મિલચ્છીકાર કહેવામાં આવ્યો છે.

૨૦૧. 'હમ્મીરમદમર્દન' એ પાંચ અંકનું નાટક છે. જેનાથી લોકો કંટાળી ગયા છે એવાં ભયાનકરસમય પ્રકરણોથી જુદા જ પ્રકારનું આ નવરસમય નાટક છે એવો દાવો કર્તા શરૂઆતમાં જ (પૃ. ૧) કરે છે. પ્રસ્તાવના પછી પહેલા અંકમાં વીરધવલ અને તેજપાળ પ્રવેશે છે તથા એક રાજપુરુષ તરીકે વસ્તુપાળની પ્રશંસા કરે છે. એમના સંવાદમાંથી જાણવા મળે છે કે તુરુષ્ક હમ્મીર અને યાદવ સિંહણ ગુજરાત ઉપર આક્રમણ કરવાની તક શોધે છે, તથા એમાં લાટરાજ સિંહના ભત્રીજા સંગ્રામસિંહ તરફથી સહાયની તેઓ આશા રાખે છે. તેજપાળના પુત્ર લાવણ્યસિંહના ગુપ્તચરો અગત્યના સમાચાર લાવે છે, જેને પરિણામે રાજા વીરધવલ હમ્મીર ઉપર હુમલો કરવાની ઇચ્છા વ્યક્ત કરે છે. વસ્તુપાળ પણ બહુ લાંબે સુધી શત્રુનો પીછો પકડવાના સાહસથી દૂર રહેવાની તથા મારવાડના રાજાઓની સહાય લેવાની સલાહ એને આપે છે. બીજા અંકમાં લાવણ્યસિંહની ઉક્તિઓમાંથી જણાય છે કે આ સલાહને બરાબર અનુસરવામાં આવી છે. પછી નિપુણક નામે એક ગુપ્તચર આવીને પોતાનાં પરાક્રમની વાત કરે છે: 'હું સિંહણની છાવણીમાં પ્રવેશ્યો અને વીરધવલના સૈન્યની હિલચાલની ખબર રાખનાર ગુપ્તચર હોવાનો મેં સફળ દેખાવ કર્યો, હમ્મીર ઉપર આક્રમણ કરવા માટે વીરધવલ તૈયાર હોવાના સમાચાર તેણે આપ્યા અને હમ્મીર સાથેના યુદ્ધથી વીરધવલનું સૈન્ય નબળું પડી જાય ત્યાર પછી એના ઉપર હુમલો કરવાનો લાગ સાધવા માટે તાપીનાં જંગલોમાં રાહ જોવા માટે મેં સિંહણને સમજાવ્યો.' નિપુણકનો ભાઈ સુવેગ મારવાડના રાજા દેવપાલની સેવામાં ગુપ્તચર હતો; તેની યુક્તિપ્રયુક્તિઓ દ્વારા નિપુણક સિંહણના મન ઉપર એવી છાપ પાડવામાં સફળ થાય છે કે સંગ્રામસિંહ દુશ્મનોની સાથે છે; બીજી તરફ તે સંગ્રામસિંહને ભય પમાડીને નસાડી મૂકે છે. પછી વસ્તુપાળ રંગભૂમિ ઉપર આવે છે. એનો ચર કુશલક એને સમા-

ચાર આપે છે કે સંગ્રામસિંહ સ્તંભતીર્થ ઉપર આક્રમણ માટે તૈયારી કરે છે. વસ્તુપાલ એના સ્વાગત માટે આતુર બને છે. આખરે સંગ્રામસિંહના મંત્રી ભુવનપાલને બોલાવે છે અને એની સાથે સમજૂતી કરે છે. બીજા અંકમાં કમલક નામે ગુપ્તચર મેવાડના રાજા જયતલની વાત કરે છે ત્યાં મ્લેચ્છોના આક્રમણથી ગભરાયેલા કેટલાક લોકો પોતાની જાતે કૂવામાં પડ્યા, કેટલાક પોતપોતાના ઘરમાં જ બળી મૂઆ કે ફાંસો ખાધો. ત્યાં નિપુણક વીરધવલ આવે છે એમ જાહેર કરીને લોકોને આશ્વાસન આપ્યું તથા એ ખબર સાંભળીને તુરુષ્કો નાસીને નાઠા બીજા શત્રુઓનો પરાજય કર્યો પછી મ્લેચ્છો સામે વિજય મેળવવા વસ્તુપાલ શું કરે છે એ ચોથા અંકના પ્રવેશકમાં કુવલયક અને શીઘ્રક નામે બે ગુપ્તચરોના સંવાદમાંથી જણાય છે વસ્તુપાલે મોકલેલી ખોટી ખબરોને કારણે બગદાદના ખલીફે મિલચ્છીકારને આકડે બાંધીને લાવવા માટે ખર્પરખાનને આજ્ઞા કરી છે, તથા તુરુષ્કોના પરાજય પછી એમનો પ્રદેશ આપવાનું વચન આપીને કેટલાક ગુર્જર રાજાઓને વસ્તુપાલે પોતાના કરી લીધા છે પછી મિલચ્છીકાર અને તેનો મંત્રી ઘોરી ઇસપ પરિસ્થિતિની ચર્ચા કરતા પ્રવેશે છે એક તરફ ખર્પરખાન અને બીજી તરફ વીરધવલનું ઘણું દબાણ તેમના ઉપર છે પીછેહઠ કરવાની મિલચ્છીકારની ઇચ્છા તો નથી, પણ વીરધવલના આગળ વધતા સૈન્યનો અવાજ સાંભળીને તેઓ એકદમ નાસી જાય છે શત્રુઓને કેદ નહિ પકડી શકાયા તેથી વીરધવલ નિરાશ થાય છે, પણ વગર વિચાર્યે પીછો નહિ કરવાની વસ્તુપાલની સલાહને અનુસરે છે પાંચમો અંક બહુ રસપ્રદ છે, કેમકે વિજયી રાજા અને તેજપાલના રણભૂમિ ઉપરથી પાછા ધોળકા સુધીના પ્રવાસનું એમાં વર્ણન છે વીરધવલને નરવિમાનમાં બેઠેલો રાજા કહ્યો છે 'નરવિમાન'નો અર્થ 'પુરુષાકૃતિ વિમાન' એવો ઘણું કરીને હોઈ શકે આબુ તથા ત્યાંના તીર્થો અચલેશ્વર તથા વસિષ્ઠાશ્રમ ઉપર પસાર થઈ તેઓ પરમાર રાજાઓના પાટનગર ચંદ્રાવતી ઉપર આવે છે ત્યાંથી તેઓ સિદ્ધપુર આવે છે, જ્યાં પૂર્વવાહિની સરસ્વતી છે (**नूनमस्या सिद्धपुरपरिसरे प्राचीमुखप्रसृमर पयःप्रवाहमधिवसन्**, પૃ ૪૭) અને ભદ્રમહાકાળનું મન્દિર જુએ છે અહીં ભદ્રમહાકાળ વડે મૂળરાજે બંધાવેલો પ્રસિદ્ધ રુદ્રમહાલય ઉદ્દિષ્ટ હશે પછી તેઓ ગુજરાતના પાટનગર અણહિલવાડના દર્શન કરે છે અને ત્યાં સહસ્રલિંગ સરોવર જોઈને ખૂબ આનંદ પામે છે, વળી દક્ષિણ દિશામાં તેઓ સાભ્રમતીના તટ ઉપર કર્ણાવતી જુએ છે અને છેવટે ધોળકા પહોંચે છે, જ્યાં રાણી જયતલદેવી આતુરતાપૂર્વક રાજાની

વાટ જોતી હતી. આ બધાં સ્થળોનું વર્ણન ખૂબ અલંકૃત શૈલીએ કરવામાં આવ્યું છે; આથુથી ધોળકા સુધીના આકાશમાર્ગી પ્રવાસનું વર્ણન કરવાનો ખ્યાલ સંખ્યાબંધ રામચરિતવિષયક નાટકોમાં તથા 'રઘુવંશ'માં (પેરા ૫૯૦) આવતા લંકાથી અયોધ્યા સુધીના રામના પ્રવાસવર્ણન ઉપરથી કર્તાને આવ્યો હશે. સર્વે ધોળકા પહોંચી ગયા પછી જાણવા મળે છે કે વસ્તુપાળે મિલચ્છીકારના ગુરુઓ રદ્દી અને કદી જેઓ બગદાદથી પાછા ફરતા હતા તેમને સમુદ્રમાં અટકાવ્યા છે અને તેમની સલામતી ખાતર મિલચ્છીકારને મૈત્રીની સંધિ કરવાની ફરજ પડી છે. વસ્તુપાળ અને વીરધવલ પરસ્પરને અભિનંદન આપે છે. છેવટે રાજા શિવમન્દિરમાં જાય છે, જેમાં શિવ પોતે પ્રત્યક્ષ થઇને એને વરદાન આપે છે.[૨૧]

૨૦૨. 'હમ્મીરમદમર્દન'નો મુખ્ય ઉદ્દેશ જોકે વસ્તુપાળ તેજપાળ અને રાજા વીરધવલની મહત્તા ગાવાનો છે, છતાં સમકાલીન ઇતિહાસ ઉપર સ્વાભાવિક રીતે જ તે કેટલોક અગત્યનો પ્રકાશ પાડે છે. એ સમયે ગુપ્તચરો કેવી રીતે કામ કરતા એ વિશે પણ કેટલુંક આમાંથી જાણવા મળે છે. અને મધ્યકાળમાં રચાયેલાં નાટકોની શૈલીની બધીયે મર્યાદાઓ આ નાટકમાં હોવા છતાં એના સંવાદો જુસ્સાદાર છે અને એની કવિતા સુન્દર ઉપમાઓથી ભરેલી છે. વસ્તુપાળ તેજપાળ અને વીરધવલનાં પાત્રો સુરેખ અને જીવંત છે તથા આકાશી પ્રવાસનુ વર્ણન બતાવે છે કે કંઇક નવીન રજૂ કરવાની પણ કર્તાની ઇચ્છા છે. નાટકમાં એક જ સ્ત્રીપાત્ર છે અને તે રાણી જયતલદેવીનું; પાંચમા અંકના આરંભમાં શૃંગારરસનું નિરૂપણ કરવા માટે જ કર્તાએ એ પાત્ર દાખલ કર્યું જણાય છે. જયતલદેવીને જો આપણે નાયિકા ગણીએ તો સ્વાભાવિક રીતે વીરધવલને નાયક ગણવો જોઇએ; ભરતવાક્ય પણ એના મુખમાં મુકાયું છે. બીજી બાજુ, નાટકનું મુખ્ય પાત્ર વસ્તુપાળ છે. એનું પ્રભાવશાળી વ્યક્તિત્વ નાટકની સર્વ ઘટનાઓને સ્પર્શ કરે છે. પ્રાયઃ કર્તાએ એને રાજકીય અર્થમાં વીરધવલના ગુરુ તરીકે અહીં રજૂ કર્યો છે. એની તુલના 'મુદ્રારાક્ષસ'માંના ચાણક્યના પાત્ર સાથે થઇ શકે; એમાં નાયક ચંદ્રગુપ્ત છે, પણ કાર્યનો મુખ્ય ભાર એના ગુરુ ચાણક્ય ઉપર જ છે.

૨૦૩. આ નાટકમાં સંખ્યાબંધ સુન્દર શ્લોકો છે; જોકે ગદ્યભાગ અને પદ્યભાગ વચ્ચે પ્રમાણનો જે મોટો તફાવત 'દૂતાંગદ' કે 'કરુણાવજ્રાયુધ'માં જણાય છે તેવો અહીં નથી. સંધ્યાકાળના આ વર્ણનમાં એક રુચિર કલ્પના છે—

૨૧. હમમ, પ્રસ્તાવના, પૃ. ૬ થી આગળ

नीलानि षट्पदकुलानि हसन्मुखीनां
लीनानि भान्ति हृदयेषु कुमुद्वतीनाम् ।
दूराभ्युपेतनिजकान्तकरान्तसङ्ग-
पीयूषशान्तविरहानलसंनिभानि ॥ (२-२०)

અને નીચેના શ્લોકમાં કંચુકી પોતાની વૃદ્ધાવસ્થાનું કાવ્યમય વર્ણન કરે છે—

सर्वाङ्गं पलितच्छलेन जरया मुक्ताः कटाक्षच्छटाः
स्वात्मा कम्पयते शिरश्च विषयाभोगान्निषेधन्निव ।
आलोकाय मुहुर्जलं वितरतो बाष्पच्छलाचक्षुषी
देहोऽद्यापि तथापि सङ्कुचति मे मृत्योर्भियेवाधिकम् ॥ (५-२)

: આબુગિરિનું આ ચિત્રમય વર્ણન છે—

धरित्रीधम्मिल्लो विलसति वसिष्ठक्रतुशत-
स्फुरद्धूमः श्यामीकृतवपुरसावर्बुदगिरिः ।
इमे ताराभारास्त्वदहितयशःषट्पदजुषो
यदङ्गं रङ्गन्तः कुसुमभरभङ्गीमविभरुः ॥ (५-३)

વસિષ્ઠાશ્રમમાં તપસ્વીઓ જેવાં દેખાતાં વૃક્ષો—

कार्श्यस्पष्टशिराभरोपमलतामंवेष्टिताङ्गा जटा-
जटमायदलप्रतानमुकुटाः सौख्योपविष्टा ध्रुवम् ।
उत्फुल्लानि तपोधना इव वनोत्सङ्गे भृशं बिभ्रते
शुभ्रध्याननिभा इमानि शिरसा पुष्पाण्यमी पादपाः ॥ (५-१०)

સિદ્ધપુરના ભદ્રમહાકાલ, જેમના જટાજૂટમાંથી નીકળતી ગંગા વડે જાણે ચામર ઢોળાય છે અને ત્રીજા લોચન વડે જ જાણે કે સ્વયં આરતી થાય છે—

चूलागलद्धवलसिन्धुपयःप्रवाहो
व्यालोलचामरतुलां कुरुते त्रिसन्ध्यम् ।
नृत्यन्नसौ प्रसृमरानलचक्षुरस्या
नीराजनीभवति च स्वयमेव देवः ॥ (५-२१)

ગુજરાતના પાટનગર અણહિલવાડનાં ગગનચુંબી મન્દિરો—

निशिनिशि तुहिनांशुज्योत्स्नया जातजाड्या
कृतिरिव रविमूर्त्यामुल्लसन्त्यां हसन्त्याम् ।
इह सुरगृहपङ्क्तिर्वासरे वासरेऽसौ
वत तपति पताकाहस्तविस्तारणेन ॥ (५-२४)

## નરચન્દ્રકૃત 'અનર્ઘરાઘવ' ટિપ્પણ

૨૦૪. મુરારિકૃત 'અનર્ઘરાઘવ' નાટક ઉપરના નરચન્દ્રસૂરિકૃત ટિપ્પણનો વિચાર અહીં કરવો યોગ્ય થશે, કેમકે એનો વિષય નાટકને લગતો છે. આપણે અગાઉ જોયું તે પ્રમાણે, નરચન્દ્રસૂરિના ગુરુ દેવપ્રભસૂરિએ પણ એ જ નાટક ઉપર ટીકા રચી હતી, પરન્તુ દેવપ્રભની કૃતિઓની ચર્ચા અહીં આપણે નહિ કરીએ, કેમકે તેઓ વસ્તુપાળના વૃદ્ધ સમકાલીન હોવા છતાં[22] જે અર્થમાં નરચન્દ્ર વસ્તુપાળના સાહિત્યમંડળના એક પંડિત છે તે અર્થમાં દેવપ્રભને ગણી શકાય એમ નથી. દેવપ્રભસૂરિની સાહિત્યપ્રવૃત્તિને વસ્તુપાળનો અથવા તેના કુટુંબની કોઈ વ્યક્તિનો આશ્રય મળ્યો હતો એમ કહેવા માટેનો પુરાવો નથી. દેવપ્રભ તેમજ નરચન્દ્ર બન્નેની કૃતિઓ અપ્રસિદ્ધ હોઈ કેવળ હસ્તપ્રતો-રૂપે જ મળે છે. 'અનર્ઘરાઘવ' ઉપરની દેવપ્રભની ટીકા એ એક વિસ્તીર્ણ રચના છે અને તેનું ગ્રન્થાગ્ર ૭૧૦૦ શ્લોકનું છે,[23] જ્યારે નરચન્દ્રનું તો માત્ર ટિપ્પણ હોઈ એનું ગ્રન્થાગ્ર ૨૪૫૦[24] શ્લોકનું, અર્થાત્ એમના ગુરુની રચના કરતાં લગભગ ત્રીજા ભાગનુ છે. 'અનર્ઘરાઘવ' ઉપર સમગ્ર દૃષ્ટિએ વિવરણાત્મક ટીકા રચવાનો નરચન્દ્રનો આશય જણાતો નથી; એનું કારણ એ હોય કે એમના ગુરુએ જ એવી ટીકા રચેલી હતી. નરચન્દ્રનું ટિપ્પણ એ હાલની 'નોટ્સ' જેવું હોઈ એનો ઉદ્દેશ માત્ર અર્થના સ્પષ્ટીકરણનો છે, અને વિવેચનકૃતિ 'ન્યાયકન્દલી' જેવી શાસ્ત્રીય રચના નહિ હોવાને કારણે, 'ન્યાયકન્દલી' ઉપરના ટિપ્પણમાં છે તેમ (પ્રકરણ ૧૭), એ પરત્વે સ્વતંત્ર અભિપ્રાયો રજૂ કરવાનો પણ ખાસ અવકાશ ટિપ્પણકારને મળતો નથી. 'અનર્ઘરાઘવ' ઉપર ટિપ્પણ લખવા વડે વિદ્યાર્થીઓને એક સંક્ષિપ્ત માર્ગદર્શિકા આપવાની નરચન્દ્રની ઇચ્છા જણાય છે, કેમકે મધ્યકાલીન ગુજરાતમાં સાહિત્યના ઘણા વિદ્યાર્થીઓ આ નાટકનો અભ્યાસ કરતા હતા. આ ટિપ્પણમાં નરચન્દ્રસૂરિએ કદી એકે આધાર ટાંકયો નથી કે કોઈ અલંકારની ચર્ચા કરી નથી અને બીજા ગ્રન્થોમાંથી ભાગ્યેજ કોઈ અવતરણ ટાંકયાં છે. સંસ્કૃત નાટકના કલાવિધાનની તેમણે ચર્ચા કરી નથી તેમજ એને લગતી પરિભાષાની સમજૂતી આપવાનો પણ પ્રયાસ કર્યો નથી. નરચન્દ્રસૂરિ જો કે વ્યુત્પન્ન વિદ્વાન હતા, પણ આ ટિપ્પણ તેમણે સાહિત્યના પ્રારંભિક વિદ્યા-

૨૨. પ્રકરણ ૫, ટિપ્પણ ૧૪૧

૨૩. પાભંસૂ., પૃ. ૩૦૧

૨૪. જિરકો, પૃ. ૭

થીઓને ઉપયોગી થાય એવી સરલ પદ્ધતિએ લખ્યુ છે, કદાચ એ જ કારણથી નરચન્દ્રસૂરિકૃત આ ટિપ્પણની ઉપલબ્ધ હસ્તપ્રતોની સખ્યા દેવપ્રભ અને જિનહર્ષકૃત[૨૫] ટીકાઓની હસ્તપ્રતો કરતા ઘણી વધારે છે, જે બતાવે છે કે નરચન્દ્રનુ ટિપ્પણ વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડ્યુ હતુ તથા લોકપ્રિય થયુ હતુ

## પ્રકરણ ૮

## પ્રશસ્તિ

### પ્રશસ્તિનો સાહિત્યપ્રકાર તથા તેનો વિકાસ

**૨૦૫.** પ્રશસ્તિ એ સસ્કૃત સાહિત્યના સૌથી રસપ્રદ પ્રકારોમાંનો એક છે, કેમકે અલકૃત કાવ્યશૈલીએ રચાયા છતા પ્રશસ્તિઓનો સબધ ઐતિહાસિક વ્યક્તિઓ સાથે છે અને ઇતિહાસના લેખનમા ઉપયોગી થાય એવી ઘણી સામગ્રી તેમાથી પ્રાપ્ત થાય છે બ્રાહ્મણ ગ્રન્થો અને ઉપનિષદોમા 'ગાથા નારાશસી' અથવા 'મનુષ્યોની પ્રશસ્તિરૂપ ગાથાઓ'નો ઘણી વાર ઉલ્લેખ આવે છે આ ગીતો 'ઋગ્વેદ'ની દાનસ્તુતિઓ અને 'અથર્વવેદ'ના કુન્તાપ સૂક્તો સાથે સબધ ધરાવે છે, એક રીતે એઓને વીરકાવ્યોમાના પ્રસગોની પુરોગામી રચના ગણી શકાય, કેમકે એઓનો વિષય યોદ્ધાઓ અને રાજકુમારોના કીર્તિગાનનો છે વિદ્વાનો માને છે કે આ ગાથાઓ એક જ વીર પુરુષ અથવા કોઇ એક મહાન ઘટના આસપાસ ગૂથાયેલ સુદીર્ઘ વીરકાવ્યરૂપે વિકસી[૧]

**૨૦૬.** આગળ જતા, પ્રશસ્તિઓ શિલાલેખોના રૂપમા જોવા મળે છે, આના નોધપાત્ર દાખલાઓ ગુપ્તયુગમા છે અલ્લાહાબાદના સ્તભ ઉપર કોતરાયેલી, સમુદ્રગુપ્તની હરિષેણકૃત પ્રશસ્તિ (ઈ સ ૩૭૫-૩૯૦), સ્કન્દ ગુપ્તનો ગિરનારનો લેખ (ઇ સ ૪૫૬) અને મદસોરના સૂર્યમન્દિરની વત્સભટ્ટિકૃત પ્રશસ્તિ (માલવ સ ૫૨૯ જે ડૉ બ્યૂલરના મત પ્રમાણે ઇ સ ૪૭૩-૭૪ બરાબર છે) ખાસ ઉલ્લેખ માગી લે છે રાજાઓના અથવા વસ્તુપાળની બાબતમા બન્યુ છે તેમ, કેટલીક વાર મત્રીઓના આશ્રય નીચે ઉત્સાહપૂર્વક ખેડાતી દરબારી કવિતાના આ તથા બીજા કેટલાક નમૂનાઓ છે હિન્દુ રાજ્યતના દિવસો વીતી ગયા પછી ખાસ કરીને સ્થાપત્યના

૨૫ એજ, પૃ ૭

૧ વિન્ટરનિત્સ એ હિસ્ટરી ઑફ ઇન્ડિયન લિટરેચર પુ ૧, પૃ ૩૧૪

સ્મારકરૂપે પ્રશસ્તિ રચવાની આ પરંપરા ઠેઠ અર્વાચીન કાળ સુધી ચાલુ રહી હતી. ગુજરાત, રાજસ્થાન અને માળવામાં—ખાસ કરીને જૈનોમાં—પ્રશસ્તિનો એક વિશિષ્ટ પ્રકાર છે, જે 'ગ્રન્થપ્રશસ્તિ' તરીકે ઓળખાય છે. જૈન ગ્રન્થકારો પોતાની રચનાઓને અંતે લાંબી પ્રશસ્તિઓ આપે છે, જેમાં પોતાને વિશે તથા પોતાના ગુરુ, ગચ્છ અને અન્ય ઐતિહાસિક બાબતો વિશે વિગતો તેઓ આપે છે. આ ઉપરાંત, જે શ્રાવકોના આશ્રય નીચે ગ્રન્થોની નકલો થઈ તથા જેમણે ધાર્મિક ગ્રન્થોની હસ્તપ્રતો ખરીદીને યોગ્ય સાધુસાધ્વીઓને દાન આપી એમની પ્રશસ્તિઓ પણ તે તે ગ્રન્થોને અંતે હોય છે. આવી સંખ્યાબંધ પ્રશસ્તિઓ પિટર્સન અને ભાંડારકર જેવા વિદ્વાનોના હસ્તપ્રતોની શોધના અહેવાલોમાં, પાટણ અને જેસલમેરના ભંડારોની સૂચિઓમાં તથા 'જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ' જેવા અનેક સંગ્રહોમાં છપાયેલી છે. મધ્યકાલીન ગુજરાતનાં કેટલાંયે શ્રીમંત જૈન કુટુંબો વિશે તથા એકંદરે સાંસ્કૃતિક ઇતિહાસ વિશે વિવિધ દૃષ્ટિએ ઘણી અગત્યની માહિતી આવી પ્રશસ્તિઓમાંથી મળે છે.

૨૦૭. પ્રશસ્તિરચના બહુ સરલ હોય છે. મંગલાચરણ પછી તે સ્થાપત્ય બંધાવનારનું કે દાતાનું વર્ણન કરે છે. એ વ્યક્તિ તત્કાલીન રાજ્યકર્તાથી ભિન્ન હોય તો રાજ્યકર્તા વિશે પણ કંઇક ઉમેરવામાં આવે છે. બન્નેયમાં વંશાવલીઓ કંક આપવામાં આવે છે. પછી દાનની વિગતો અપાય છે અથવા કાવ્યશૈલીએ સ્થાપત્યનું વર્ણન કરવામાં આવે છે. વળી એમાં સ્થપતિનું, પ્રતિષ્ઠા કરાવનાર પુરોહિત અથવા ધર્મગુરુનું, પ્રશસ્તિ રચનાર કવિનું, પથ્થર અથવા તામ્રપત્ર ઉપર એ લખનાર લહિયાનું તથા એ કોતરનાર કારીગરનું નામ પણ મોટે ભાગે આપવામાં આવે છે. પ્રશસ્તિ મન્દિરમાં હોય, જાહેર ઉપયોગના કોઇ મકાનમાં હોય, મૂર્તિ ઉપર કે તામ્રપત્રમાં હોય અથવા કોઈ હસ્તપ્રતને અંતે હોય તે અનુસાર એના સ્વરૂપમાં થોડોક તફાવત હોય છે. ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનો ભાગ તે એમાં આપેલી વંશાવલીનો તથા વર્ણવેલાં પરાક્રમો અથવા ધાર્મિક કાર્યોનો હોય છે. કેટલીક પ્રશસ્તિઓ બહુ ટૂંકી—માત્ર થોડીક પંક્તિઓની હોય છે, ત્યારે બીજી કેટલીક સો કરતાં પણ વધુ પંક્તિઓ કે શ્લોકોની હોય છે. કેટલીક પ્રશસ્તિઓ ગદ્યમાં તો કેટલીક પદ્યમાં હોય છે, જ્યારે કેટલીક ગદ્યપદ્યાત્મક હોય છે; અને ઇતિહાસ અને કવિતા તરીકેના મૂલ્યની દૃષ્ટિએ પણ જુદી જુદી પ્રશસ્તિઓ વચ્ચે મોટો તફાવત હોય છે.

## વસ્તુપાળ અને તેજપાળનાં સત્કૃત્યો વર્ણવતી પ્રશસ્તિઓ

૨૦૮. વસ્તુપાળ અને તેજપાળના-સંક્ષિપ્ત તેમજ સુદીર્ઘ-પુષ્કળ શિલાલેખો મળે છે, પણ અહીં આપણે એવા જ લેખોનો વિચાર કરીશું, જે સ્વતંત્ર કાવ્યો તરીકેની ગણનાને પાત્ર છે. આપણે એવાં કાવ્યોની પણ સમીક્ષા કરીશું, જે ક્યાંય કોતરાયેલાં નથી, પરન્તુ જેઓની રચના પ્રશસ્તિ તરીકે થઈ હતી. ડભોઇના વૈદ્યનાથ મહાદેવના મન્દિરનું તથા રાજા વીસલદેવે કરાવેલા એના જીર્ણોદ્ધારનું વર્ણન કરતી, વસ્તુપાળના મિત્ર સોમેશ્વરકૃત 'વૈદ્યનાથપ્રશસ્તિ' સિવાય આ બધાં જ કાવ્યોમાં મધ્યવર્તી વ્યક્તિઓ તરીકે વસ્તુપાળ અને તેજપાળ છે. મોટા ભાગની પ્રશસ્તિઓનો વિષય વસ્તુપાળનાં સત્કૃત્યોનો હોઇ એમાંની લગભગ બધી જ પરંપરાગત શૈલીએ અતિશયોક્તિપૂર્ણ વર્ણના કરે છે, એટલે તેઓનો કાવ્યગુણ સાધારણ છે. અલબત્ત, કેટલેક સ્થળે એમાં કવિતાના વિશિષ્ટ ચમકારા દેખાય છે.

### સોમેશ્વરકૃત 'આબુપ્રશસ્તિ'

૨૦૯. સોમેશ્વરકૃત 'આબુપ્રશસ્તિ' એ આબુ ઉપરના મન્દિરમાં મુકાયેલો શિલાલેખ છે. એમાં વિવિધ વૃત્તોમાં ૭૪ શ્લોક છે. પહેલા બે શ્લોકોમાં અનુક્રમે સરસ્વતી તથા આબુના મન્દિરના મૂલનાયક નેમિનાથની સ્તુતિ કરી છે, અને ત્રીજા શ્લોકમા અણહિલવાડનુ ટૂંકું વર્ણન છે. પછી વસ્તુપાળ તેજપાળની વંશાવલિ તથા એમના માતાપિતા, ભાઈઓ અને બહેનો વિશેના પ્રશંસાપૂર્ણ ઉલ્લેખો (શ્લોક ૪-૨૪) આવે છે. 'ચૌલુક્યની એક શાખા (વાઘેલા) ના તિલકસમાન' અર્ણોરાજનો તથા એના પુત્ર અને પૌત્ર-લવણપ્રસાદ અને વીરધવલનો ઉલ્લેખ કવિ ૨૫-૨૯ શ્લોકમાં કરે છે. પછી આબુનુ વર્ણન અને ત્યાના રાજ્યકર્તા પરમારોની વંશાવલિ આવે છે; વસિષ્ઠના હોમકુંડમાથી પરમારોની પુરાણોની ઉત્પત્તિથી માંડી ચંદ્રાવતીના તત્કાલીન રાજ્યકર્તા સોમસિંહ અને એના યુવરાજ કૃષ્ણરાજ સુધી એ વંશાવલિ આવે છે (શ્લોક ૩૦-૩૨). એ પછી વસ્તુપાળ અને એનાં કુટુંબીજનોની-એની પત્ની લલિતાદેવી અને પુત્ર જય-તસિંહ, તેજપાળ અને એની પત્ની અનુપમા, તથા એમના મોટા ભાઈ મલ્લદેવ અને એનાં પત્ની અને પુત્રની-પ્રશંસા (શ્લોક ૪૩-૫૮) આવે છે. પછી તેજપાળે બંધાવેલાં મન્દિરોની તથા એનાં કુટુંબીજનોની હસ્તયારૂઢ દશ મૂર્તિઓ-જે જિનને નમસ્કાર કરવા આવેલા દશ દિક્પાલ જેવી દેખાતી હતી તેની વાત કવિ કરે છે (શ્લોક ૫૯-૬૫). શ્લોક ૬૬-૬૮ વસ્તુપાળનાં

સત્કૃત્યોની ખૂબ પ્રશંસા કરે છે, અને શ્લોક ૬૯-૭૧ નાગેન્દ્રગચ્છના આચાર્યોનો ઉલ્લેખ કરે છે, જેમાંથી વિજયસેનસૂરિએ મન્દિરની પ્રતિષ્ઠાવિધિ કર્યો હતો. ૭૨ મો શ્લોક મન્દિર અને તે બંધાવનારાને આશિષ આપે છે અને ૭૩ મા શ્લોકમાં સોમેશ્વર પ્રશસ્તિકાર તરીકે પોતાનો ઉલ્લેખ કરે છે. છેલ્લો શ્લોક કહે છે કે-શ્રી નેમિનાથ તીર્થંકર અને તેમની શાસનદેવી અંબિકાની કૃપાથી, અર્બુદાચલ ઉપરની આ પ્રશસ્તિ વસ્તુપાળના વંશને સ્વસ્તિ કરનારી થાઓ. છેલ્લે સાદા ગદ્યમાં બે વાક્યો જણાવે છે કે આ પ્રશસ્તિ શિલા ઉપર ટાંકણા વડે સૂત્રધાર કેલ્હણના પુત્ર ધાંધલના પુત્ર ચંડેશ્વરે કોતરી હતી, અને પ્રતિષ્ઠાવિધિ સં. ૧૨૮૭ ના ફાગણ વદ ત્રીજ ને રવિવારના દિવસે નાગેન્દ્રગચ્છના આચાર્ય વિજયસેનસૂરિના હસ્તે થયો હતો.

### ગિરનારના શિલાલેખોમાંનો ગદ્યભાગ

**૨૧૦.** ગિરનાર ઉપરના વસ્તુપાળના શિલાલેખોમાં ૭ લાંબા લેખો છે, જે સ્વતંત્ર પ્રશસ્તિ ગણાવાને પાત્ર છે. છયે લેખોના આરંભમાં ગદ્યભાગ આવે છે અને છયેમાં લગભગ શાબ્દિક રીતે સમાનના હોઈ એક જ લેખકની રચના જણાય છે; પણ એ લેખકનું નામ આપણે જાણતા નથી. આ ગદ્યભાગમાંથી વસ્તુપાળના કુટુંબના ઇતિહાસ વિશે કેટલીક ઉપયોગી માહિતી અને અગત્યનાં વર્ષો મળે છે, એટલે ગુજરાતના ઇતિહાસ માટે પણ તે ભાગ અગત્યનો છે.

### ગિરનારના શિલાલેખોમાં સોમેશ્વરના શ્લોકો

**૨૧૧.** ગિરનારના શિલાલેખોમાં ઉપર્યુક્ત ગદ્યભાગ પછી મન્દિર બંધાવનારની પ્રશસ્તિ લેખે થોડાક શ્લોકો આવે છે અને આ શ્લોકો જુદા જુદા લેખોમાં જુદા જુદા કવિઓની રચના છે એ તેમાં જણાવવામાં આવ્યું છે. કુલ ૭ લેખોમાંથી બેમાંનાં (ગુઐલે, નં. ૨૦૭ અને પ્રાજૈલેસં, નં. ૩૮-૧; ગુઐલે, નં. ૨૦૯ અને પ્રાજૈલેસં, નં. ૪૦-૩) પદ્યો સોમેશ્વરની રચના છે. પહેલા લેખમાં ૯, અને બીજા લેખમાં ૧૬ શ્લોકો છે. તમામ શ્લોકોમાં પરંપરાગત પદ્ધતિની પ્રશંસા વિના બીજું કંઈ નથી. જે રીતે પ્રશસ્તિઓની રચના થાય છે એ જોતાં એનો કાવ્યગુણ સાધારણ હોય એ સમજી શકાય એવું છે, તોપણ સોમેશ્વરના કેટલાક શ્લોકો સારી કવિતા રજૂ કરે છે. વસ્તુપાળનું કાવ્યરચનાપ્રાવીણ્ય તથા એની વહીવટી કુશળતા એ બન્ને સાથોસાથ વર્ણવતાં કવિ કહે છે—

विरचयति वस्तुपालश्चुलुक्यसचिवेषु कविषु च प्रवरः ।
न कदाचिदर्थहरणं श्रीकरणे काव्यकरणे वा ॥[२]

વસ્તુપાળ અને તેજપાળના સાહચર્ય વિશે એ કહે છે—

तेजःपालः सकलप्रजोपजीव्यस्य वस्तुपालस्य ।
मधिवे विभाति सफलः सरोवरस्येव सहकारः ॥[३]

વસ્તુપાળની કીર્તિ ઘેરેઘેર, નગરેનગર અને દિશાએ દિશામાં કેવી રીતે ફરી વળી એ કવિ વર્ણવે છે—

उदारः शूरो वा रुचिरवचनो वाऽस्ति न हि वा
भवत्तुल्यः कोपि क्वचिदिति चुलुक्येन्द्रसचिव ।
समुद्भूतभ्रान्तिर्नियतमवगन्तुं तव यश-
स्ततिर्गेहे गेहे पुरि पुरि च याता दिशि दिशि ॥[४]

## સોમેશ્વરકૃત 'વૈદ્યનાથપ્રશસ્તિ'

**૨૧૨.** ધોળકાના રાણા વીરધવલે બંધાવેલા વીરનારાયણપ્રસાદની સોમેશ્વરકૃત પ્રશસ્તિ જે નાશ પામી ગયેલી છે (પેરા ૭૩) તેનો વિચાર ન કરીએ તોપણ ઐતિહાસિક મહત્ત્વની એવી તેની બીજી એક પ્રશસ્તિ મળે છે, અને તે ડભોઈની 'વૈદ્યનાથપ્રશસ્તિ.' રાજા વીસલદેવે ડભોઈમાં વૈદ્યનાથ મહાદેવનું મન્દિર સમરાવ્યું એના સ્મારકરૂપે એ રચાયેલી છે. આ પ્રશસ્તિ ૧૧૬ શ્લોકનું લાંબું કાવ્ય છે અને તેમાં સં. ૧૩૧૧ (ઇ. સ. ૧૨૫૫)ની સાલ છે, જે સમયે વસ્તુપાળ અને તેજપાળ બન્નેય કેટલાંક વર્ષ પહેલાં અવસાન પામ્યા હતા. જે બે શિલાઓ ઉપર આ પ્રશસ્તિ કોતરવામાં આવી છે તે ખૂબ જ ખવાઈ ગઈ છે. એક શિલા ઉપરનું લખાણ તો સાવ વિશીર્ણ થઈ ગયું છે, અને બીજી શિલા ઉપરની એક પણ પંક્તિ અખંડ નથી, પરિણામે પ્રશસ્તિના બહુ થોડા શ્લોક અખંડિત સ્વરૂપમાં મળે છે. તોપણ આપણે જોઈ શકીએ છીએ કે ૬ ઠ્ઠો શ્લોક 'કીર્તિકૌમુદી' ૨–૨ થી અને ૧૪ મો શ્લોક 'કીર્તિકૌમુદી' ૨–૯૯ થી અભિન્ન છે. ૨૫ મા શ્લોકનો જે ભાગ વંચાય છે તે 'આબુપ્રશસ્તિ'ના ૨૭ મા શ્લોક સાથે સંપૂર્ણ શાબ્દિક સામ્ય ધરાવે છે. પ્રશસ્તિનો જે અવશેષ બચ્યો છે તે ઉપરથી કહી શકાય કે એનો મોટો ભાગ ગુજરાતના રાજાઓ વાઘેલા રાણાઓ—ખાસ–કરીને વીસલદેવનાં પરાક્રમોના વર્ણનથી રોકાયેલો

૨. 'આબુપ્રશસ્તિ' શ્લોક ૧૪
૩. એ જ, શ્લોક ૬૫
૪. સોમેશ્વરનો બીજો ગિરનાર લેખ, શ્લોક ૪

છે ૪૫ મા શ્લોકમાં વીસલદેવના હસ્તે થયેલા ધારાના તથા દક્ષિણના રાજ્યકર્તાઓના પરાજયનો ઉલ્લેખ છે વીસલદેવના બાંધકામોના વર્ણનનો પ્રારંભ ૮૦ મા શ્લોકથી થાય છે એક અથવા વધુ શિવમન્દિરનું બાંધકામ (શ્લોક ૮૧ અને ૯૧), મૂલસ્થાન નામે મન્દિરનો[૫] જીર્ણોદ્ધાર (શ્લોક ૯૨), 'હરાદ્રિશિખર'–કૈલાસ જેવા મન્દિરનું બાંધકામ (શ્લોક ૯૩), એ બધાનો ઉલ્લેખ મળે છે 'સમર જેવા સ્વરૂપવાળા તેણે (વીસલદેવે) નવો પ્રાકાર કરાવ્યો' (શ્લોક ૯૭) એનો પણ ઉલ્લેખ છે આ પ્રાકાર કદાચ કોઈ મન્દિરનો હોય શ્લોક ૧૦૨ કહે છે કે આ રાજાના પ્રદેશમાં અવિરત ચાલતા યજ્ઞોની દક્ષિણાથી પ્રમુદિત થયેલા બ્રાહ્મણોનો વેદધ્વનિ સર્વત્ર શ્રવણગોચર થતો હતો પ્રશસ્તિના છેવટના ભાગમાં (શ્લોક ૧૦૮ થી આગળ) કર્તા વૈદ્યનાથના મન્દિરના જીર્ણોદ્ધાર સાથે સંકળાયેલા અધિકારીનો અને સ્થપતિ દેવાદિત્યનો, પોતાનો, પ્રશસ્તિના લેખક દ્વિજ પ્રહ્લાદનનો, તે કોતરનાર સૂત્રધાર પદ્મસિંહનો ઉલ્લેખ કરે છે આ 'વૈદ્યનાથપ્રશસ્તિ'ના બે શ્લોકો જલ્હણકૃત 'સૂક્તિમુક્તાવલી'માં ઉદ્ધૃત કરવામાં આવ્યા છે (પૃષ્ઠ ૭૭) એ વસ્તુ એક કાવ્યરચના તરીકે એને જે પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ હતી એનું સૂચન કરે છે ઉદયપ્રભસૂરિકૃત 'સુકૃતકીર્તિકલ્લોલિની' અને જયસિંહસૂરિકૃત 'વસ્તુપાલ–તેજપાલપ્રશસ્તિ' વિશે બન્યું છે તેમ કોઈ જૂની હસ્તપ્રતમાંથી 'વૈદ્યનાથપ્રશસ્તિ'ની પણ પૂરી નકલ મળી આવે તો તે એક નોંધપાત્ર સાહિત્યિક શોધ ગણાશે

### ગિરનાર–લેખમાંના ઉદયપ્રભના શ્લોકો તથા તેમની 'સુકૃતકીર્તિકલ્લોલિની'

૨૧૩. ઉદયપ્રભસૂરિકૃત પ્રશસ્તિઓ પર આવતાં ગિરનારના લેખો પૈકી એકમાંના (ગુઐલે, નં ૨૧૦ અને પ્રાઁલેસ, નં ૪૩–૬) એમણે રચેલા ૯ શ્લોકોનો ઉલ્લેખ કરવો જોઈએ પણ સાહિત્યના આ પ્રકારમાં એમનો મુખ્ય ફાળો એ ૧૭૯ શ્લોકની લાંબી પ્રશસ્તિ 'સુકૃતકીર્તિકલ્લોલિની' છે એનું નામ સૂચવે છે તે પ્રમાણે, વસ્તુપાળનાં સુકૃતોની કીર્તિ ગાતું એ કાવ્ય છે મંગળાચરણ પછી તે ચાવડા વંશના રાજાઓનું વર્ણન ઠીક ઠીક લંબાણથી (શ્લોક ૯–૧૮) કરે છે અને લગભગ પચાસ શ્લોકમાં (શ્લોક ૨૯–

૫ આ સૂર્યમન્દિર હતું એમ ૧૧૧ મા શ્લોક ઉપરથી જણાય છે—મૂલસ્થાનાહ્વયભાનોર્ભવનવિરચનાહ્વગાતિમ[દ્રા]મદેવ । આ મૂલસ્થાન એ સૌરાષ્ટ્રમાંના સ્થાન થાનનું સૂર્યમન્દિર હશે જેના ભગ્ન અવશેષો અત્યાર પણ જોઈ શકાય છે

૧૯) ચૌલુક્ય વંશના રાજાઓની કારકિર્દી વર્ણવે છે એ પછી રાણા વીરધવલ અને એના પૂર્વજોની પ્રશંસા આવે છે (શ્લોક ૭૦–૯૭); એ પછી વસ્તુપાળની વંશાવલિ તથા એની અને એના કુટુંબીજનોની કાવ્યશૈલીએ વર્ણના આવે છે (શ્લોક ૯૮–૧૩૭) શ્લોક ૧૩૭–૧૪૦ વસ્તુપાળના પરાક્રમો અને શ્લોક ૧૪૧–૧૪૯ એની તીર્થયાત્રાઓ વર્ણવે છે નાગેન્દ્ર ગચ્છના આચાર્યોની ગુરુપરંપરા (શ્લોક ૧૫૦–૧૫૭) આપીને વિજયસેન સૂરિની પ્રશંસા (શ્લોક ૧૫૧–૧૬૧) કર્યા બાદ કર્તા વસ્તુપાળની 'ધર્મસ્થાન પરંપરા'નો ઉલ્લેખ કરે છે, જે ધર્મસ્થાનો એણે આચાર્યના ઉપદેશને અનુસરીને બાંધ્યા હતા (શ્લોક ૧૬૨–૧૭૭) ૧૭૮ મો શ્લોક કર્તાનું નામ આપે છે તથા છેલ્લો શ્લોક આશીર્વચન ઉચ્ચારે છે બીજાં ઐતિહાસિક સાધનોમાંથી ન મળતી હોય એવી કોઈ હકીકત આ પ્રશસ્તિમાં નથી, પણ એથી એનું મહત્ત્વ ઓછું થતું નથી, કેમકે અનુવાદાત્મક પ્રમાણો તરીકે ઉપયોગી થાય એવી ઘણી બાબતોનો ઉલ્લેખ કરે છે

## ખંભાતના ઉપાશ્રયની ઉદયપ્રભકૃત પ્રશસ્તિ તથા તેમની 'વસ્તુપાલસ્તુતિ'

૨૧૪. ખંભાતમાં વસ્તુપાળે બંધાવેલા એક ઉપાશ્રયની પ્રશસ્તિ એ પણ ઉદયપ્રભસૂરિની રચના છે એમાં ૧૯ શ્લોક અને થોડીક ગદ્યપંક્તિઓ છે, તથા એમાં ઉપાશ્રય બંધાવનારની અને એના ગુરુઓની પરંપરાગત રીતિની પ્રશંસા તથા એમની વંશાવલિ સિવાય બીજું કંઇ નથી ઉદય પ્રભકૃત 'વસ્તુપાલસ્તુતિ' ૩૦ પ્રશંસાત્મક શ્લોકોનો સંગ્રહ છે એની સળંગ રચના કોઇ વિશિષ્ટ ઘટનાને અનુલક્ષીને અમુક વિશિષ્ટ સત્કૃત્યોના સ્મારક રૂપે થઈ હોય એમ જણાતું નથી, પણ વસ્તુપાળ વિશે કર્તાનાં પ્રશંસાત્મક સુભાષિતોનો વ્યવસ્થિત સંગ્રહ જણાય છે, પરન્તુ એમાંનાં અમુક અમુક સુભાષિતો ચોક્કસ પ્રસંગોએ રચાયાં હોય એમ મને ખરું ઉદયપ્રભસૂરિકૃત પ્રશસ્તિઓમાં કેટલાક સુન્દર શ્લોકો છે, એમાંના થોડાક અહીં ટાંકું છું વસ્તુપાળની વાણીની ચારુતા કવિ મનોહર રીતે વર્ણવે છે—

पीयूषादपि पेशला शशधरज्योत्स्नाकलापादपि
स्वच्छा नूतनचूतमञ्जरिभरादप्युल्लसत्सौरभाः ।
वाग्देवीमुखसामसूक्तविशदोद्गारादपि प्राञ्जला
केषां न प्रथयन्ति चेतसि मुदं श्रीवस्तुपालोक्तयः ॥[૬]

---

૬ 'વસ્તુપાલસ્તુતિ', શ્લોક ૧

વસ્તુપાળના દયાપૂર્ણ ચિત્ત અને પરાક્રમ વચ્ચેનો કાવ્યમય વિરોધ વર્ણવતાં કવિ કહે છે—

चेतः पैतकपद्मगर्भविशदं वाचः सुधाबन्धवः
कीर्त्तिः कार्त्तिकमासमांसलशशिज्योत्स्नायदातद्युतिः ।
आश्चर्यं क्षितिरक्षणक्षणविधौ श्रीवस्तुपालस्य यत्
कृष्णत्वं चरितैरपास्तदुरितैर्लेभिरे भुजः ॥७

શ્લેષનો સુન્દર પ્રયોગ કરીને વસ્તુપાળના વિવિધ ગુણોની પ્રશંસા કવિ કરે છે—

शूरो रणेषु चरणप्रणतेषु सोमो
वक्रोऽतिवक्रचरितेषु बुधोऽर्थबोधे ।
नीतौ गुरुः कृतिजने कविरक्रियासु
मन्दोऽपि च ग्रहमयो न हि वस्तुपालः ॥८

### ગિરનારના લેખોમાંના નરચન્દ્રના શ્લોકો તથા એમની 'વસ્તુપાલપ્રશસ્તિ'

**૨૧૫.** બે ગિરનાર-લેખોમાંનો ( ગુઐલે, નં. ૨૦૮ અને પ્રાર્ગ્લેસં. નં. ૩૯-૨, ગુઐલે, નં. ૨૧૧ અને પ્રાર્ગ્લેસં. નં. ૪૨-૫) પદ્યભાગ નરચન્દ્રસૂરિની રચના છે. પહેલા લેખમાં ૭, અને બીજામાં ૧૧ શ્લોકો છે. નરચન્દ્રસૂરિકૃત 'વસ્તુપાલપ્રશસ્તિ' એ ૨૬ શ્લોકોમાં રચાયેલું પ્રશસ્તિકાવ્ય છે. એના પહેલા શ્લોકમાં પ્રથમ તીર્થંકર ઋષભદેવની સ્તુતિ કવિ કરે છે તથા બીજા શ્લોકમાં વસ્તુપાળ, તેજપાળ અને તેમના પૂર્વજોનો ઉલ્લેખ કરે છે, જ્યારે કાવ્યનો બાકીનો ભાગ ૨૪ પ્રશંસાત્મક શ્લોકોનો છે. પોતાના આશ્રયદાતાના ગુણને વિશે કવિ કહે છે—

विभुता-विक्रम-विद्या-विदग्धता-वित्त-विवरण-विवेकैः ।
यः सप्तभिर्विकारैः कलितोऽपि बभार न विकारम् ॥९

વસ્તુપાળની રણશૂરતા અને દાનશૂરતાની પ્રશંસા નીચેના શ્લોકમાં છે-

रणे वितरणे चात्र शर्वर्वैश्च वर्षति ।
अमित्रमित्रयोः मध्ये भिद्यते हृदयावनिः ॥१०

---

૭. એ જ, શ્લોક ૨
૮. એ જ, શ્લોક ૪
૯. નરચન્દ્રસૂરિનો બીજો ગિરનાર-લેખ, શ્લોક ૨
૧૦. 'વસ્તુપાલપ્રશસ્તિ', શ્લોક ૧૪

### ગિરનાર-લેખમાં નરેન્દ્રપ્રભના શ્લોકો તથા એમની બે ‘વસ્તુપાલપ્રશસ્તિ’

૨૧૬. વસ્તુપાળના એક ગિરનાર-લેખમાંના ( ગુએલે, નં. ૨૧૦ અને પ્રાક્જૈલેસં, નં. ૪૧-૪) ૧૩ પ્રશંસાત્મક શ્લોકો નરેન્દ્રપ્રભસૂરિની રચના છે. ૧૦૪ શ્લોકોની એમની લાંબી ‘વસ્તુપાલપ્રશસ્તિ’ ઐતિહાસિક અને સાહિત્યિક દૃષ્ટિએ નોંધપાત્ર છે. એક શ્લોકાત્મક શ્લોકમાં પ્રથમ તીર્થંકર અને મહાદેવને વંદન કરીને કવિ ચૌલુક્ય વંશના (શ્લોક ૨-૧૨) અને વાઘેલા વંશના રાજાઓનુ (શ્લોક ૧૩-૧૭) વર્ણન કરે છે. પછી વસ્તુપાળના પૂર્વજોની (શ્લોક ૧૮-૨૪) અને એના ગુણોની વાત (શ્લોક ૨૫-૨૮) કવિ કરે છે. શ્લોક ૨૯ મો કહે છે કે વસ્તુપાળે ધર્મ ઉપર ચિત્ત સ્થિર કર્યું હતું, અને શ્લોક ૩૦-૩૧ એની તીર્થયાત્રાઓનો ઉલ્લેખ કરે છે. એ પછી જુદે જુદે સ્થળે વસ્તુપાળે બાંધેલાં અને સમરાવેલાં મન્દિરો, ધર્મ-શાળાઓ આદિની એક લાંબી યાદી આવે છે (શ્લોક ૩૨-૯૮). શ્લોક ૯૯-૧૦૪ માં કર્તા નાગેન્દ્રગચ્છના આચાર્યોનો તથા પોતાનો અને પોતાના ગુરુઓનો ઉલ્લેખ કરે છે. ૩૭ પદ્યની નરેન્દ્રપ્રભસૂરિની બીજી ‘વસ્તુપાલ પ્રશસ્તિ’ આખીયે વસ્તુપાળ-તેજપાળ અને રાણા વીરધવલના ૨૯ પદ્ધતિના પ્રશંસાત્મક શ્લોકોથી રોકાયેલી છે, અને એમા કોઈ ઐતિહાસિક ઘટનાનો ઉલ્લેખ નથી.

### જયસિંહસૂરિકૃત ‘વસ્તુપાલ-તેજપાલપ્રશસ્તિ’

૨૧૭. ભરુચમાં મુનિ સુવ્રતસ્વામીનુ મન્દિર જે શકુનિકાવિહાર તરીકે પણ આલેખાતુ હતુ તેની દેવકુલિકાઓ ઉપર તેજપાળે સોનાના ધ્વજદંડો કરાવ્યા એ પ્રસંગના સ્મરણમા ‘વસ્તુપાલ-તેજપાલપ્રશસ્તિ’ નામે ૭૭ શ્લોકનુ પ્રશસ્તિકાવ્ય જયસિંહસૂરિએ રચેલુ છે. આપણે જોયેલી બીજી પ્રશસ્તિઓની જેમ, આમા પણ ચૌલુક્ય ( શ્લોક ૪-૩૨ ) અને વાઘેલા રાજાઓની વંશાવલિ (શ્લોક ૩૩-૩૮), વસ્તુપાળની વંશાવલિ (શ્લોક ૩૯-૫૧) અને તેનાં સાહિત્યોનુ વર્ણન ( શ્લોક ૫૨-૬૨ ) છે. શ્લોક ૬૩-૭૧ વર્ણવે છે કે મુનિ સુવ્રતસ્વામી ચૈત્યના અધિષ્ઠાયક અને કાવ્યના કર્તા જય સિંહસૂરિએ સુવર્ણના ધ્વજદંડો કરાવવા માટે તેજપાળને વિનંતિ કરી હતી અને તેજપાળે પોતાના વડીલ બંધુની સમ્મતિથી તે કરાવી આપ્યા હતા. બાકીનુ કાવ્ય ધ્વજદંડ, મન્દિર અને મંત્રી બંધુઓ પરત્વે અલંકારપ્રચુર ભાષામાં આશીર્વચન ઉચ્ચારે છે, અને છેલ્લા શ્લોકમાં કવિ પોતાનો નામોલ્લેખ કરે છે.

## ' દર્ભાવતીપ્રશસ્તિ '

૨૧૮. હવે આપણે એવી એક પ્રશસ્તિ જોઈશું, જેનો મૂળ પાઠ લુપ્ત થઈ ગયો છે અને કર્તા અજ્ઞાત છે, પણ જેની પૂરી વિગતો જિનહર્ષકૃત ' વસ્તુપાલચરિત ' માંથી[11] મળે છે. ગોધરા ઉપર વિજય કરીને તથા ત્યાંના ઠાકોર ઘૂઘુલનો પરાજય કરીને તેજપાળ જ્યારે પાછો ફર્યો ( પૅરા ૫૨) ત્યારે તેણે ડભોઇનો કિલ્લો બંધાવ્યો તથા એ નગરમાં કેટલાંક મન્દિરો બંધાવ્યાં. 'વસ્તુપાલચરિત' સ્પષ્ટ રીતે કહે છે કે તેજપાળે ત્યાં બંધાવેલા જૈન મન્દિરની દીવાલમાં બે શિલાઓ ઉપર કોતરેલી એક પ્રશસ્તિ મૂકવામાં આવી હતી અને એ નગરમાં તેજપાળે કરાવેલાં બાંધકામો અને સાહિત્યોના વર્ણનનું સમાપન એ ગ્રન્થ **इति दर्भावतीप्रशस्तौ** એવા શબ્દોથી કરે છે, અર્થાત્ આ બધી વિગતો એ પ્રશસ્તિમાંથી લેવામાં આવી છે. 'વસ્તુપાલચરિત'માં ઉલ્લિખિત આ ' દર્ભાવતીપ્રશસ્તિ ' અગાઉ જેની વાત કરી છે તે સોમેશ્વરકૃત 'વૈદ્યનાથપ્રશસ્તિ'થી સ્પષ્ટ રીતે ભિન્ન છે, કેમકે બન્નેની વિગતો તદ્દન જુદી છે પ્રશસ્તિનો મૂલપાઠ અત્યારે અપ્રાપ્ય છે, પણ એનો સાર જયાં આપેલો છે એ ' વસ્તુપાલચરિત' ના સંબંધ ધરાવતા શ્લોકોનું ભાષાન્તર[12] અહીં આપવું યોગ્ય થશે. "અશ્વરાજનો પુત્ર ( તેજપાળ ) માંડલિકો સાથે દર્ભાવતીમાં આવ્યો. એ નગરી વિદર્ભનગરી જેવી ઋદ્ધિમાન હતી (૬૨). ત્યાંના લોકોને પલ્લીપતિ રાજાઓના આતંકની શંકાથી વ્યથાકુલ જોઇને, અન્ય પ્રયોજનોનુ વિસ્મરણ કરીને મૂલરાજ આદિ રાજાઓની મૂર્તિઓથી ગ્રુગયમાણ એવો આકાશચુંબી પ્રાકાર તેણે એ નગરીની આસપાસ કરાવ્યો. એમાં વિવિધ ભંગિઓ નિર્માણ કરવામાં આવી હતી, સત્પુરુષો માટે એ શરણરૂપ હતો અને આકાશમાર્ગે પ્રવાસ કરતા દેવોના વિશ્રામ માટે જાણે કે એનુ નિર્માણ થયું હતુ. સૂર્ય જેમ અંધકાર દૂર કરે તેમ બધી ભીતિ તેણે દૂર કરી દીધી. આવા પુરુષોનો જન્મ ખરેખર મનુષ્યોના સુખ માટે હોય છે ( ૬૩–૬૬ ). ત્યાં ફરકતી ધ્વજશ્રેણિ વડે વિરાજમાન શોભાવાળું, કૈલાસપર્વતના જેવુ અને સુવર્ણકુંભો વડે અંકિત એવું પાર્શ્વજિનેશ્વરનું ચૈત્ય તેણે બંધાવ્યું. ત્રિભુવનના લોકો માટે સુધાના અંજનરૂપ એ મન્દિર તોરણયુક્ત હતું તથા એમાં મંત્રીના પૂર્વજોની મૂર્તિઓ હતી; એની આસપાસ જિનેશ્વરોની ૧૭૦ દેરીઓ હતી. એના બલાનકમાં મંત્રીશ-

૧૧. વચ, પ્રસ્તાવ ૩, શ્લોક ૩૬૨-૭૯

૧૨. આ ભાગનો અંગ્રેજી અનુવાદ ડૉ. હીરાનંદ શાસ્રીએ 'રૂઇન્સ ઑફ દર્ભાવતી ઓર ડભોઈ' એ પુસ્તકમા (પૃ. ૫ થી આગળ) આપ્યો છે.

ની માતા કુમારદેવીની ગજાધિરૂઢ મૂર્તિ હાથમા ચાંદીના પુષ્પોની માળા લઈને, શ્રીનાભદેવની માતાની જેમ, ઊભેલી છે ચૌલુક્ય રાજાના હૃદયને આનંદ પમાડવા માટે તેણે ત્યા અન્ય પણ પ્રશસ્ત કીર્તિસ્થાનો નિર્માણ કર્યાં (૬૭–૭૦) તે આ પ્રમાણે—દર્ભાવતી નગરમા વૈદ્યનાથ મન્દિરના સભાગૃહમા તેજપાળે એકવીસ સુવર્ણ કુંભ સ્થાપ્યા વૈદ્યનાથ મહાદેવના ગર્ભગૃહની સામે એ મન્ત્રીએ જૈન ચૈત્ય બંધાવ્યુ, અને એમા પોતાના રાજાની (વીરધવલની), એની પ્રિયતમાની, પોતાની તથા પોતાના જ્યેષ્ઠ અને કનિષ્ઠ બન્ધુઓની મૂર્તિઓ મુકાવી (૭૧–૭૨) એના નવ ખંડના ઉદ્યોતોમા તેજપાળ નવ પ્રકાશમાન પવિત્ર સુવર્ણકુંભો મૂક્યા (૭૩) એની પડસાળના પશ્ચિમ અને ઉત્તર દ્વાર ઉપર તેણે પોતાની કીર્તિની મંગલ પાઠક એવી બે પ્રશસ્તિ (શિલાઓ)[13] સ્થાપિત કરી (૭૪) સ્વાદુ જળથી ભરેલી મેઘસર નામે મોટી વાવ ખોદાવીને તેણે વસુધાને તૃષાના ભારથી રહિત બનાવી (૭૫) વૈદ્યનાથના ઉત્તર દ્વારની સામે તેણે સુંદર આરસનુ તોરણ બનાવ્યુ (૭૬) અહીં રાજાના ગૃહની સામે એના બાન્ધવે (વસ્તુપાળે) કાંચન કુંભથી શોભાયમાન, બે માળવાળી, સ્વચ્છ આરસની રૂપમંડપિકા રચાવી (૭૭) વળી તેણે, રેવા અને ઉરુ (ઓર)ના સંગમ પાસે માલક્ષેત્રમા પોતાના નાથ (વીરધવલ)ના નામ ઉપરથી વીરેશ્વર દેવનુ મન્દિર બંધાવ્યુ (૭૮) કુબેરેશ્વર તીર્થમા સર્વ પ્રકારની ધર્મસામગ્રીથી યુક્ત એવા તપસ્વીઓના પાંચ મઠ તેણે કરાવ્યા (૭૯) આ પ્રમાણે દર્ભાવતીપ્રશસ્તિમા છે

૨૧૯. ‘વસ્તુપાલચરિત’મા આપેલો ‘દર્ભાવતીપ્રશસ્તિ’નો સાર પ્રમાણભૂત છે તે એ ઉપરથી પુરવાર થાય છે કે વૈદ્યનાથના મન્દિરમા સુવર્ણ કળશ મૂક્યાની વાત ‘સુકૃતસંકીર્તન’ (૧૧–૩૩), ‘સુકૃતકીર્તિકલ્લોલિની’

૧૩ ‘વસ્તુપાલચરિત’મા प्रशस्ती न्यस्यदात्मकीर्तिमङ्गलपाठिके । એમ છે એમા પ્રશસ્તી શબ્દ દ્વિવચનમા હોવા છતા એનુ ભાષાન્તર મે આ રીતે કર્યું છે કારણ કે શ્લોક ૭ પછીના શબ્દો इति दर्भावतीप्रशस्तौ એ પ્રમાણે છે જે બતાવે છે કે પ્રશસ્તિ બે નહિ પણ એક જ હતી એક જ કાવ્યની બે તખ્તીઓ ઉપર કોતરીને તે બે જુદા જુદા દ્વાર ઉપર અથવા એક જ દ્વારની બે બાજુએ મૂકવાની પદ્ધતિ જૂના સમયમા હતી સોમેશ્વરકૃત વૈદ્યનાથપ્રશસ્તિની બે તકતીઓ ડભોઈની વિખ્યાત હીરાભાગોળની બે બાજુએ મૂકેલી છે એ આજે પણ જોઈ શકાય છે વસ્તુપાલચરિતમા જેનો સાર આપવામા આવ્યો છે એ પ્રશસ્તિ વૈદ્યનાથના મન્દિરની સામે જ તેજપાળે બંધાવેલા જૈન મન્દિરમા મુકાઈ હતી એ યાદ રાખવાનુ છે પ્રસ્તુત જૈન મન્દિરના અવશેષો પણ આજે તે સ્થળે જણાતા નથી

(શ્લોક ૧૭૫–૭૬) અને નરેન્દ્રપ્રભસૂરિની પહેલી 'વસ્તુપાલપ્રશસ્તિ'માં (શ્લોક ૪૮–૫૦) પણ છે. વીરધવલ એની રાણી અને મંત્રીનાં કેટલાંક ગંધર્વીઓની મૂર્તિઓ મુકાયાનો ઉલ્લેખ 'સુકૃતકીર્તિકલ્લોલિની' અને ઉપર્યુક્ત 'વસ્તુપાલપ્રશસ્તિ'માં છે, તથા માળવાનો રાજા સુભટવર્મા ગુજરાત ઉપર આક્રમણ કરીને સુવર્ણ કલશો હરી ગયો હતો તેને સ્થાને તેજપાળે ઉપર્યુક્ત કલશ મુકાવ્યા હતા એ વસ્તુ ત્રણે કાવ્યોમાં સમાન રીતે કહેવામાં આવી છે. 'દર્ભાવતીપ્રશસ્તિ'નો મૂલ પાઠ ઉપલબ્ધ નથી, અને તેથી એનું સાહિત્યિક મૂલ્યાંકન શક્ય નથી.

### વસ્તુપાળ અને તેના પુત્ર જૈત્રસિંહ વિશેની ગ્રન્થપ્રશસ્તિઓ

૨૨૦. અગાઉ (પૅરા ૬૧) કહેવામાં આવ્યું છે કે વસ્તુપાળે અણહિલવાડ, ખંભાત અને ભરૂચમાં મોટા ખર્ચે ત્રણ ગ્રન્થભંડારો સ્થાપ્યા હતા. ખાસ કરીને જૈનોમાં એવી એક પરંપરા છે કે જેઓ આવા ગ્રન્થભંડારો સ્થાપે અથવા ભંડારોમાં મૂકવા માટે મોટી સંખ્યામાં હસ્તપ્રતોની નકલ કરાવે તેઓ પ્રત્યેક હસ્તપ્રતને અંતે પોતાની પ્રશસ્તિ મુકાવતા (પૅરા ૨૦૬), અને વસ્તુપાળે સ્થાપેલા ગ્રન્થભંડારોમાંનાં પુસ્તકોને અંતે પણ આવી પ્રશસ્તિઓ હશે એમ આપણે કલ્પી શકીએ. પરન્તુ દુર્ભાગ્યે અત્યારે આ ગ્રન્થભંડારોનો પત્તો નથી. માત્ર એનો એક જ વિરલ અવશેષ બચ્યો જણાય છે. પાટણના તપાગચ્છ ભંડારમાં શ્રીચન્દ્રસૂરિકૃત 'જીતકલ્પચૂર્ણિ–વ્યાખ્યા'ની સં. ૧૨૮૪ (ઈ. સ. ૧૨૨૮)માં લખાયેલી એક તાડપત્રીય હસ્તપ્રત (નં. ૮) છે. ગ્રન્થનો પાઠ એના પત્ર ૧૦૭ ઉપર પૂરો થાય છે; એ પછીના પત્રનો મૂલ અંક ઘસાઈ જવાથી પાછળથી બીજા હસ્તાક્ષરોમાં એ ઉપર કોઈએ ૧૦૮ અંક લખેલો છે; એના ઉપર વસ્તુપાળની પ્રશંસાના ચાર શ્લોક છે. આ ચાર શ્લોકના ક્રમાંક ૩૭ થી ૪૦ છે. અને કોઈ ઐતિહાસિક પ્રસંગનો ઉલ્લેખ નહિ કરતાં બીજી કેટલીક પ્રશસ્તિઓમાં મળે છે તેવી કેવળ અલંકારપૂર્ણ સ્તુતિ એમાં છે.[૧૪] ૪૦ શ્લોકની લાંબી પ્રશસ્તિના આ ચાર અંતિમ શ્લોકો છે એમ જણાય છે. દેખીતું છે કે ઉપર્યુક્ત તાડપત્રીય હસ્તપ્રતના પત્ર ૧૦૭ પછીનાં થોડાંક પાન ખોવાઇ ગયાં છે; એમાં પ્રશસ્તિના ૧ થી ૩૬ શ્લોક હશે. આ શ્લોક પડી ગયા છે એનો જેને ખ્યાલ નહિ રહ્યો હોય એવા પાછળના કોઈ અજ્ઞાન વાચકે છેલ્લા પત્ર ઉપર ૧૦૮ અંક લખી દીધો હશે. એમ ધારીને કે આ પ્રતનો ભાગ કોઇ ત્રુટિત નથી. ગમે

૧૪. આ ચાર શ્લોકોના પાઠ માટે જુઓ પાબંસૂ, પૃ. ૪૦૦.

તેમ, આપણે માની શકીએ કે આ હસ્તપ્રત વસ્તુપાળે સ્થાપેલા ભંડારનો અવશેષ છે, અને એના છેલ્લા પત્ર ઉપરના ચાર શ્લોકો એની લાંબી ગ્રન્થ પ્રશસ્તિનો છેવટનો ભાગ છે, જે પ્રશસ્તિ એ ભંડારના પુસ્તકોને અંતે લખવામાં આવી હશે વસ્તુપાળ વિશેના કોઈ ઉપલબ્ધ કાવ્યોમાં આ ચાર શ્લોક નથી, તેથી એ અનુમાનનું સમર્થન થાય છે, અને વસ્તુપાળ વિશેના કોઈ સ્વતંત્ર પ્રશસ્તિકાવ્યમાંના એ શ્લોકો છે એ મત ન્યાય્ય ઠરે છે વસ્તુપાળના પુત્ર જૈત્રસિંહ પણ ગ્રન્થોની નકલો કરાવી હતી એમ જણાય છે, પાટણમાં વાડી પાર્શ્વનાથના ભંડારની કાગળની એક હસ્તપ્રતને અંતે ૧૩ શ્લોકની પ્રશસ્તિ છે,[૧૫] જેમાં ચંડપથી માંડી જૈત્રસિંહ સુધીની વંશાવલિ આપી છે તથા છેવટે ઉલ્લેખ છે કે જૈત્રસિંહના પુત્ર પ્રતાપસિંહના કલ્યાણાર્થે આ પુસ્તકની નકલ કરવામાં આવી હતી મૂળ પુસ્તક તાડપત્ર ઉપર હોવું જોઈએ, વાડીપાર્શ્વનાથના ભંડારના ઘણા પુસ્તકોની નકલ, પ્રાચીન અને જીર્ણ તાડપત્રીય પ્રતોમાંના ગ્રન્થો જાળવી રાખવાની દૃષ્ટિએ, પંદરમી સદીમાં કાગળ ઉપર કરવામાં આવી તે સમયે આની નકલ પણ મૂળ તાડપત્ર ઉપરથી કાગળ ઉપર થઈ હશે

## પ્રકરણ ૯

## સ્તોત્ર

### સંસ્કૃત સાહિત્યમાં સ્તોત્ર

**૨૨૧.** સ્તોત્ર એ સંસ્કૃત સાહિત્યનો એક સુપ્રયોજિત પ્રકાર છે, અને કેટલાક સ્તોત્રો ઊર્મિકવિતાના ઉત્તમ નમૂનાઓ છે સંસ્કૃત સાહિત્યના બધા પ્રકારોમાં સ્તોત્ર સૌથી પ્રાચીન છે, કેમકે ભારતના પ્રાચીનતમ ધર્મગ્રન્થ 'ઋગ્વેદ' સ્તોત્રોનો સમુચ્ચય છે એ સ્તોત્રોને ત્યાં સૂક્ત કહ્યાં છે આ સૂક્તો અગ્નિ, ઇન્દ્ર, વરુણ ઉષા અને બીજા કેટલાક દેવો વિશેનાં છે કાળાન્તરે ધાર્મિક વિચારોમાં પરિવર્તન થયું, અને વિષ્ણુ તથા એમના અવતારો તથા શિવ એ મુખ્ય દેવો ગણાવા લાગ્યા, અને તેમને વિશે સ્તોત્રો રચાવા લાગ્યાં શક્તિના જુદા જુદા સ્વરૂપોની પૂજા થવા લાગી, અને એ વિશે પણ સ્તોત્ર રચાયાં 'મહાભારત' અને 'રામાયણ'માં વિવિધ પાત્રોના મુખમાં જુદાં જુદાં સંખ્યાબંધ સ્તોત્રો મુકાયાં છે પુરાણો અને તંત્રોમાં પણ સ્તોત્રના ઘણા નમૂના મળે છે, અને દેવ-દેવીનાં સો કે હજાર નામોના સંગ્રહો જેમ

૧૫ જેપુપ્રસ, પૃ ૯ ૧૦

કે 'સૂર્યસહસ્રનામ,' 'વિષ્ણુસહસ્રનામ,' 'દેવી સહસ્રનામ' આદિ પણ સમય જતાં તૈયાર થયાં છે. પરન્તુ ઊર્મિકવિતાના એક સ્વતંત્ર પ્રકાર તરીકે પણ સ્તોત્ર સુસ્થાપિત થયું છે, અને શિવમહિમ્નઃસ્તોત્ર,' 'શિવાપરાધક્ષમાપન સ્તોત્ર', મયૂરકૃત 'સૂર્યશતક' તથા શંકરાચાર્યનાં સંખ્યાબંધ નાનાં મોટાં સ્તોત્રોની અસાધારણ લોકપ્રિયતા એની આ પ્રકારની મૂલ્યવત્તા ઉપર પ્રકાશ પાડે છે. ઠેઠ અર્વાચીન કાળ સુધી સંસ્કૃત સ્તોત્રસાહિત્યની રચના થતી રહી છે.

## સોમેશ્વરકૃત 'રામશતક'

**૨૨૨.** વસ્તુપાળના સાહિત્યમંડળના કવિઓને હસ્તે સંખ્યાબંધ સ્તોત્રોની રચના થઈ છે. એમાં સોમેશ્વરકૃત 'રામશતક' સૌથી મહત્ત્વનું છે. 'રામશતક' હજી અપ્રસિદ્ધ હોઈ હસ્તપ્રતોમાં જ ઉપલબ્ધ છે. એનું નામ સૂચવે છે તેમ, એ સો શ્લોકમાં રામનું સ્તોત્ર છે, અને એમાં સાદ્યન્ત સ્રગ્ધરા વૃત્તનો પ્રયોગ થયો છે. ૧૦૧ મો શ્લોક જે ખરું જોતાં સ્તોત્રનો ભાગ નથી તે માત્ર ઉપજાતિ વૃત્તમાં છે. રામસ્તુતિનું આ કાવ્ય, દેખીતી રીતે મયૂરકૃત 'સૂર્યશતક' અને બાણકૃત 'ચંડીશતક'ના નમૂના ઉપર રચાયું છે. એ બન્નેય સ્રગ્ધરામાં રચાયેલાં, શતશ્લોકી સ્તોત્રો છે તથા સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ છે.[1] 'રામશતક'માં સ્તુતિ રામના જીવનના પ્રસંગોને અનુલક્ષીને છે. શ્લોક ૧-૬ રામના જન્મ અને બાલક્રીડા વિશે છે અને શ્લોક ૬-૮ એમનું વિદ્યાધ્યયન વર્ણવે છે. એ પછી નીચેના પ્રસંગો સ્તુતિપૂર્વક વર્ણવાય છે: વિશ્વામિત્રના યજ્ઞનું રામે કરેલું રક્ષણ (શ્લોક ૯-૧૧), તાડકા અને બીજા રાક્ષસોનો વધ (શ્લોક ૧૨-૧૫), અહલ્યાનો ઉપકાર (શ્લોક ૧૬-૧૯), વિશ્વામિત્ર સાથે રામનું મિથિલા આવવું, શિવધનુષનો ભંગ અને રામ-સીતાનું લગ્ન (શ્લોક ૨૦-૩૧), મિથિલાથી અયોધ્યા જતાં માર્ગમાં ક્રુદ્ધ પરશુરામને મળવું તથા પરશુરામનો પરાજય (શ્લોક ૩૨-૩૯), રામનો રાજ્યાભિષેક કરવાની દશરથની ઇચ્છા, પણ છેવટે કૈકેયીના વચનથી રામનો વનવાસ (શ્લોક ૪૦-૪૬), વનમાં પરિભ્રમણ, સીતાનું હરણ અને સુગ્રીવાદિ વાનરો સાથે રામનું મિલન (શ્લોક ૫૭-૭૧), હનુમાને કરેલી સીતાની શોધ, સેતુબંધ, રામ અને રાવણનું યુદ્ધ અને રાવણનો વધ (શ્લોક ૮૨-૮૫), સીતાની અગ્નિપરીક્ષા, રામનું અયોધ્યાગમન અને અંતમાં રાજ્યાભિષેક (૯૬-૧૦૦).

---

૧. જંબુગુરુકૃત 'જિનશતક' (પ્રસિદ્ધ 'કાવ્યમાલા,' ગુચ્છ ૭) પણ સો સ્રગ્ધરામાં રચાયું હોઈ આ પરંપરાને આગળ રાખે છે.

૨૨૩. સ્તોત્રમાં પણ સોમેશ્વરને એક ઊંચી કોટિના કવિ તરીકે જોઈ શકાય છે હમણાં કહ્યું તેમ, 'રામશતક' એ 'સૂર્યશતક' અને 'ચંડીશતક'ના નમૂના ઉપર રચાયું હોવા છતાં કોઈ પણ સ્થળે તેમાં આ પ્રાચીનતર કાવ્યોનું શાબ્દિક અનુકરણ સોમેશ્વરે કર્યું નથી, આ કાવ્યોની લોકપ્રિયતામાં કવિને પ્રેરણા મળી હતી એટલું જ એ વિશે કહી શકાય ઉત્તરકાળમાં રચાયેલાં શ્લોક સ્તોત્રોની કૃત્રિમ શૈલીથી 'રામશતક' સદંતર મુક્ત છે–ઊલટું, 'કીર્તિકૌમુદી' મહાકાવ્યની જેમ સોમેશ્વરની આ રચના પણ પ્રસાદગુણથી યુક્ત છે આ પ્રકારની ઊર્મિકવિતામાં આવશ્યક ભક્તિભાવ અને સહૃદયતાથી 'રામશતક' સાદ્યંત ઓતપ્રોત છે સ્રગ્ધરાની આ કડકડતી કડીઓ લાંબા વૃત્તો ઉપર પણ કવિનું પ્રભુત્વ સિદ્ધ કરે છે, અને આ એક જ કાવ્ય સંસ્કૃત સાહિત્યમાં સોમેશ્વરને માનાસ્પદ સ્થાનનો અધિકારી બનાવવાને બસ છે 'રામશતક'માંથી થોડાક નમૂના અહીં ઉદ્ધૃત કરું છું રામની બાલક્રીડાઓની સ્તુતિ કરતાં કવિ કહે છે—

पर्यङ्क पङ्कजन्माङ्कितलविचलत्पाणिपादप्रवाल
खेलन् बाल प्रमोदं प्रथयतु मिथिलानाथपुत्रीपतिर्व ।
पित्रो पीतप्रतीति समभवदुचिता पुंसि यस्मिन् पुराण
पार ससारवार्द्धेर्न हि परमपरस्त विना नेतुमीश ॥ (શ્લોક ૨)

પોતપોતાની વૃત્તિ અનુસાર જુદી જુદી વ્યક્તિઓ રામનું કેવું દર્શન કરતી હતી એ કવિ એક સુંદર શ્લોકમાં વર્ણવે છે—

पुण्याना प्राक्तनाना फलमिति जनकेनान्तरात्मेति मात्रा
साक्षादक्षीयमाणप्रणनिधिरिति भ्रातृभिश्च त्रिभिर्य ।
नीतिमूर्त्ती(?)त्यमात्यै परपुरुष इति ज्ञानिभि ज्ञायमान
प्राप प्रौढिं क्रमेण द्रढयतु नितरा राघव स श्रियं व ॥ (શ્લોક ૬)

રામ જ્યારે વનમાં પ્રવેશ્યા ત્યારે વનશ્રીએ એમનું કેવું સ્વાગત કર્યું એ વર્ણવતાં કવિ કહે છે—

सन्दोहे पादपाना विकिरति कुसुमस्तोममुच्चे पिकाना
गीत नृत्यं श्रितासु व्रततिषु मरुता कीचकेषु ध्वनत्सु ।
सगीत काननेन प्रथितमिव मुदा यत्र नाथे प्रयाणा
लोकानामभ्युपेते स भवदवभयात् पातु पीताम्बरो व ॥
(શ્લોક ૫૫)

રામના માયા તા જુઓ રાવણ જીવતા તો બંધુક્ષયરૂપી નરકની વેદના પામ્યો, પણ મરતાં સ્વર્ગમાં ગયો—

तस्माद् य. सर्वसिद्धिर्भवतु भगवतो भूरिमायाप्रपञ्च-
पश्चत्वं प्राप्य यस्मादगमदमरतां राक्षस सोऽपि सम्यक्।
किन्तु श्रीकान्तकान्ता हठहरणमहापातकात्तेन काम-
व्यामोहान्धेन बन्धुक्षयनिरयरजं मेहिरे जीवतेव ॥ (શ્લોક ૯૭)

### જૈન સાહિત્યમાં સ્તોત્ર

૨૨૪. સાહિત્યના વિવિધ પ્રકારોની જેમ ધાર્મિક ઊર્મિકવિતાના ક્ષેત્રમા પણ જૈનોએ પ્રાચીન કાળથી જ બીજા સંપ્રદાયોના કવિઓની સ્પર્ધામા ઊભા રહેવાનો પ્રયત્ન કર્યો છે સંસ્કૃત તેમજ પ્રાકૃતમા જુદા જુદા તીર્થંકરો અને બીજા દેવોના સ્તોત્રો તથા તત્ત્વજ્ઞાન પ્રધાન અને આધ્યાત્મિક સ્તોત્રોની પણ મોટી સખ્યા જૈન સાહિત્યમા છે કેટલાક સ્તોત્ર ધાર્મિક વિધિવિધાનોની દૃષ્ટિએ રચાયેલા છે, જ્યારે બીજા કેટલાક સાચા ઊર્મિકાવ્યો ગણાય એવા છે, એમા સૌથી જૂનુ પાર્શ્વનાથની સ્તુતિ રૂપનુ પાંચ કડીનુ પ્રાકૃત 'ઉવસગ્ગહરસ્તોત્ર' છે એના કર્તા ભદ્રબાહુ ગણાય છે, જેઓ કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે, વીરનિર્વાણ પછી બીજી શતાબ્દીમા થઈ ગયા[2] મુનિશ્રી પુણ્યવિજયજીના અભિપ્રાય મુજબ, કેટલાક સૂત્રો ઉપર જેમણે નિર્યુક્તિઓ લખી છે તે જ આ ભદ્રબાહુ છે, છેદસૂત્રોના કર્તા ભદ્રબાહુથી તેઓ ભિન્ન છે, અને ઈસાની છઠ્ઠી સદીના પૂર્વાર્ધમા તેઓ થઈ ગયા ('મહાવીર જૈન વિદ્યાલય રજત મહોત્સવ ગ્રન્થ,' પૃ ૧૮૫–૨૦૧) જૈનોના બીજા પ્રાચીન અને મહત્ત્વના સ્તોત્રોમા માનતુગકૃત 'ભક્તામરસ્તોત્ર,'[3] સિદ્ધસેન દિવાકરકૃત 'કલ્યાણમન્દિરસ્તોત્ર'[4] અને સમન્તભદ્રકૃત 'સ્વયભૂસ્તોત્ર'[5]

---

૨ વિન્ટરનિત્સ એ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયન લિટરેચર પુ ૨ પૃ ૪૩૧ 'સૂત્રકૃતાગ સૂત્ર'મા વીરત્થય (સ વીરસ્તવ') નામે એક અધ્યયન છે જે ખરુ જોતા મહાવીરનુ એક સ્તોત્ર જ છે

૩ કેટલીક પટ્ટાવલિઓ અનુસાર માનતુગાચાર્ય ઈ સ ની ત્રીજી શતાબ્દીના પ્રારભમા થઈ ગયા બીજી અનુશ્રુતિઓ અનુસાર, એમનો સમય પાચમી સાતમી આઠમી કે નવમી શતાબ્દીનો છે (વિન્ટરનિત્સ ઉપર્યુક્ત પૃ ૫૪૯)

૪ સિદ્ધસેન દિવાકરના સમય વિશે જ ખરા મતભેદ છે કેટલાક વિદ્વાનો એમને ખ્રિસ્તાબ્દની પ્રારભની સદીઓમા મૂકે છે જ્યારે બીજા કેટલાક એમને ઠેઠ સાતમી સદી જેટલા મોડા થયેલા માને છે (એજ, પૃ ૪૭૭) 'સન્મતિતર્ક'ના સપાદકો પ સુખલાલજી અને પ બેચરદાસજીનુ વલણ સિદ્ધસેનને પાચમા સૈકામા મૂકવાનુ છે ('સન્મતિ પ્રકરણ' પ્રસ્તાવના પૃ ૩૫ ૪૩) મિસ શાર્લોટી ક્રાઉઝે (સુભદ્રાદેવી) સિદ્ધસેનને સમુદ્રગુપ્તના સમકાલીન માને છે ('વિક્રમ વૉલ્યૂમ' પૃ ૨૧૩-૨૮૦)

૫. સમતભદ્ર ઇ સ ની સાતમી સદીથી અર્વાચીન નથી. એમના સમય

ખાસ ઉલ્લેખને પાત્ર છે. એ પછી ઠેઠ ૧૯મી શતાબ્દી સુધી જૈન સાધુઓ (આમાં કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રની કેટલીક તત્ત્વજ્ઞાનપ્રધાન વિશિષ્ટ સ્તોત્ર-રચનાઓનો સમાવેશ થાય છે) તેમજ શ્રાવકોએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં તથા બીજી કેટલીક પ્રાદેશિક ભાષાઓમાં રચેલાં પુષ્કળ સ્તોત્રો મળે છે, અને એ સ્તોત્રોના 'કાવ્યમાલા' (ગુચ્છ ૭), જૈન સ્તોત્રસંદોહ' અને 'જૈનસ્તોત્રસમુચ્ચય' જેવા કેટલાક સંગ્રહો પણ પ્રસિદ્ધ થયેલા છે.

## વસ્તુપાલ-રચિત સ્તોત્રો

**૨૨૫.** શ્રાવક ગૃહસ્થોએ રચેલાં સ્તોત્રોમાં વસ્તુપાલકૃત સ્તોત્રો એક સુપ્રસિદ્ધ ઐતિહાસિક પુરુષની એ રચનાઓ છે એટલા જ કારણસર માત્ર નહિ, પરન્તુ એની અંતર્ગત સાહિત્યિક ગુણવત્તાને કારણે પણ નોંધપાત્ર છે. વસ્તુપાળે રચેલાં ચાર સ્તોત્રો મળે છે: (૧) 'આદિનાથસ્તોત્ર' એ પ્રથમ તીર્થંકર આદિનાથનું બાર શ્લોકનું સ્તોત્ર છે. એ સ્તોત્રને 'મનોરથમય' કહેવામાં આવ્યું છે, કારણ કે એમાં ધાર્મિક અને આધ્યાત્મિક વિષયોમાં કર્તા પોતાના મનોરથો વ્યક્ત કરે છે. એના છેલ્લા શ્લોકમાં કર્તા પોતાને 'ગુર્જરચક્રવર્તિસચિવ' તરીકે ઓળખાવે છે. (૨) 'નેમિસ્તવ' એ દશ શ્લોકોમાં બાવીસમા તીર્થંકર નેમિનાથનું સ્તોત્ર છે. એમાં ખરેખર સ્તોત્ર તો આઠ શ્લોકનું અષ્ટક છે, અને છેલ્લા બે શ્લોકોમાં કવિ પોતાની ઓળખાણ આપે છે. શ્લોક ૯માં કવિ પોતાને 'શારદાધર્મસૂનુ' કહે છે. (૩) 'અંબિકાસ્તોત્ર' એ દશ શ્લોકમાં અંબિકાનું સ્તવન છે. અંબિકા નેમિનાથની શાસન દેવતા છે અને વસ્તુપાળની પ્રાગ્વાટ જ્ઞાતિની કુલદેવતા છે. 'અંબિકાસ્તોત્ર' પણ અષ્ટક છે, કેમકે સ્તુતિ પૂરી થયા પછી ૯ મા શ્લોકમાં ભક્તને આશીર્વાદ આપવા માટે પ્રાર્થના છે અને ૧૦ મા શ્લોકમાં કર્તા પોતાનો ઉલ્લેખ કરે છે. આ સ્તોત્રમાં અંબિકાને 'હિમાલયમાં જન્મેલી' અને 'હૈમવતી' (શ્લોક ૧), 'કુષ્માંડી' (શ્લોક ૨, ૩, ૪), 'પુરુષોત્તમ-માનનીયા, (શ્લોક ૬) અને 'સરસ્વતી' (શ્લોક ૯) તરીકે વર્ણવેલી છે, જે બતાવે છે કે ઉત્તરકાલીન જૈન દેવસમૂહમાં જૈન અને બ્રાહ્મણ તત્ત્વોનું કેવું સમિશ્રણ થયું હતું. (૪) 'આરાધના' એ સંસારની ક્ષણભંગુરતા અને ધર્મની કલ્યાણમયતા વર્ણવતું દશ શ્લોકનું સાદું કાવ્ય છે. એનો પહેલો શ્લોક (**न कृतं सुकृतं**

નીચર્ચા માટે જુઓ મહેન્દ્રકુમાર શાસ્ત્રી, 'પ્રમેયકમલમાર્તંડ,' પ્રસ્તાવના, પૃ. ૩૦-૩૨.

किञ्चित्०) 'પ્રબન્ધચિન્તામણિ' (શ્લોક ૨૩૪), 'પ્રબન્ધકોશ' (શ્લોક ૩૩૭) અને 'પુરાતનપ્રબન્ધસંગ્રહ' (શ્લોક ૨૦૨)માં મળે છે, અને ત્યાં મરણોન્મુખ વસ્તુપાળના મુખમાં મુકાયેલી ઉક્તિરૂપે એ છે (પેરા ૬૩). પ્રબન્ધોમાંની આ નોંધ ઐતિહાસિક દૃષ્ટિએ પણ પ્રાયઃ સાચી હોવી જોઇએ, કારણ કે 'આરાધના'ના છેલ્લા શ્લોકમાં આહારનો ત્યાગ કરીને અનશન દ્વારા મરણને ભેટવાને, જૈન માન્યતાને અનુરૂપ, નિશ્ચય વસ્તુપાળ વ્યક્ત કરે છે.

૨૨૬. 'નરનારાયણાનન્દ'માં મહાકાવ્યોના પ્રકાર સફળ રીતે પ્રયોજનાર કવિ તરીકે વસ્તુપાળ દેખાય છે, તો આ સ્તોત્રોમાં એક સારા ઊર્મિપ્રાણિત કવિ તરીકે તે નજરે પડે છે. એક ભક્તહૃદયની આર્દ્રતાથી આ સ્તોત્રો ભરપૂર છે તે સાથે સાહિત્યિક શૈલી ઉપર પણ કવિનું પ્રભુત્વ વ્યક્ત કરે છે. આ વસ્તુ પુરવાર કરવાને થોડાંક ઉદાહરણો બસ થશે. 'આદિનાથસ્તોત્ર'માં કેવા હૃદયસ્પર્શી શબ્દોમાં કર્તા પોતાનો મનોરથ વ્યક્ત કરે છે—

संसारव्यवहारतो रतिमतिव्यावर्त्य कर्त्तव्यता-
वार्तामप्यपहाय चिन्मयतया त्रैलोक्यमालोकयन् ।
श्रीशत्रुञ्जयशैलगह्वरगुहामध्ये निबद्धस्थितिः
श्रीनाभेय कदा लभेय गलितज्ञेयाभिमानं मनः ॥ (શ્લોક ૫)
आस्यं कस्य न वीक्षितं क्व न कृता सेवा न के वा स्तुता
तृष्णापूरपराहतेन विहिता केषां च नाभ्यर्थना ।
तत् भ्रातर् विमलाद्रिनन्दनवनीकल्पैककल्पद्रुमः
त्वामासाद्य कदा कदर्थनमिदं भूयोऽपि नाहं सहे ॥ (શ્લોક ૯)[૬]

'નેમિસ્તવ'માં ગંભીર શબ્દોમાં વસ્તુપાળે કરેલી નેમિનાથસ્તુતિ પણ નોંધપાત્ર છે—

जयत्यमलसंयमः शमितमन्मथप्राभवो
भवोदधिमहातरिर्दुरितदाववाथोधरः ।
तपस्तपनपूर्वदिक्कलुपकर्मवल्लीगजः
समुद्रविजयाङ्गजस्त्रिभुवनैकचूडामणिः ॥ (શ્લોક ૧)

**નરચન્દ્રસૂરિકૃત 'સર્વજિનસાધારણસ્તવન'**

૨૨૭. 'નરચન્દ્રસૂરિકૃત' 'સર્વજિનસાધારણસ્તવન' એ માલિની

૬. પ્રકો (શ્લોક ૨૯૧) અને પુપ્રસં (શ્લોક ૧૭૨) બન્ને ગ્રન્થોમાં આ શ્લોક મળે છે. બન્નેમાં આ શ્લોકનો કર્તા, સાચી રીતે જ, વસ્તુપાળને ગણવામાં આવ્યો છે એ નોંધપાત્ર છે.

વૃત્તિની અગિયાર કડીમાં રચાયેલું સ્તોત્ર છે. એનું નામ સૂચવે છે તેમ, એ કોઈ એક તીર્થંકરને ઉદ્દેશીને રચાયેલી સ્તુતિ નથી, પણ સર્વ તીર્થંકરોને સામાન્ય રીતે લાગુ પડે એવું સ્તોત્ર છે. આ રચનાનું કોઈ ખાસ નોંધપાત્ર લક્ષણ નથી, સિવાય કે પ્રત્યેક કડીનું પહેલું ચરણ સુન્દર અનુપ્રાસથી શરૂ થાય છે. ઉદાહરણ તરીકે—

हरसि हरसिताभिः सुत्रितज्ञानलक्ष्म्या
नयन नयनभाभिर्ध्वातरज्ञानपङ्कम् ।
तमसि तमसितिम्ना लोकमाक्रान्तविन्दुः
करनिकरनिपातैः किं न शुभ्रीकरोति ॥ (શ્લોક ૭)

## પ્રકરણ ૧૦

## સૂક્તિસંગ્રહ

૨૨૮. સૂક્તિસંગ્રહ એટલે વિવિધ વિષયો પરનાં સુભાષિતોનો સંકલિત સમુચ્ચય. અમિતગતિકૃત 'સુભાષિતરત્નસંદોહ' (ઈ. સ. ૯૯૪)ની જેમ તે એક જ કવિની રચના હોય અથવા 'કવીન્દ્રવચનસમુચ્ચય' (ઈ. સ. ની ૧૦મી સદીનો અંત) તથા એ પછીના બીજા કેટલાક જાણીતા સૂક્તિસંગ્રહોની જેમ પૂર્વકાલીન કવિઓનાં ચૂંટેલાં સુભાષિતોના સંગ્રહો હોય. આ બીજા પ્રકારના સૂક્તિસંગ્રહોમાં કેટલીક વાર જે તે સુભાષિતની સાથે તે રચનાર કવિનું નામ પણ આપેલું હોય છે; જો કે ઘણાખરા દાખલાઓમાં એ કવિનો સમય નિશ્ચિત કરવાનું કોઈ સાધન હોતું નથી. આ પ્રકરણમાં પહેલા પ્રકારના અર્થાત્ એક જ કર્તાની કલમે રચાયેલા સૂક્તિસંગ્રહોનો વિચાર આપણે કરવાનો છે. એ સંગ્રહો તે સોમેશ્વરકૃત 'કર્ણામૃતપ્રપા' અને નરેન્દ્રપ્રભસૂરિકૃત 'વિવેકપાદપ' તથા 'વિવેકકલિકા' છે

### સોમેશ્વરકૃત 'કર્ણામૃતપ્રપા'

૨૨૯. 'કર્ણામૃતપ્રપા' એ સોમેશ્વર કવિએ રચેલાં ધાર્મિક ભક્તિપ્રધાન અને બોધપ્રધાન મુક્તકોનો સંગ્રહ છે, અને તેમાં વિવિધ વૃત્તોમાં કુલ ૨૧૭ શ્લોકો છે. આ કૃતિ હજી અપ્રસિદ્ધ હોઈ હસ્તપ્રતરૂપે જ મળે છે. એમાંના કેટલાક શ્લોકો સોમેશ્વરની અન્ય રચનાઓમાં શોધી શકાયા છે (પેરા ૨૦૩), જ્યારે બીજા શ્લોકો કર્તાનાં કોઈ અનુપલબ્ધ કાવ્યોમાંથી હોય અથવા વધારે સંભવિત છે કે આ સુભાષિતસંગ્રહ માટેની જ એ નૂતન રચનાઓ હોય. પુષ્પિકામાં આ કૃતિને 'સુભાષિતાવલી' નામ[1] અપાયું છે. પ્રથમ નવ શ્લોકોના

૧. इति श्रीठक्कुरसोमेश्वरदेवविरचिता कर्णामृतप्रपाऽपराभिधा सुभाषितावली संपूर्णा ॥

મંગલાચરણ ઉપરથી સ્પષ્ટ છે કે કર્તાનો ઉદ્દેશ ધાર્મિક અને ઉપદેશાત્મક છે. પોતાનાં કર્મોના ક્ષય માટે કવિ કૃષ્ણ અને શિવને, ગંગાને અને પોતાના મુખમાં વસતા ત્રણ વેદોને પ્રણામ કરે છે (શ્લોક ૫), અને ૭ મા શ્લોકમાં તે કહે છે કે આ રચનાનો આશય 'આધુબોધ' છે. 'કર્ણામૃતપ્રપા' જુદા જુદા ૧૪ વિભાગોમાં વહેંચાયેલી છે, અને પ્રત્યેક વિભાગ કોઈ એક મુદ્દાને અનુલક્ષીને છે—જેમ કે, લક્ષ્મી (શ્લોક ૧૦–૧૯), કામ (શ્લોક ૨૦–૨૫), લોભ (શ્લોક ૨૬), ક્રોધ (શ્લોક ૨૭), કલિસ્વરૂપ (શ્લોક ૨૮–૩૯), કુનરેન્દ્રનિન્દા (શ્લોક ૪૦–૫૬), દુર્જન (શ્લોક ૫૭–૬૫), મનસ્વી (૬૬–૭૦), વિધિ (શ્લોક ૭૧–૭૯), નિર્વેદ (શ્લોક ૮૦–૧૦૯), 'પ્રકીર્ણ કાવ્યોક્તિઓ'નો એક વિભાગ છે (શ્લોક ૧૧૦–૪૫), જેમાં સંખ્યાબંધ અન્યોક્તિઓ છે, આ ઉપરાંત શમ (શ્લોક ૧૪૬–૬૨), 'ઉપદેશ' એ શીર્ષક નીચેનાં બોધપ્રધાન પદ્યો (શ્લોક ૧૬૩–૯૬), અને છેલ્લે 'શ્રીકૃષ્ણપ્રાર્થના' છે (શ્લોક ૧૯૬–૨૧૬), જેમાં શિવપ્રાર્થનાના પણ કેટલાક શ્લોકો છે છેલ્લા શ્લોકમાં કવિ પોતાનો ઉલ્લેખ કરે છે.

**૨૩૦.** ગુર્જર દેશની મુખ્ય નગરી અણહિલવાડની દુઃખી દશા વર્ણવતો 'કર્ણામૃતપ્રપા'નો ૧૦૯ મો શ્લોક (**मुण्डेय खण्डितनिरन्तरवृक्षखण्डा०**) 'કીર્તિકૌમુદી'મા (૨–૧૦૪) છે શ્લોક ૧૦૮ (**गिरीशप्रमुखैः पुरा परिहृतं०**) એ જ વિષયને લગતો છે, પણ કર્તાની બીજી કોઈ ઉપલબ્ધ રચનામાં તે નથી અન્યોક્તિઓમાંનો એક, ૧૨૪ મો શ્લોક (**मामान् मांसलपाटला-परिमल०**) 'પ્રબન્ધકોશ' (શ્લોક ૩૨૯) અને 'વિવિધતીર્થકલ્પ' (પૃ. ૮૦) મા મળે છે, અને ત્યા એનુ કર્તૃત્વ સાચી રીતે જ, સોમેશ્વર ઉપર આરોપેલું છે શ્લોક ૧૦૬ અને ૧૦૭ ( **तिष्ठत्येव तवान्तिके०** અને **तानेव स्तुमहे महेशा०**) ગુર્જરનાથના પ્રતાપી સિદ્ધરાજ જયસિંહના સ્મરણમાં રચાયા છે શ્લોક ૧૭૭–૯૧, એનો છંદ તેમજ શૈલી સૂચવે છે તેમ, શંકરાચાર્યના ગણાતા 'ચર્પટપંજરિકા સ્તોત્ર'ની અસર નીચે રચાયા જણાય છે ઉદાહરણ તરીકે—

चित्तं तदखिलमपि परिगलितं प्रादुर्भूतं शिरसि च पलितम् ।
तदपि न हृदयं विषयवितृप्तं संसेवितुमभिलष्यति तृष्णम् ॥
इयमपि दशनश्रेणी पतिता सा च समाप्ता जगदधिपतिता ।
तज्जगदाश्रयमाश्रय देवं हृदय विरंस्यसि दुःखादेवम् ।
सत्पात्रेषु न दत्तं दानं मन्ये तत्तव दौस्थ्यनिदानम् ।
प्रणतः क्वचिदपि न स गोविन्दस्तदयं प्रहरति कालपुलिन्दः ॥

(શ્લોક ૧૭૭–૭૯)

આની તુલના 'ચર્પટપંજરિકા'ના નીચેના શ્લોકો સાથે કરી શકાય:—

अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम् ॥ (શ્લોક ૬)
गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥ (શ્લોક ૧૩)

ઉપર્યુક્ત વીસ શ્લોકો સોમેશ્વરે જો કે પોતાની સુભાષિતાવલીના એક ભાગ તરીકે આપ્યા છે, પણ ખરું જોતાં તે સ્વતંત્ર જ્ઞાનગર્ભ ઉપદેશાત્મક કાવ્ય છે.

**૨૩૧.** મહાકાવ્યના પ્રકારમાં સોમેશ્વરની સફળતા જો 'કીર્તિકૌમુદી' બતાવે છે તો 'કર્ણામૃતપ્રપા' મુક્તકરચનામાં એની પ્રવીણતા પુરવાર કરે છે. આ આખાયે સૂક્તિકસંગ્રહમાં કવિતાનું એકસરખું ધોરણ કવિ જાળવે છે 'કર્ણામૃતપ્રપા'ના ઘણાખરા શ્લોકો સુભાષિતોના સુંદર નમૂના ગણાય એવા છે. શૈલી તદ્દન સરળ પણ અસરકારક છે, અને કવિ જાણે કે કોઈ અંતઃપ્રેરણાથી લખતો હોય એવો ભાસ થાય છે. એમાંના થોડાક શ્લોકો અહીં ટાંકું છું. મંગલાચરણમાં કવિ પોતાના મુખમાં વસતા ત્રણ વેદોને પ્રણામ કરે છે, જે મોહના રોગથી ઘેરાયેલા પોતાના જેવા મનુષ્યો માટે 'ત્રિકટુક ગુટિકા' સમાન છે—

विषयरसनिरन्तरानुपानप्रकुपितमोहकफोपगुम्फितात्मा ।
त्रिकटुकगुटिकामिव त्रिवेदीं वदनगतामहमन्वहं नमामि ॥
(શ્લોક ૫)

બીજે એક સ્થળે તે ધીર પુરુષની પ્રશંસા કરે છે—

कुरुतां विधिर्विरुद्धं तत्कृतमनुमोदतां च पिशुनजनः ।
न मनागपि धीरमनाः कुप्यति तस्मै च तस्मै च ॥ (શ્લોક ૭૮)

વિદ્યાવિમુખ ધનિકોની તે આકરી ટીકા કરે છે —

धत्ते व्याकरणं न कोऽपि कवितां कुत्रापि नार्थत्यसौ
तर्कं मर्कटवन्न कोऽपि निकटीकर्तुं कदापीच्छति ।
वेदादुद्विजते जनस्तदपरं नैवाल्पमप्यस्ति मे
भ्रातर्जल्प पणेन येन तदहं वित्तं धनिभ्यो लभे ॥ (શ્લોક ૯૮)

કોઈ એકાન્ત પવિત્ર સ્થાનમાં તપશ્ચર્યા કરવાની ભાવના કવિ વ્યક્ત કરે છે—

नगोपान्ते कान्ते क्वचिदपि निकुञ्जे धृतिजपं-
रुपेन्द्रध्यानैर्वा सकृदपि कालं गमयतः ।

हिमाकारं हारि त्रिदशतटिनीवारि पिबतः
कदा कन्दैर्वृत्तिर्मम शमरतेरीदृ (? स) भविता ॥ (શ્લોક ૧૫૨)

ગમે તેવા દુન્યવી સંયોગોમાં પણ દામોદરની ચરણસેવા કરવાનો એનો નિશ્ચય છે—

स्वयं श्रीरायातु प्रकृतिचपला यातु यदि वा
शिवाः कश्चिद् वाचो वदतु यदि वा यन्तु विरमाः ।
तथाप्येते भ्रातर्न खलु विलमामो न च वयं
विषीदामो दामोदरचरणचर्यासु रसिकाः ॥ (શ્લોક ૧૫૯)

નીચેના અસરકારક શબ્દોમાં એ જગતના સામાન્ય મનુષ્યોને ઉપદેશ આપે છે—

चित्तं दमय मा कूर्चं वृत्तं संस्कुरु मा वपुः ।
गीतां च शृणु मा गीतं पुरुषं पश्य मा स्त्रियम् ॥ (શ્લોક ૨૬૪)

અંતમાં, પોતાને સંસારભ્રમણમાંથી ઉગારવા માટે પરમાત્માને કવિ પ્રાર્થના કરે છે—

त्वमसि न तथा तात ध्यातः प्रमादितया मया
फलमभिमतं निशङ्कस्त्वां यथाहमिहार्पये ।
तदपि करुणात्मानं मत्वा भवन्तमुपाथित-
स्तदवतु जयान्मामेतस्माद् भवाभिभवाद् भवान् ॥ (શ્લોક ૨૧૬)

આ સૂક્તિસંગ્રહના કેટલાક વિભાગો ઉપર 'નીતિશતક' અને 'વૈરાગ્યશતક'ની અસર જોઈ શકાય છે; જો કે એ અસર શાબ્દિક નથી, પણ નિરૂપણ અને શૈલીની બાબતમાં જ છે. ભર્તૃહરિ જેવા મહાન પુરોગામીની રચનામાંથી સોમેશ્વર જેવો પછીના સમયમાં થયેલો કવિ પ્રેરણા મેળવે એ સ્વાભાવિક છે.

### નરેન્દ્રપ્રભસૂરિકૃત 'વિવેકપાદપ' અને 'વિવેકકલિકા'

૨૩૨. 'વિવેકપાદપ' અને 'વિવેકકલિકા' એ જૈન ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા જુદા જુદા વિષયો ઉપર નરેન્દ્રપ્રભસૂરિએ રચેલાં સુભાષિતોના બે સંગ્રહો છે. આ બન્ને સૂક્તિસંગ્રહોની એક જ ઉપલબ્ધ તાડપત્રીય હસ્તપ્રત (પાટણના સંઘવી પાડાના ભંડારના અપૂર્ણ વિભાગની હસ્તપ્રત નં. ૫૨) તદ્દન ત્રુટિત સ્થિતિમાં છે, એટલે આ બન્ને રચનાઓ પણ ત્રુટિત સ્થિતિમાં મળે છે. 'વિવેકપાદપ'ના છેલ્લા પત્રમાંના અંક ઉપરથી જણાય છે કે એમાં

કુલ ૪૨૧ શ્લોકો હોવા જોઇએ, પણ ઉપલબ્ધ પત્રોમા બધા થઇને માત્ર ૨૬ શ્લોક મળે છે એ જ રીતે 'વિવેકકલિકા'મા કુલ ૧૧૦ શ્લોક છે, પણ એમાથી ૬૯ શ્લોક હસ્તપ્રતમા છે 'વિવેકપાદપ' આખો અનુષ્ટુપમા છે, માત્ર એના બે પ્રશસ્તિશ્લોકો અનુક્રમે શાર્દૂલવિક્રીડિત અને વસતતિલકામા છે 'વિવેકકલિકા'ની રચના વિવિધ વૃત્તોમા થઈ છે કર્તાનો આશય જૈન ધાર્મિક વિષયોને લગતી સૂક્તિઓ આપવાનો છે, પરિણામે ઘણા શ્લોકો સામાન્ય નીતિ, સદાચાર અને માનવસદ્ગુણો વિશે રચાયા છે નરેન્દ્રપ્રભસૂરિની રચનાની કવિતાની દૃષ્ટિએ 'કર્ણામૃતપ્રપા' સાથે તુલના થઈ ન શકે, તોપણ એમાના ઘણા શ્લોકો પ્રાસાદિક, સરળ અને હૃદયસ્પર્શી છે ઉદાહરણ તરીકે, જીવનમા દયાના મહત્ત્વ વિશે કવિ કહે છે—

दयादयितया शून्ये मनोलीलागृहे नृणाम् ।
दानादिदूताहूतोऽपि धर्मोऽय नावतिष्ठते ॥ (વિપા, શ્લોક ૨૪)

ગુરુની પ્રશસા કરતા કવિ કહે છે—

दिन न तपनं विना न शशिनं विना कौमुदी
श्रियो न सुकृतं विना न जगती विना विक्रमम् ।
कुल न तनयान्विना न समता विना निर्वृति-
र्गुरुश्च न विना नृणा भवति धर्मतत्त्वश्रुति ॥ (વિક, શ્લોક ૧૨)

સત્ય વચન વિશે કવિ શ્લોક સાત સુભાષિતો આપે છે એમાનુ એક–

विवेकस्य प्राणा श्रुतरसरहस्य शुभधिय
प्रकार प्राकार सुचरितपुरस्योन्नततर ।
गुणाना जीवातु प्रशमदमसन्तोषनिकष
सुरश्रीपल्लयङ्का वचनमनलीक सुकृतिनाम् ॥ (વિક, શ્લોક ૩૯)

સારાસારની સમજ જેથી સ્પષ્ટ થાય છે એ જ્ઞાનને કવિ નમસ્કાર કરે છે–

किं कृत्य किमकृत्यमेव किमुपादेय च हेय च किं
देव कश्च गुरुश्च क किमथवा तत्त्व कुतत्त्व च किम् ।
ससारश्च क एव मुक्तिरपि कैत्येव यत सर्वतो
निश्चीयेत विवेकिभिर्भगवते ज्ञानाय तस्मै नम ॥ (વિક, શ્લોક ૮૦)

## પ્રકરણ ૧૧

## પ્રબન્ધ

### પ્રબન્ધ—સાહિત્યના પ્રકાર તરીકે અને ઇતિહાસના સાધન તરીકે

૨૩૩. પ્રબન્ધ એ ગુજરાત અને માળવાનો એક વિશિષ્ટ સાહિત્ય પ્રકાર છે અને ખાસ કરીને જૈન લેખકોએ એ ખેડેલો છે. સામાન્ય રીતે સાદા સંસ્કૃત ગદ્યમાં, અને કેટલીક વાર પદ્યમાં, રચાયેલ ઐતિહાસિક કથાનકોને પ્રબન્ધ નામથી ઓળખવામાં આવે છે. મેરુતુંગાચાર્યકૃત 'પ્રબન્ધ ચિન્તામણિ' (ઈ. સ. ૧૩૦૫), રાજશેખરસૂરિકૃત 'પ્રબન્ધકોશ' (ઇ. સ. ૧૩૪૯), જિનપ્રભસૂરિકૃત 'વિવિધતીર્થકલ્પ' (ઇ. સ. ૧૯૩૩માં પૂરો થયો), અને બલ્લાલકૃત 'ભોજપ્રબન્ધ' (ઈ. સ. નો ૧૬ મો સૈકો) એ ગદ્યમાં રચાયેલા પ્રબન્ધોના પ્રસિદ્ધ નમૂના છે, જ્યારે પ્રભાચન્દ્રસૂરિકૃત 'પ્રભાવકચરિત' (ઇ. સ. ૧૨૭૭) એ પદ્યમાં રચાયેલો પ્રબન્ધસંગ્રહ છે. 'પ્રબન્ધકોશ'ના કર્તા રાજશેખરે પોતાના ગ્રન્થના આરંભમાં,[૧] 'ચરિત' અને 'પ્રબન્ધ' વચ્ચેનો ભેદ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. એમના કથન પ્રમાણે, તીર્થંકરો, ચક્રવર્તીઓ અને અન્ય પ્રાચીન રાજાઓ તથા આર્યરક્ષિતસૂરિ (જેઓ વીરનિર્વાણ સં. ૫૫૭ માં અથવા ઇ. સ. ૩૦ માં સ્વર્ગવાસી થયા હતા) સુધીના ઋષિઓના વૃત્તાન્તો એ ચરિત્ર છે; આર્યરક્ષિતસૂરિ પછી થયેલી વ્યક્તિઓ—સાધુ તેમજ ગૃહસ્થ—ના વૃત્તાન્તને રાજશેખરે પ્રબન્ધ નામ આપ્યું છે. આવા ભેદ પાડવા માટે રાજશેખર પાસે કોઈ પ્રાચીનતર આધાર છે કે તેમણે પોતે જ આમ કર્યું છે તે આપણે જાણતા નથી ગમે તેમ પણ, આ પ્રકારનો ભેદ દર વખતે સાહિત્યરચનામાં પળાયો નથી, કેમકે ઈ. સ. ની ૧૨ મી અને ૧૩ મી સદીમાં થયેલા કુમારપાળ, વસ્તુપાળ અને જગડુ જેવા ઐતિહાસિક પુરુષોના જીવનવૃત્તાન્તોને 'ચરિત્ર' નામ અપાયું છે; જેમકે—જિનમંડનકૃત 'કુમારપાલચરિત' (ઇ. સ. ૧૩૩૫–૩૬), જિનહર્ષકૃત 'વસ્તુપાલચરિત' (ઈ. સ. ૧૪૪૧), સર્વાનંદકૃત 'જગડુચરિત' (ઈ. સ. નો ૧૪ મો સૈકો ઇત્યાદિ. પ્રબન્ધોમા જો કે ઐતિહાસિક વ્યક્તિઓની વાત આવે છે, પ તેઓની રચનાનો ઉદ્દેશ શ્રોતાઓને ઉપદેશ આપવાનો, જૈન ધર્મની મહર એમને બતાવવાનો, સાધુઓને વ્યાખ્યાન માટે સામગ્રી પૂરી પાડવાનો, અ જ્યાં પ્રબન્ધનું વસ્તુ કેવળ દુન્યવી હોય ત્યાં, લોકોને નિર્દોષ આનંદ પૂરે

૧. પ્રકો, પૃ. ૧

વાનો હોય છે.[૨] આથી પ્રબન્ધોને ઇતિહાસ કે જીવનચરિત્ર લેખે નહિ ણતાં ઇતિહાસની સામગ્રી તરીકે સમીક્ષાપૂર્વક એઓનો ઉપયોગ રવો જોઈએ.

## જિનભદ્રકૃત 'પ્રબન્ધાવલી'

૨૩૪. અહીં આપણે જોવાની કૃતિ તે જિનભદ્રકૃત 'પ્રબન્ધાવલી' છે. વસ્તુપાળના જીવનકાળમાં જ એના પુત્ર જયંતસિંહના વાચન માટે એ રચાયેલી હોઈ (પેરા ૧૧૭) અત્યાર સુધીમાં મળેલા પ્રબન્ધોનો એ સૌથી જૂનો સંગ્રહ છે. આ 'પ્રબન્ધાવલી'ની એક માત્ર ઉપલબ્ધ હસ્તપ્રતમાં કુલ ૪૦ પ્રબન્ધો ગદ્યમાં છે, મોટા ભાગના પ્રબન્ધો ગુજરાત, રાજસ્થાન અને માળવા સાથે સંબંધ ધરાવતા ઐતિહાસિક પુરુષો અને પ્રસંગો પરત્વે છે, જ્યારે થોડાક પ્રબન્ધોમાં લોકસાહિત્યનાં કથાનકો છે. આ 'પ્રબન્ધાવલી' તદ્દન સંપૂર્ણ સ્વરૂપમાં મળી નથી, વળી એમાં કેટલોક ભાગ ક્ષેપક જણાય છે, કેમકે વસ્તુપાળના અવસાન પછીના કેટલાક બનાવોનો એમાં ઉલ્લેખ છે તથા એક પ્રબન્ધ (વલભીભંગ પ્રબન્ધ') તો 'પ્રબન્ધચિન્તામણિ'માંથી શબ્દશઃ ઉદ્ધૃત કરવામાં આવ્યો છે.[૩] 'પ્રબન્ધાવલી'માંના બે પ્રબન્ધો ('પાદલિપ્તાચાર્ય પ્રબન્ધ' અને 'રત્નશ્રાવક પ્રબન્ધ') કેટલાક ફેરફાર સાથે 'પ્રબન્ધકોશ'માં લેવાયા છે.[૪] ત્યાં એમ કહી શકાય એવું નથી કે કોઈ પાછળના લેખક અથવા લહિયાએ એની નકલ કરીને 'પ્રબન્ધકોશ'માં દાખલ કરી દીધા હોય, કારણ કે 'પ્રબન્ધાવલી'ની ભાષા સંસ્કૃતના કોઈ પ્રારંભિક વિદ્યાર્થી માટે લખાઈ હોય એવી સાવ સાદી અને પ્રાથમિક સ્વરૂપની છે, જ્યારે 'પ્રબન્ધકોશ'ની ભાષા પ્રમાણમાં ઉચ્ચ કક્ષાની અને સંસ્કારી છે, જે બતાવે છે કે 'પ્રબન્ધકોશ'ના કર્તાએ ભાષા અને શૈલીની દૃષ્ટિએ અનેકવિધ સુધારા કરીને આ પ્રકરણ 'પ્રબન્ધાવલી'માંથી લીધાં છે. પાછળના પ્રબન્ધો, ખાસ કરીને વસ્તુની બાબતમાં, 'પ્રબન્ધાવલી'ના કેટલેક અંશે ઋણી છે, અને તેથી આચાર્ય શ્રી જિનવિજયજીએ 'પુરાતન પ્રબન્ધસંગ્રહ'માં એનો સમાવેશ કર્યો છે. પ્રસ્તુત 'પ્રબન્ધાવલી'ના 'પૃથ્વીરાજ પ્રબન્ધ'માં ચાર અપભ્રંશ પદ્યો ઉદ્ધૃત કરવામાં આવ્યાં છે તે દિલ્હીના છેલ્લા હિન્દુ સમ્રાટ પૃથ્વીરાજના રાજકવિ અને મિત્ર ચંદ બરદાઈ કૃત ગણાતા 'પૃથ્વીરાજ રાસો'માં ભ્રષ્ટ સ્વરૂપમાં મળ્યાં છે. કેટલાક વિદ્વાનો

૨ બ્યૂલર, લાઇફ ઑફ હેમાચાર્ય, પૃ. ૩

૩ પુપ્રસં, પૃ. ૮

૪ એ જ, પૃ. ૭

માને છે તેમ, 'પૃથ્વીરાજ રાસો' આખોયે પાછળની રચના નથી, પણ એનો મુખ્ય ભાગ ઘણો જૂનો—'પ્રબન્ધાવલી'ના રચનાવર્ષ ઈ. સ. ૧૨૩૪ કરતાં જૂનો છે, એ પુરવાર કરવામાં આ અવતરણો ઘણાં જ ઉપયોગી થયાં છે.[૫]

૨૩૫. આ 'પ્રબન્ધાવલી'નું એક વિશિષ્ટ સાહિત્યિક મહત્ત્વ છે: એક એવા સાહિત્યિક માધ્યમનું એ ઉદાહરણ છે, જેમાં સંસ્કૃતને કંઈક લોકભાષામય બનાવવામાં આવી હતી. એ દ્વારા સંસ્કૃતનું જ્ઞાન લોકગમ્ય બનતું અને—નિદાન ગુર્જર દેશના વૈશ્ય વર્ગમાં—સંસ્કૃતના ઉચ્ચતર જ્ઞાનનો પાયો નંખાતો. આમ 'પ્રબન્ધાવલી' પ્રાકૃતની અસરવાળા પ્રયોગથી તરબોળ છે, એટલું જ નહિ, પણ એ સમયની પ્રાદેશિક ભાષામાંથી એમાં એટલા બધા શબ્દો લેવાયા છે કે પ્રાકૃતોનું તથા પ્રાચીન-અર્વાચીન ગુજરાતીનું સામાન્ય જ્ઞાન જેને ન હોય એવા વાચકને કેટલાયે શબ્દો અને પ્રયોગોનો અર્થ સમજવો મુશ્કેલ થઈ પડે. આવા પ્રયોગો બીજા પ્રબન્ધોમાં તથા ગુજરાતના જૈનોએ રચેલા કેટલાક કથાગ્રન્થોમાં છે, અને સાધારણ રીતે ભારતના બીજા પ્રદેશોમાં તે અજ્ઞાત છે.

આ સંબંધમાં યાદ રાખવું જરૂરી છે કે પ્રાચીન અને મધ્યકાલીન ભારતમાં સંસ્કૃત એ માત્ર પુરોહિતની અને વિદ્વાનની ભાષા નહોતી, રાજદરબાર અને રાજનીતિની પણ એ ભાષા હતી, અને પ્રમાણમાં અર્વાચીન કાળ સુધી તે એક બોલાતી ભાષા પણ હતી. ગુજરાતમાં, મુસ્લિમ રાજ્યઅમલની સ્થાપના પછી પણ ખતપત્રો અને દસ્તાવેજો લોકભાષામય સંસ્કૃતમાં લખાતાં હતાં અને કચેરીઓમાં નોંધણી માટે એનો સ્વીકાર કરવામાં આવતો હતો.[૬] પ્રજાનો જે વર્ગ સંસ્કૃતનો પ્રયોગ કરતો નહોતો તેમાંનો મોટો ભાગ પણ સંસ્કૃત સમજી શકતો હતો, "અલબત્ત, જેઓ વિદ્વાનો નહોતા તેઓ જે સંસ્કૃત સમજતા અને બોલતા હતા તે કાવ્યશૈલીનું કૃત્રિમ ગદ્ય અને પદ્ય નહિ, પણ ઉપર્યુક્ત રૂઢ અને લોકભાષામય સંસ્કૃત હતું. આ રૂઢ સંસ્કૃત બોલનારાઓ પાણિનિ અથવા હેમચન્દ્રનાં વ્યાકરણનો નહિ, પણ 'મુગ્ધાવબોધ ઔક્તિક' જેવી રચનાઓનો અભ્યાસ કરતા હતા. ગુજરાતના શ્વેતાંબર જૈન લેખકો પોતાની કૃતિઓ વાચકોને

૫. એ જ, પૃ. ૮-૧૦

૬. 'પુરાતત્ત્વ', પુ. ૪, પૃ. ૧ થી આગળ; 'ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક', પુ. ૧૧, પૃ. ૮૯ થી આગળ

સુબોધ બને તે અર્થે આ રૂઢ સંસ્કૃતનો પ્રયોગ કરતા હતા.[૭] સાહિત્યિક સંસ્કૃતનો પ્રયોગ કરવા માટે જૈન ગ્રન્થકારો અસમર્થ હતા એમ નહિ, પણ તેઓ આ લોકભાષામય સંસ્કૃત દ્વારા સામાન્ય પ્રજાવર્ગ સુધી પહોંચવાનો પ્રયત્ન કરતા હતા. આ પ્રકારની મિશ્ર સંસ્કૃતને ઉત્તરના બૌદ્ધોની 'ગાથા સંસ્કૃત' સાથે સરખાવી શકાય, જેનો પ્રયોગ 'લલિત-વિસ્તર' અને 'મહાવસ્તુ' જેવા બૌદ્ધ ગ્રન્થોમાં થયો છે. માન કાશ્મીરી ગ્રન્થકારોમાં જ મળે છે એવા સંસ્કૃત શબ્દોની એક સૂચિ પ્રો. ઝખરિયાએ (Zachariac) પ્રગટ કરી છે, અને પ્રો. શ્મિટે (Schmidst) આ સૂચિની પૂર્તિ કરી છે.[૮] ગુજરાતના જૈન લેખકોની સંસ્કૃત રચનાઓમાંથી આવી સૂચિ—જે ઘણી વિસ્તૃત થવા સંભવ છે—તૈયાર કરવામાં આવે તો સાહિત્યિક, ભાષાકીય તેમજ સાંસ્કારિક દૃષ્ટિએ તે બહુ રસપ્રદ થશે. પૂર્ણભદ્રકૃત 'પંચાખ્યાન'ની વાચનામાં (પૃ. ૨૮૧-૮૫) ડૉ. હર્ટલે અને વઢવાણમાં રચાયેલા, હરિષેણકૃત 'બૃહત્કથા કોશ'ની પ્રસ્તાવનામાં (પૃ. ૧૦૧-૧૦) ડૉ. ઉપાધ્યેએ તે તે ગ્રન્થોમાં પ્રયોજાયેલા જૈન સંસ્કૃતના વિશિષ્ટ શબ્દોની સૂચિ આપી છે, અને એ શબ્દોની એક મોટી સંખ્યા ધ્વનિપ્રક્રિયા, વ્યુત્પત્તિ અને અર્થવિકાસની દૃષ્ટિએ પ્રાચીન તથા અર્વાચીન ગુજરાતીના રૂપો સાથે સંબંધ ધરાવતી હોવાનું બતાવી શકાય એમ છે. ખરું જોતાં ડૉ. એજર્ટને (ડિક્શનેરી ઑફ બુદ્ધિસ્ટ હાઇબ્રિડ સંસ્કૃત તૈયાર કરી છે તેમ ગુજરાતનું લોકભાષામય સંસ્કૃત જેને કેટલીક વાર જૈન સંસ્કૃત તરીકે પણ ઓળખવામાં આવે છે તેનો શબ્દકોશ તૈયાર કરવાની જરૂર છે. 'પ્રબન્ધાવલી'માંથી આ પ્રકારના સંસ્કૃત શબ્દોની એક ટૂંકી, પણ પ્રતિનિધિરૂપ ગણાય એવી યાદી હું આપીશ—**घर** (પૃ. ૧૩, ૩૨. પ્રાકૃત **घर** < સં. **गृह**. ગુજ. 'ઘર'). **सलसलितम** (પૃ. ૧૩. ગુજ. 'સળસળ્યું'=હાલ્યું), **महीआरी** (પૃ. ૧૪. સં. **मथितकारी** > **महिअआरी**, ગુજ. 'મહિયારી'=દહીં વેચનારી), **कुतिगिया** (પૃ. ૪૭. સં. **कौतुविका**, સર૦ જૂની ગુજ. 'કુતિગ' < સં. **कौतुक**, **कुतिगिया**નો અર્થ 'કૌતુકચેષ્ટાઓ કરીને આનંદ પમાડનાર' એવો થાય છે), **दोसिक** (પૃ. ૨૦, ગુજ. 'દોસી' < સં. **दौष्यिक** 'કપડાનો વેપારી'), **ओलगा** (પૃ. ૫૫ 'સેવા' પ્રાચીન તથા અર્વાચીન ગુજરાતીમાં 'ઓલગ' અને 'ઓળગ' રૂપે આ શબ્દ છૂટથી વપરાયેલો છે. સર૦ જૂની મરાઠી **ओलग**, **वालग**, કાનડી **उलिग**), **घुर्घर**

---

[૭] હર્ટલ 'ઑન ધ લિટરેચર ઑફ ધી શ્વેતામ્બર્સ ઑફ ગુજરાત' પૃ.

[૮] એ જ, પૃ. ૧૯

**माला** (પૃ. ૫૯; ગુજ. 'ઘૂઘરમાળ'), **शल्यहस्त** (પૃ. ૮૬; 'હાથમાં ભાલે લઈને ચાલનાર, એક રાજકીય અમલદાર', જૂની ગુજરાતીમાં આ શબ્દ 'સેલહત્થ', 'શેલહુત,' 'શેલોત' એવાં સ્વરૂપે 'અમલદાર'ના અર્થમાં વપરાયો છે. જુઓ 'પૃથ્વીચંદ્રચરિત્ર' (વિ. સં. ૧૪૨૨; 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ' પૃ. ૧૨૮), 'પેથડરાસ' ૧૪મી સદી–કડી ૨૨, ગણપતિકૃત 'માધવાનલ-કામકન્દલા પ્રબન્ધ'–વિ. સં. ૧૫૧૬–અંગ ૭, કડી ૪૮૨ અને ૪૯૪ ઇત્યાદિ. : શબ્દ ગુજરાતી ભાષામાં સર્વસામાન્ય વપરાશમાંથી લુપ્ત થયો હોવા છ ખેડાવાળ બ્રાહ્મણોની એક અટક 'શેલત' રૂપે ચાલુ છે. જુઓ 'બુદ્ધિપ્રકાશ' જાન્યુઆરી ૧૯૫૨માં મારો લેખ 'ખેડાવાળ બ્રાહ્મણોની ત્રણ અટકો વાગ્ વ્યાપારની દૃષ્ટિએ'), **बारभट्ट** (પૃ. ૮૬; સર૦ ગુજ. 'બારહટ્ટ,' 'બારોટ') **अंधारी** (પૃ. ૮૬; ગુજ. 'અંધારી' < સં. *अंधकारी, 'કેદખાનાનું અંધારું ભોંયરું'), **भारिका** (પૃ. ૮૯; ગુજ. 'ભારી'=લાકડાનો ભારો) **टिप्पा** પૃ. ૮૯; સં. तिप 'છાંટવું' ઉપરથી; ગુજ. 'ટીપું'=બુંદ), **खडखडा** (પૃ. ૮૯; ગુજ. 'ખટખટ'), **मेलापक** (પૃ. ૮૯; જૂની ગુજ. 'મેલાવો'= લશ્કરી જમાવટ), **धगड** (પૃ. ૯૦; 'મુસ્લિમ યોદ્ધો', સર૦ ગુજ. 'ધગડો'= દાદાગીરી કરનાર), **धाटी** (પૃ. ૧૦૨; ગુજ. 'ધાડ'), **भेलित** (પૃ. ૧૯૩; જૂની ગુજ. 'ભેંલ્યો'=લૂંટાયો; જુઓ 'પડી ભેલ પ્રાસાદિ દેવનઈ, ભાગાં કુંચી તાલાં'–'કાન્હડદેપ્રબન્ધ', ૧–૯૩. અહીં 'ભેલ'નો અર્થ 'લૂંટ' છે. સર૦ ગુજ. 'ભેલાણ') ફારસી અને અરબી મૂળના **दुर्वेस** (પૃ. ૮૬; ફારસી 'દુર્વીશ'=ફકીર) અને **मसीति** (પૃ. ૮૬; અરબી 'મસ્જિદ') જેવા શબ્દો સંસ્કૃત રૂપ પામ્યા છે. ઉપર નોંધેલા શબ્દોમાંના કેટલાક બીજી અર્વાચીન ભારતીય ભાષાઓમાં પણ જોવા મળે છે એ ખરું, પણ તેથી આપણી મુખ્ય દલીલને બાધ આવતો નથી, કેમકે 'પ્રબન્ધાવલી'નો કર્તા ગુજરાતમાં રહેતો હતો અને જે બોલાતી ભાષાનો એને સૌથી વધુ પરિચય હોય એમાંથી જ એ શબ્દો અને પ્રયોગો અપનાવે એ સ્વાભાવિક છે.

૨૩૬. જો કે જિનભદ્રની 'પ્રબન્ધાવલી' આ પ્રકારના સંસ્કૃત ગદ્યમાં રચાઈ છે, પણ તેમાં વચ્ચે વચ્ચે પ્રસંગોપાત્ત સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાનાં સુભાષિતો આવે છે. અપભ્રંશ સુભાષિતો મોટે ભાગે દૂહા છંદમાં છે અને કર્તાએ લોકસાહિત્યમાંથી એ લીધાં હોય એમ જણાય છે. જીર્ણદુર્ગ (જૂનાગઢ)નો રાજા ખેંગાર જ્યારે સિદ્ધરાજ જયસિંહના સૈન્યથી મરાયો ત્યારે એની રાણી સોનલદેવીના મુખમાં મુકાયેલા અપભ્રંશ દૂહાઓનો ઉલ્લેખ અહીં કરવો રસપ્રદ થશે. 'પ્રબન્ધાવલી'એ આવા ૧૩ દૂહા ઉદ્ધૃત કર્યા છે

(પૃ. ૩૪–૩૫). એમાંના ૭ દૂહા નજીવાં પાઠાન્તરો સાથે, ૭૧ વર્ષ બાદ રચાયેલા 'પ્રબન્ધચિન્તામણિ'માં (પૃ. ૬૫) મળે છે; 'પ્રબન્ધચિન્તામણિ'માં આ પ્રસંગના બે દૂહા પણ છે, જે 'પ્રબન્ધાવલી'માં નથી. આ બધા દૂહા આજે પણ, અલબત્ત, અર્વાચીન ભાષાસ્વરૂપે ગુજરાત અને સૌરાષ્ટ્રના લોક-સાહિત્યમાં પ્રચલિત છે.[૯] પરન્તુ સાત-શતાબ્દી જેટલા લાંબા સમયનું એ દૂહાઓનું સાતત્ય આ પ્રકારના સાહિત્યની વ્યાપક લોકપ્રિયતા ઉપર પ્રકાશ પાડે છે, જેના પ્રાચીન નમૂના પ્રસ્તુત 'પ્રબન્ધાવલી'માં સચવાયા છે.

## પ્રકરણ ૧૨

## ધર્મકથાસંગ્રહ

૨૩૭. જગતના બધા દેશોનું લોકકથાસાહિત્ય બતાવે છે કે વાર્તાઓ કહેવાની અને સાંભળવાની વૃત્તિ માનવસ્વભાવમાં દૃઢમૂળ છે. લોકકથાઓને શિષ્ટ સાહિત્યમાં કાંતો કેવળ આનંદલક્ષી વાર્તાઓ તરીકે સ્વીકારવામાં આવી છે અથવા સાંસારિક તેમજ ધાર્મિક વિવિધ પ્રયોજનો માટે એનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ભારતીય સાહિત્યની વાત કરીએ તો ગુણાઢ્ય કવિની પૈશાચી પ્રાકૃતમાં રચાયેલી લુપ્ત 'બૃહત્કથા' કેવળ આનંદલક્ષી સાંસારિક વાર્તાઓનો મહાન સમુચ્ચય હતો. એનાં રૂપાન્તરો પ્રાકૃતમાં મંઘદાસગણિની 'વસુદેવ-હિંડી' (૫ મા સૈકા આસપાસ) તથા સંસ્કૃતમાં બુધસ્વામીકૃત 'બૃહત્કથા શ્લોકસંગ્રહ' (૫ મો અથવા ૬ઠ્ઠો સૈકો), સોમદેવભટ્ટકૃત 'કથાસરિત્સાગર' અને ક્ષેમેન્દ્રકૃત 'બૃહત્કથામંજરી' (આ બન્નેનો સમય ઇ. સ. નો ૧૧ મો સૈકો) એટલાં રચાયાં છે. સુપ્રસિદ્ધ 'પંચતંત્ર'માં લોકકથાઓનો ઉપયોગ દુન્યવી ડહાપણ અને રાજનીતિના સિદ્ધાન્તો શીખવવા માટે કરેલો છે, જ્યારે 'જાતક' તથા જૈન સાહિત્યમાં મળતી અનેક વાર્તાઓ ધર્મકથા અર્થાત્ ધર્મોપદેશ માટેની કથાઓનાં ઉદાહરણ છે.

૨૩૮. બૌદ્ધ અને જૈન સાહિત્યમાં કથાઓનું એક વિશિષ્ટ સ્થાન છે, કેમકે જનસમાજને સહેલાઇથી અવગત થાય એવા સ્વરૂપમાં ધર્મસિદ્ધાન્તોનો ઉપદેશ કથાઓના સાધન દ્વારા સહેલાઈથી થઈ શકે એમ હતું. જૈન આગમ સાહિત્ય, પરંપરા અનુસાર, ચાર અનુયોગોમાં અથવા વિભાગોમાં વહેંચાયેલું

૯. 'પ્રબન્ધચિન્તામણિ'માના અપભ્રંશ દૂહા સાથે એના અર્વાચીન લોકપ્રચલિત રૂપાન્તરોની સૂક્ષ્મ ભાષાકીય તુલના માટે જુઓ નરસિંહરાવ દિવેટિયા, 'મનોમુકુર' ભાગ ૨ માં 'રાણકદેવીના દૂહા' એ લેખ.

છે, જેમાંનો એક ધર્મકથાનુયોગ છે. 'જ્ઞાતાધર્મકથા'ને ધર્મકથાનુયોગનો એક પ્રતિનિધિરૂપ ગ્રન્થ ગણવામાં આવે છે. જૈન આગમગ્રન્થોની પ્રાકૃત અને સંસ્કૃત ટીકાઓમાં પુષ્કળ પ્રાચીન અનુશ્રુતિઓ અને કથાનકો આવે છે, એટલું જ નહિ, પણ બહુસંખ્ય વાર્તાઓ અને લોકકથાઓ તેમાં છે; અને સંસ્કૃત–પ્રાકૃતમાં રચાયેલાં તીર્થંકરો અને બીજા મહાપુરુષોનાં ચરિત્રોમાં મુખ્ય કથાભાગની અંદર પ્રસંગોપાત્ત તમામ પ્રકારની વાર્તાઓ મૂકવામાં આવતી. આ સિવાય પણ જૈન ગ્રન્થકારોએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને અર્વાચીન ભારતીય ભાષાઓમાં વિપુલ કથાસાહિત્ય સર્જ્યું છે. "આ બધા ગ્રન્થો પછી તે સાદા ગદ્યમાં કે સરળ પદ્યમાં લખાયેલી વાર્તાઓ હોય કે અલંકૃત કાવ્યો, લાંબી કથાઓ કે મહાકાવ્યો હોય–છેવટે તો એ બધા ધર્મપ્રવચનોનું સ્વરૂપ લે છે. કેવળ રંજનનો એમનો ઉદ્દેશ છે જ નહિ, ધર્મોપદેશ અને બોધ એ જ એમનો આશય છે."[1]

૨૩૯. જૈન સાહિત્યમાં બહુસંખ્ય કથાગ્રન્થો છે, પણ એમાંનો મોટો ભાગ દસમી સદી પછી રચાયેલો છે. પ્રાચીનતર શતાબ્દીઓમાં જોઇએ છીએ તેમ તેમ ઉપલબ્ધ ગ્રન્થોની સંખ્યા ઘટતી જણાય છે, અને ઇ. સ. ની પહેલી સહસ્રાબ્દીમાં રચાયેલા કથાગ્રન્થો પૂરા દસ પણ મળતા નથી. પાદલિપ્તાચાર્યની મહાન ધર્મકથા 'તરંગવતી' (ઇ. સ. ની ૫ મી સદી પહેલાં) એની રચના આશરે એક હજાર વર્ષ બાદ નેમિચન્દ્રે કરેલા સંક્ષેપ દ્વારા જ સારરૂપે જાણવા મળે છે, અને 'મલયવતી', 'મગધસેના,' 'બંધુમતી' અને 'સુલોચના' જેવી અન્ય પ્રાચીન કથાઓ વિશે માત્ર સાહિત્યિક ઉલ્લેખો જ પ્રાપ્ત થાય છે.[2] સંઘદાસગણિકૃત 'વસુદેવ–હિંડી' એ, હમણાં ઉપર કહ્યું તેમ, લુપ્ત 'બૃહત્કથા'નું પ્રાકૃતમાં થયેલું જૈન રૂપાન્તર છે, અને આગમકાળ પછી જે ધર્મકથાસાહિત્ય વિકસ્યું હતું એનો એક મહાન અવશેષ તેમાં જોવા મળે છે. હરિભદ્રસૂરિકૃત 'સમરાઇચ્ચ કહા,' ઉદ્દ્યોતનસૂરિકૃત 'કુવલયમાલા કથા' અને સિદ્ધર્ષિકૃત 'ઉપમિતિભવપ્રપંચ કથા' એ બીજી ત્રણ પ્રાચીન ધર્મકથાઓ છે; એમનો નિર્દેશ પહેલા પ્રકરણમાં કરેલો છે. હરિષેણકૃત 'બૃહત્કથાકોશ' એ ઇ. સ. ના ૧૦ મા સૈકામાં રચાયેલો ધર્મકથાસંગ્રહ છે. પ્રાચીન ધર્મકથાઓ જેવી સંસ્કૃત યોજનાવાળી વિસ્તૃત કથાઓ રચવા ઉપરાંત પાછળના સમયમાં જૈન લેખકોએ કથાકોશો અથવા કથાસમુચ્ચયો રચ્યા

૧. વિન્ટરનિત્સ, એ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયન લિટરેચર, ભાગ ૨, પૃ. ૫૨૧
૨. જૈસાસં, પૃ. ૩, પૃ. ૧૬૪

છે,[3] એમા ભારતીય કથાસાહિત્યમા સુપરિચિત છે એ રીતિએ એક મુખ્ય કથામા અનેક પેટાકથાઓ હોય છે અથવા જુદી જુદી કથાઓ પરસ્પરથી સ્વતન્ત્ર રીતે એક પછી એક આવે છે

## નરચન્દ્રસૂરિકૃત 'કથારત્નાકર'

૨૪૭. નરચન્દ્રસૂરિકૃત 'કથારત્નાકર' અથવા 'કથારત્નસાગર' એ આવો બીજા પ્રકારનો ધર્મકથાસગ્રહ છે એ હજી અપ્રસિદ્ધ હોઈ હસ્તપ્રતરૂપે જ મળે છે એનુ ગ્રન્થાગ્ર ૨૦૮૧ શ્લોકનુ છે,[4] એના ૧૫ તરગ અર્થાત્ ભાગ છે, અને જૈનધર્મોપદિષ્ટ કોઈ એક સિદ્ધાન્તના પાલનનુ માહાત્મ્ય વર્ણવતી કથા પ્રત્યેક તરગમા છે આ ગ્રન્થને 'કથારત્નાકર' અથવા 'કથારત્નસાગર' નામ આપવાની અને તેના પ્રકરણને 'તરગ' કહેવાની પ્રેરણા કર્તાને સોમદેવ ભટ્ટના 'કથાસરિત્સાગર'માથી કદાચ મળી હોય જો કે બ તેના વસ્તુમા કશુ સામ્ય નથી આખોયે ગ્રન્થ અનુષ્ટુપ છદમા છે માત્ર પ્રત્યેક તરગનો અતિમ શ્લોક જુદા છદમા છે બ્રહ્મચર્ય, તપ, દાન, આર્જવ અહિસા, અસ્તેય, વડીલોની સેવા અનસૂયત્વ નવકાર મન્ત્રનો જપ આદિનુ માહાત્મ્ય આ કથાઓ દ્વારા રજૂ કરવામા આવ્યુ છે અને ધર્મનીતિના આ પાલનનુ ફળ મનુષ્યને આ લોકમા અથવા પરલોકમા કેવી રીતે મળે છે એ દરેક વાર્તામા બતાવ્યુ છે વાર્તાકથન તદ્દન સાધારણ છે, અને સાહિત્યદૃષ્ટિએ આ વાર્તાઓમા કશુ નોધપાત્ર નથી નરચન્દ્રસૂરિ જેવા વિદ્વાનને હસ્તે, વસ્તુપાળની વિનતિથી, 'કથારત્નાકર' રચાયા છે (પરા ૧૧૮), પરન્તુ પ્રાય દૈનિક વ્યાખ્યાનના ઉદ્દેશ માટે કેવળ ધાર્મિક શ્રોતાવર્ગને લક્ષ્યમા રાખીને એ લખાયો જણાય છે, અને કર્તાનો આશય જૈન દૃષ્ટિએ સદાચારની અગત્ય વર્ણવવાનો છે અહીં નોધવુ જોઇએ કે 'કથારત્નાકર' એ પ્રમાણમા જૂના સમયમા રચાયેલો જૈન ધર્મકથાઓનો સગ્રહ છે કેમકે મોટા ભાગના કથાકોશની રચના એ કરતા પણ પછીના કાળમા થયલી છે[5]

3 જિરકો પૃ ૬૫ ૬૭ આ પ્રકારના ગ્રન્થોની સક્ષિપ્ત સમાલોચના માટે જુઓ વિન્ટરનિસ ઉપર્યુક્ત પૃ ૫૪૧ થી આગળ

4 જિરકો પૃ ૬૬

5 એ જ પૃ ૬૪ ૬૭ ઉપાધ્યે બૃહત્કથાકોશ પ્રસ્તાવના પૃ ૩૯ થી આગળ

# પ્રકરણ ૧૩

## અપભ્રંશ રાસ

### ‘ રાસક ’ અથવા ‘ રાસ ’

૨૪૧. વસ્તુપાળના સાહિત્યમંડળે સંસ્કૃત સાહિત્યમાં આપેલા ફાળાની ચર્ચા આ પુસ્તકમાં મુખ્યત્વે કરવામાં આવી છે, તોપણ એ મંડળના કવિઓએ રચેલા અપભ્રંશ રાસાઓનું અવલોકન અહીં કરવું સમુચિત ગણાશે, કેમકે વસ્તુપાળ દ્વારા ઉત્તેજન પામેલી સાહિત્યપ્રવૃત્તિનો એ પણ ફાલ છે. આ બે રાસ તે વિજયસેનસૂરિકૃત ‘ રેવંતગિરિ રાસુ ’ અને પાલ્હણપુત્રકૃત ‘ આબુ રાસ. ’ પણ એ કાવ્યોનું અવલોકન કરતાં પહેલાં, અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં સુપ્રચલિત એવા ‘ રાસ ’ અથવા ‘ રાસુ ’ ( સં. रासक )ના સાહિત્યપ્રકાર વિશે આપણે વિચાર કરીએ.

૨૪૨. રાસકની રચના માત્ર વાચન કે પઠન માટે નહિ, પણ નૃત્યાદિપૂર્વક ગાવા માટે થતી. આ પ્રકારની રચના એ મૂળે તો લોકનૃત્ય અને લોકસંગીત જ હતી. પાછળથી જ્યારે અભિનેય સાહિત્યરચનાઓની વિગતવાર પર્યાલોચના થઇ ત્યારે મુખ્યત્વે બે વિભાગોમાં તેનું વર્ગીકરણ થયું—(૧) જેમાં પઠન સાથે અભિનયને અવકાશ હતો એવી રચનાઓ, અને (૨) જેમાં સંગીત અને નૃત્યને અવકાશ હતો એવી રચનાઓ. ‘રાસક’ જેમાંથી ‘ રાસુ ’ અને ‘ રાસ ’ એ પ્રકારો ઊતરી આવ્યા છે એનો સમાવેશ આ બીજા વિભાગમાં થાય છે. આ પ્રકારનું વર્ગીકરણ—જેમાં ડોમ્બિકા, ભાણ, પ્રસ્થાન, ષિડ્ગક, ભાણિકા, રામાક્રીડ, હલ્લીસક અને રાસકનો સમાવેશ થાય છે તેનો પ્રાચીનતમ ઉપલબ્ધ ઉલ્લેખ અભિનવગુપ્તકૃત ‘ અભિનવભારતી ’માં ( ઈ. સ. ૧૦૦૦ આસપાસ ) મળે છે; ત્યાં ‘ રાસક ’ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપવામાં આવી છે—

अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
आचतुष्षष्टियुगलाद्रासकं मसृणोद्धतम् ॥१

એમાંથી જણાય છે કે ‘ રાસક ’ એક પ્રકારનું ગેય રૂપક હતું, જે સુંદર તાલ અને લયથી અન્વિત હતું, જેમાં અનેક નૃત્ય કરતી સ્ત્રીઓ—વધુમાં વધુ ૬૪ જોડલાં—ભાગ લેતી, અને જે કોઈ વાર મૃદુ અને કોઈ વાર ઉદ્ધત હતું. ઉપરૂપક જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે વર્ગીકરણ અને

૧. ‘ભાટ્યશાસ્ત્ર’, નાટ્યશાસ્ત્ર ’ ( ગા. ઓ. સિ. ), પુ. ૧, પૃ. ૧૮૩

વ્યાખ્યા આચાર્ય હેમચન્દ્રે પોતાના 'કાવ્યાનુશાસન' (૮-૪)માં તથા વાગ્ભટ બીજાએ પોતાના 'કાવ્યાનુશાસન' (પૃ. ૧૮)માં સ્વીકારેલી છે. હેમચન્દ્રના શિષ્ય રામચન્દ્રે 'નાટ્યદર્પણ' (પુ. ૧, પૃ. ૨૧૪-૧૫)માં તથા વિશ્વનાથે 'સાહિત્યદર્પણ' (કાણેની આવૃત્તિ, પૃ. ૧૦૪-૫)માં પણ 'રાસક' અને 'નાટ્ય રાસક'નાં લક્ષણો આપ્યાં છે. જૂના સમયમાં ભારતના વિભિન્ન પ્રદેશોમાં જુદા જુદા પ્રકારનાં લોકનૃત્યો પ્રચલિત હતાં; જો કે કયા પ્રદેશમાં કયું લોકનૃત્ય વિશેષ પ્રચલિત હતું એ કહેવા માટેનો કોઈ ચોક્કસ પુરાવો નથી. આ સંબંધમાં એક રસપ્રદ પરંપરાગત વૃત્તાન્ત શાર્ઙ્ગદેવના 'સંગીતરત્નાકર'માં (ઈ. સ. ૧૨૦૦ આસપાસ) છે, એમાં ઐતિહાસિક અનુશ્રુતિ પણ સચવાઈ હોવાનો સંભવ છે. એમાં કહ્યું છે કે તાંડવ નૃત્યનો ઉદ્ભવ શિવથી થયો અને લાસ્યનો ઉદ્ભવ પાર્વતીથી થયો. પાર્વતીએ આ નૃત્ય બાણાસુરની પુત્રી તથા શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નની પુત્રવધૂ ઉષાને શીખવ્યું; ઉષાએ એ દ્વારવતીની ગોપીઓને શીખવ્યું, તેમણે જ સૌરાષ્ટ્રની યુવતિઓને શીખવ્યું, અને ત્યાંથી એ જગતમાં પ્રસર્યું.[૨] ગુજરાત અને સૌરાષ્ટ્રમાં આજે પણ રાસ, રાસડા, ગરબા અને ગરબી જેવા લોકનૃત્યના પ્રકારો પ્રચલિત છે, તેથી આ અનુશ્રુતિને અનુમોદન મળે છે.

**૨૪૩.** આ બધા ઉપરથી એવો નિર્ણય થઈ શકે કે 'રાસક' અથવા ''રાસ' એ ભાગવતાદિ પુરાણોમાં વર્ણવેલી શ્રીકૃષ્ણની રાસક્રીડાઓ સાથે તથા ગુજરાતનું વિશિષ્ટ ગરબા-નૃત્ય જે 'રાસ' તરીકે પણ ઓળખાય છે તે સાથે સરખાવી શકાય એવો લોકનૃત્યનો એક પ્રકાર હતો; મોટે ભાગે પ્રાકૃતમાં, એક અભિનેય સાહિત્યપ્રકાર તરીકે પાછળથી એનું રૂપાંતર થયું હતું. 'રાસ'નો જાહેરમાં પ્રયોગ થતો હતો એ કેટલાક સાહિત્યિક ઉલ્લેખો ઉપરથી સ્પષ્ટ થાય છે. 'રેવંતગિરિ રાસુ'ની છેલ્લી કડી રાસના જાહેરમાં થતા પ્રયોગનો સ્પષ્ટ નિર્દેશ કરે છે—

**रंगिहिं ए रमइ जो रासु सिरिविजयसेनसूरिनिम्मविउ ए।**
**नेमिजिणु तूसइ तासु अंबिक पूरइ मनि रलि ए॥**

"શ્રીવિજયસેનસૂરિએ રચેલો આ રાસ જેઓ રંગપૂર્વક ગાશે તેમના ઉપર નેમિજિન પ્રસન્ન થશે અને અંબિકા તેમના મનના મનોરથ તો પૂરશે."

'સપ્તક્ષેત્રી રાસુ' (ઈ. સ. ૧૨૭૧) 'તાલારસ' અને 'લકુટારસ'

---

૨. 'સંગીતરત્નાકર', ૭. ૪-૮

એમ રાસના બે પ્રકારનો નિર્દેશ કરે છે.[૩] જે રાસ તાળી પાડીને ગાવામાં આવતો તે 'તાલારસ' અને જે ગાતાં હાથમાં ડાંડિયા (लकुट) રાખવામાં આવતા તે 'લકુટારસ'. આ બીજો પ્રકાર આજે પણ દાંડિયારસ તરીકે ઓળખાય છે. પ્રાકૃત 'સુપાસનાહ ચરિત્ર' (ઈ. સ. ૧૧૪૩)ના કર્તા લક્ષ્મણગણિએ રાસ નૃત્યને केवि उत्तालतालाउलं रासयं[૪] એ પ્રમાણે વર્ણવ્યું છે; તાળી પાડીને ગવાતા રાસનો એમણે આ જ રીતે ઉલ્લેખ કર્યો છે.

**૨૪૪.** લોકનૃત્યના એક પ્રકાર તરીકે—તથા પાછળથી સાહિત્યમાં સ્વીકૃતિ પામેલ—રાસ જાહેરમાં પ્રયોગ કરવા માટે હતો એ આ ઉપરથી સ્પષ્ટ થશે. અપભ્રંશ અથવા ઉત્તરકાલીન અપભ્રંશમાં રચાયેલા સંખ્યાબંધ રાસ આપણને ગુજરાતમાંથી મળે છે; એમાં સૌથી જૂની ઉપલબ્ધ રચના તે શાલિભદ્રસૂરિકૃત 'ભરત–બાહુબલિ રાસ' (ઈ. સ. ૧૧૮૫) છે. પછીના સમયમાં, જૂની ગુજરાતીમાં આ રાસનો પ્રકાર એકવિધ બની ગયો, અને ઉપાશ્રયોમાં ગવાતાં જૈન ધર્મકથામાંથી લેવાયેલાં પદ્યાત્મક આખ્યાનો એવો એનો અર્થ સામાન્ય રીતે થવા લાગ્યો. આ પ્રકારના સેંકડો રાસ અત્યાર સુધીમાં મળ્યા છે.[૫]

### વિજયસેનસૂરિકૃત 'રેવંતગિરિ રાસુ'

**૨૪૫.** રાસ સાધારણ રીતે 'ભાસ' (સં. भाषा) અથવા કડવકમાં જૂની ગુજરાતીના સાહિત્યમાં છે તેમ કેટલીક વાર 'ઢાળ'માં વહેંચાયેલો હોય છે. વિજયસેનસૂરિકૃત 'રેવંતગિરિ રાસુ'માં કુલ ચાર કડવક અને ૭૨ કડીઓ છે. પ્રથમ કડવકમાં, મંગલાચરણ પછી, દેવભૂમિ જેવો મનોહર સોરઠ દેશ જ્યાં ગિરનાર પર્વત આવેલો છે એનું કવિ સંક્ષેપમાં વર્ણન કરે છે (કડી ૨–૫), વસ્તુપાળની વંશાવલિ આપે છે, વસ્તુપાળને વિજયસેનસૂરિએ આપેલા સદુપદેશનું અને એને પરિણામે તેણે કરેલાં સત્કૃત્યોનું વર્ણન કરે છે (કડી ૬–૧૧), અને ગિરનારની તળેટીમાં ખીલેલી વનશ્રી જોઈને યાત્રીસંઘને થયેલો આનંદ વર્ણવે છે (કડી ૧૨–૨૦). બીજા અને ત્રીજા કડવકમાં ગિરનાર તીર્થનો કેટલોક પ્રાચીન ઇતિહાસ અને ત્યાં વસ્તુપાળે બાંધેલાં મન્દિરો આદિનો વૃત્તાન્ત છે; બીજા કડવકમાં કેટલુંક સુન્દર પ્રકૃતિ-

૩. માગુરાસ', પૃ. ૫૨

૪. મુનશી, ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર, પૃ. ૮૮

૫. આ રાસાઓની વર્ણનાત્મક સૂચિ માટે જુઓ મોહનલાલ દલીચંદ દેસાઈ, 'જૈન ગુર્જર કવિઓ', પૃ. ૨–૩.

વર્ણન આવે છે. છેલ્લું કડવક અંબિકા દેવીનો તથા તીર્થંકર નેમિનાથનો મહિમા ગાય છે અને ગિરનારનું ધાર્મિક માહાત્મ્ય કંઈક વિસ્તારથી વર્ણવે છે. આ કાવ્યની શૈલી સાદી અને નિરાડંબરી છે. કવિતાની દૃષ્ટિએ રચના રસપ્રદ છે, અને બીજા કડવકમાં ગિરનારનું વર્ણન નોંધપાત્ર છે :

जिम जिम चडइ तडि कडणि गिरनारह, तिमि तिमि उडइ जण भवण संसारह।
जिम जिम सेउजलु अंगि पलोट्टए, तिमि तिमि कलिमलु सयलु ओहट्टए॥
जिम जिम वायइ वाउ तहिं निज्झरसीयलु, तिम तिम भवदुहदाहो तक्खणि तुट्टइ निच्चलु।
कोइलकलरवो मोरकेकारवो, सुम्मए महुयर महुरु गुंजारवो।
पाय चडंतह सावयालोयणी, लापारामु दिसि दीसए दाहिणी॥
जलदजालवमलि नीझरणि रमाउलु, रेहइ उज्जिलसिहरुअलि-कज्जलसामलु।
यहलवहु धाउरसभेउणी जत्थ झलहलइ सोवन्नमइ मेउणी।
जत्थ दिप्पंति दिव्वोसही सुंदरा, गुहिरवर गरुय गंभीर गिरिकंदरा॥ (કડી ૨–૪)

"જેમ જેમ લોકો ગિરનારના ઢોળાવ ઉપર ચડે છે તેમ તેમ સંસાર-ભવનનાં દ્વાર બંધ કરે છે. જેમ જેમ અંગ ઉપર સ્વેદ થાય છે તેમ તેમ કલિનો સકલ મળ દૂર થાય છે. જેમ જેમ નિર્ઝર જેવો શીતળ વાયુ વાય છે તેમ તેમ ભવદુઃખનો દાહ નિશ્ચે દૂર થાય છે. કોકિલાનો કલરવ, મોરનો કેકારવ અને મધુકરનો મધુર ગુંજારવ સંભળાય છે. (પર્વતની) પાજ ચડતાં જમણા હાથ તરફ શ્રાવકોનો લાખારામ (ઉદ્યાન) દેખાય છે. પુષ્કળ મેઘથી ઘેરાયેલું અને નિર્ઝરણોથી રમ્ય, તથા ભ્રમર અને કાજળ જેવું શ્યામ ઉજ્જયંતનું શિખર શોભે છે. (આ તે ગિરનાર છે,) જ્યાં અનેક ધાતુરસથી ભરેલી સુવર્ણમય પૃથ્વી શોભે છે, જ્યાં દિવ્ય અને સુન્દર ઓષધિઓ દીપે છે, અને જ્યાં ઊંડી, સુંદર, ગરવી અને ગંભીર ગિરિકંદરાઓ છે."

### પાલ્હણપુત્રકૃત 'આબુ રાસ'

૨૪૬. પાલ્હણપુત્રકૃત 'આબુ રાસ'માં આબુ ઉપર વસ્તુપાળ અને તેજ-પાળે મન્દિરો બાંધ્યાં એ ઘટનાનું વર્ણન છે. એ રાસમાં ૫૦ કડીઓ છે, એકાંતરે આવતાં ભાસ અને ઠવણીમાં તે વહેંચાયેલો છે. આ કાવ્યમાંની

બધી જ માહિતી અન્ય સાધનોમાંથી મળે છે. માત્ર એક વાત તેમાં નવીન છે, અને તે એ છે કે આબુના મન્દિરમાં પ્રતિષ્ઠિત થયેલી નેમિનાથની મૂર્તિ ખંભાતમાં બનેલી હતી. આ બનાવે છે કે મૂર્તિવિધાન અને તે સાથે સંબંધ ધરાવતી કલાઓનું ખંભાત એક કેન્દ્ર હોવું જોઇએ. સાહિત્યિક દૃષ્ટિએ આ રચનામાં કંઈ ખાસ સાહિત્યિક વિશેષતા નથી, પણ ઐતિહાસિક અને ભાષાકીય દૃષ્ટિએ તે નોંધપાત્ર છે, કેમકે વસ્તુપાળના સમયની એક મહત્ત્વની ઘટનાને એમાં તત્કાલીન લોકભાષામાં વર્ણવવામાં આવી છે.

## પ્રકરણ ૧૪

## અલંકારગ્રન્થો

૨૪૭. સંસ્કૃત કવિતાની પ્રાચીનતા ઈ. સ. પૂર્વે બીજી સહસ્રાબ્દીમાં અથવા તેનીયે પહેલાં-'ઋગ્વેદ'નાં સૂક્તો રચાયાં હશે ત્યાંસુધી જાય છે, પણ અલંકારશાસ્ત્રની સાથે સંબંધ ધરાવતો પહેલો ઉલ્લેખ તો ઈ. સ. પૂર્વે ૭ અથવા સાતમી શતાબ્દી પહેલાં મળતો નથી. અલંકારશાસ્ત્રનો ઉલ્લેખ વેદાંગોમાં નથી તેમજ વૈદિક સંહિતાઓ, બ્રાહ્મણો અથવા પ્રાચીનતર ઉપનિષદોમાં એવા કોઈ અંશો નથી, જેઓને અલંકાર અથવા સાહિત્યશાસ્ત્રની સાચી ભૂમિકારૂપ ગણી શકીએ.[1] યાસ્કના 'निरुक्त' (ઈ. સ. પૂર્વે ૭૦૦ આસપાસ)માં પૂર્ણા અને લુપ્તા ઉપમાનો ઉલ્લેખ મળે છે. 'ઉપમા' શબ્દની વાત કરતાં 'નિઘંટુ'માં **इव, यथा** આદિ અવ્યયોની વાત કરી છે, અને પોતાના પુરોગામીઓ પૈકી ગાર્ગ્યે આપેલી ઉપમાની વ્યાખ્યા યાસ્કે ટાંકી છે.[2] આ બતાવે છે કે વેદના સર્વપ્રથમ ઉપલબ્ધ ટીકાકાર યાસ્કનીયે પહેલાં સંસ્કૃત અલંકારશાસ્ત્રનાં કંઈક મૂલતત્ત્વોનું અસ્તિત્વ હતું. મહાન વૈયાકરણ પાણિનિએ (ઈ. સ. પૂર્વે ૫૦૦ આસપાસ) 'ઉપમા', 'ઉપમિત', 'સામાન્ય', 'ઉપમાન' આદિ પારિભાષિક શબ્દો એવી સાહજિકતાથી પ્રયોજ્યા છે, જે એની પહેલાં પણ એ શબ્દો સર્વસામાન્ય પ્રચારમાં હોવાનું સૂચવે છે, અને બે વસ્તુઓ વચ્ચેની તુલનાના ખ્યાલનું વ્યાકરણની દૃષ્ટિએ જે પૃથક્કરણ તેણે આપ્યું છે તે પણ સાદૃશ્યના આલંકારિકોના ખ્યાલની ખૂબ નજદીક આવી જાય છે.[3] કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' સાહિત્યરચનાઓના ગુણોની વાત કરે છે

૧. દે, સંસ્કૃત પોએટિક્સ, પુ. ૧, પૃ. ૩-૪
૨. એ જ, પૃ. ૪-૬
૩. એ જ, પૃ. ૬-૮

અને ગુણોની વ્યાખ્યા આપે છે, જે અલંકારશાસ્ત્રના પાછળના લેખકોએ એ પરત્વે કરેલા વિવેચનથી ભિન્ન નથી.

૨૪૮. ભરતના 'નાટ્યશાસ્ત્ર'ની (ઈ. સ. ૩૦૦ આસપાસ) પૂર્વે ભારતમાં અલંકારશાસ્ત્રનો ઠીક ઠીક વિકાસ થયેલો હોવો જોઇએ. સંસ્કૃત સાહિત્યશાસ્ત્રમાં મહત્ત્વનો ફાળો આપનાર રસ–સંપ્રદાયનું પહેલું ઉપલબ્ધ વિવરણ એમાં છે તથા અલંકારશાસ્ત્રને લગતા ઘણા મુદ્દાઓ વિશે એમાં ઠીક ઠીક માહિતી છે. 'નાટ્યશાસ્ત્ર'ના સોળમા અધ્યાયમાં અલંકારશાસ્ત્રની રૂપરેખા પહેલી જ વાર મળે છે. સાહિત્યરચનાઓના ચાર અલંકારો, દશ ગુણો, દશ દોષો, અને છત્રીસ લક્ષણો ત્યાં ગણાવેલ છે, પણ રીતસરના અલંકારશાસ્ત્રના સૌથી જૂના પ્રમાણભૂત લેખકો દંડી અને ભામહ (ઈ. સ. પૂર્વે ૬૦૦ આસપાસ) છે; એ બેમાંથી સમયદૃષ્ટિએ પહેલું કોણ એનો છેવટનો નિર્ણય હજી થઈ શક્યો નથી. "આ પછી એક સર્જનાત્મક ભૂમિકાનો આરંભ થયો, જેનો અંત અભિનવગુપ્તથી આવે છે. એ સમયમા વિવિધ સંપ્રદાયો અથવા સરણિઓની સર્વસામાન્ય રૂપરેખાઓ નક્કી થઈ, જેને પરિણામે સાહિત્યવિવેચનના ક્ષેત્રમાં ચાર વિભિન્ન પરંપરાઓનો ઉદ્ભવ થયો, જેનું પ્રતિનિધિત્વ અનુક્રમે રસસંપ્રદાય, અલંકારસંપ્રદાય, રીતિસંપ્રદાય અને ધ્વનિ-સંપ્રદાય ધરાવે છે. એ યુગ ત્રણ શતાબ્દીઓ કરતાંયે લાંબા સમયપટ ઉપર વિસ્તરેલો છે અને સાહિત્યશાસ્ત્રના ઇતિહાસના કેટલાક મહાન નામો એમાં આવી જાય છે—ભામહ, ઉદ્ભટ, અને રુદ્રટ; લોલ્લટ, શંકુક અને ભટ્ટ નાયક; દંડી અને વામન; ધ્વનિકાર, આનંદવર્ધન અને અભિનવગુપ્ત; કુન્તક, મહિમભટ્ટ અને ભોજ;—એ સર્વેએ વિવિધ વિચારસરણિઓને ઘડવામાં મંડનાત્મક કે ખંડનાત્મક રીતે ફાળો આપ્યો, જે સરણિઓ મમ્મટના પાઠ્યગ્રન્થ ('કાવ્ય-પ્રકાશ') માં છેવટ એક પ્રવાહનુ રૂપ પામી."[૪]

૨૪૯. ધ્વનિકાર, આનંદવર્ધન (ઈ. સ. ૮૫૦ આસપાસ) અને અભિનવગુપ્ત (ઈ. સ. ૧૦૦૦ આસપાસ) પછીના અલંકારશાસ્ત્રના લેખકોમાં મમ્મટ (ઈ. સ. ૧૧૦૦ આસપાસ) સૌથી વધુ નોંધપાત્ર છે. મમ્મટનો 'કાવ્યપ્રકાશ' ખૂબ પ્રચાર પામ્યો હતો અને સંસ્કૃત સાહિત્યમાં એનો ભારે પ્રભાવ પડ્યો હતો. 'ધ્વન્યાલોક'કારે જેનુ પ્રમાણભૂત વિવરણ કરેલું છે તે રસ–ધ્વનિસિદ્ધાન્તને સંસ્કૃત સાહિત્યવિવેચનમાં વિજયી બનાવવામાં મમ્મટનો સારો ફાળો છે. 'ધ્વન્યાલોક' માં રજૂ થયેલા સિદ્ધાન્તના પ્રકાશમાં સંસ્કૃત સાહિત્યશાસ્ત્રના વિવિધ સિદ્ધાન્તોનો સંક્ષિપ્ત પણ વિદ્વત્તાપૂર્ણ રીતે

૪. એ જ, પુ. ૨, પૃ. ૨૬૮

સમન્વય કરવાનો પ્રયાસ 'કાવ્યપ્રકાશ' કરે છે. નિરૂપણમાં આમ સર્વગ્રાહિતા તેમજ સંક્ષેપને કારણે વિદ્યાર્થીઓ માટે એક ઉત્તમ પાઠ્યગ્રન્થના ગુણો 'કાવ્યપ્રકાશ' માં હોવાને લીધે, દૂર કાશ્મીરમાં એની રચના થઇ હોવા છતાં એ પછી થોડાક દશકામાં આખાયે ભારતવર્ષમાં એનો અભ્યાસ થવા લાગ્યો તથા એના ઉપર પુષ્કળ ટીકાઓ લખાઈ; પરિણામે, સંસ્કૃતમાં એવી એક ઉક્તિ પ્રચારવામાં આવી કે 'કાવ્યપ્રકાશ' ઉપર ઘેર ઘેર ટીકાઓ રચાઈ છે છતાં તે એવો ને એવો કઠિન રહ્યો છે.[૫] ધ્વનિસંપ્રદાયની સ્વીકૃત શ્રેષ્ઠતાનો ત્યાગ કર્યા સિવાય મમ્મટે કવિતા વિશેના વિવિધ સિદ્ધાન્તો વચ્ચે સમાધાન સાધવાનો પ્રયત્ન કર્યો, અને એના અભિપ્રાયોને સંસ્કૃતમાં કવિતા વિશેના સૌથી સમતોલ અભિપ્રાયો તરીકે સામાન્ય રીતે ગણવામાં આવે છે. વિવરણની પદ્ધતિ અને વિષયના વર્ગીકરણની બાબતમાં 'કાવ્યપ્રકાશ' એક પ્રમાણભૂત ગ્રન્થ લેખાય છે. અનેક પ્રસિદ્ધ અલંકારશાસ્ત્રીઓએ એ ગ્રન્થ ઉપર ટીકા લખવાનુ પોતાને માટે માનાસ્પદ ગણ્યું છે; જો કે તેમણે પણ સ્વતંત્ર ગ્રન્થોમાં મમ્મટથી ભિન્ન એવા પોતાના અભિપ્રાયો વ્યક્ત કર્યા છે. મમ્મટે નિરૂપેલું કાવ્યશાસ્ત્ર—વિશેષ ઉદાહરણો, નવીન વ્યાખ્યાઓ અને સૂક્ષ્મ વર્ગીકરણો બાદ કરીએ તો—તેના સમયથી માંડી આજ સુધી લગભગ એ જ સ્વરૂપે રહ્યું છે.[૬]

૨૫૦. ઇ. સ. ની ૧૨મી સદીના પૂર્વાર્ધમાં 'કાવ્યાનુશાસન' રચનાર મહાન વિદ્વાન હેમચન્દ્રે પોતાનાં સૂત્રોની રચનામાં 'કાવ્યપ્રકાશ'નો આધાર લીધો છે અને એમાંથી પુષ્કળ અવતરણો—કેટલેક સ્થળે તો શબ્દશઃ—આપ્યાં છે તથા મમ્મટનો નામ દઇને પણ ઉલ્લેખ કર્યો છે.[૭] એ બતાવે છે કે 'કાવ્યપ્રકાશ'નો એની રચના પછીનાં થોડાંક વર્ષોમાં જ ગુજરાતમાં ઉત્સાહપૂર્વક અભ્યાસ થવા લાગ્યો હતો. હેમચન્દ્રના સમયની પહેલાં પણ ગુજરાતમાં મમ્મટના ગ્રન્થનો પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગ થતો હતો એ સ્પષ્ટ છે. 'કાવ્યપ્રકાશ' (ઈ. સ. ૧૧૦૦ આસપાસ) તથા 'કાવ્યાનુશાસન' (ઈ. સ. ૧૧૪૩ આસપાસ)ની રચનાનો સમય ધ્યાનમાં લેતાં આ હકીકત ખાસ નોંધપાત્ર

૫. काव्यप्रकाशस्य कृता गृहे गृहे टीका तथाप्येष तथैव दुर्गमः ।
આ ઉક્તિ મૂળે 'કાવ્યપ્રકાશ'ના એક ટીકાકાર મહેશ્વરની છે. (કૃષ્ણમાચારિયર, ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, પૃ. ૭૫૧). મહેશ્વર ઘણું કરીને ઈસવી સનના ૧૭મા સૈકામાં થઈ ગયો (કે, ઉપર્યુક્ત, પુ. ૧, પૃ. ૧૭૯).

૬. કૃષ્ણમાચારિયર, ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, પૃ. ૭૧૯

૭. ર. છો. પરીખ, 'કાવ્યાનુશાસન', પ્રસ્તાવના, પૃ. ૩૧૭ અને ૨૭૩

જણાય છે અને જ્યારે વાહનવ્યવહારના ઝડપી સાધનો નહોતા ત્યારે પણ પ્રાચીન અને મધ્યકાલીન યુગમા સારસ્વત સંપર્કનુ એક સૂચક ઉદાહરણ બની રહે છે અહી એ નોધવુ રસપ્રદ થશે કે વિદ્યાના વિષયમા ગુજરાત અને કાશ્મીરની વચ્ચે ગણનાપાત્ર સંપર્ક હતો 'પ્રભાવકચરિત'મા સોમચન્દ્રને (હેમચન્દ્રનુ આચાર્યપદ પ્રાપ્ત થયા પહેલાનુ નામ) 'કાશ્મીરવાસિની દેવી'ની આરાધના માટે જવા સારુ પોતાના ગુરુની અનુજ્ઞા માગતા વર્ણવ્યા છે[૮] કવિ બિલ્હણે 'વિક્રમાકદેવચરિત'ના અતિમ સર્ગમા આપેલા આત્મવૃત્તાન્ત ઉપરથી જણાય છે કે શારદા દેશ અર્થાત્ કાશ્મીરના વિદ્વાનો ગુજરાતમા

૮ એ જ, પૃ ૨૭૧ જૂના ગુજરાતી સાહિત્યમા પણ અનેક સ્થળે દેવી સરસ્વતીને 'કાશ્મીરમુખમ ડની' કે 'કાશ્મીરવાસિની' તરીકે વર્ણવી છે થોડાક ઉદાહરણો જોઈએ—

(૧) હરિ કમના ભમરૌ ભમૌ **કાશ્મીરાં મુહમડણુ** માઇ
નાલ્હકૃત 'વીસનદેવ રાસો (ઈ સ ૧૨૧૬), કડી ૧

(૨) સારદ બુદ્ધિ મહાકુમારી **કાશ્મીરાં મુખમંડણી**
એ જ, કડી ૯

(૩) **કાશ્મીરમુખમંડણી** (હસગમણી) સરસ્વતિ સામિણિ, તાસ પસાઇ,
વેદ વ્યાસ વાલમીક રષિ ઇમ એહનુ ઉપદેશ,
તાસ પસાઇ અસાઇત ભણિ વીરકથા વરણવ્યોસ
—અસાઇતકૃત હસાઉલિ (ઈ સ ૧૩૬૧) કડી ૧

(૪) **કાશ્મીરમુખમંડણ** માડી તૂ સમી ન જગિ કોઈ બિરાડી,
—શાન્તિસૂરિકૃત વિરાટ પર્વ (ઈ સ ૧૫ મો સૈકો) કડી ૧

(૫) **કાશ્મીરપોરવાસ્મની** વિદ્યા તણી નિધાન
સેવક કર જોડી કહઇ આપઉ વિદ્યાદાન
—નરપતિકૃત 'પચદડની વાર્તા (ઈ સ ૧૫૦૪) આદેશ ૧, કડી ૮

(૬) **કાશ્મીરનિવાસિની**, સરસતી સમરુ માત
—મતિસારકૃત કપૂરમજરી (ઈ સ ૧૫૪૮) પક્તિ ૬

(૭) દેવ સરસતિ દેવ સરસતિ સુમરિ દાતાર
**કાશ્મીરમુખમંડણી** બ્રહ્મપુત્રિ કરિ વીણુ સોહઇ
—કુશલલાભકૃત 'માધવાનલ ચોપાઇ' (ઈ સ ૧૫૬૦) કડી ૧

(૮) સરસતી સામિણ પય નમી માગુ ઉચિત પસાય,
**કાશ્મીરમુખમંડણી**, વાણી દિઇ મત્ર માય
—દેવશીલકૃત વેતાલપચીસી' (ઈ સ ૧૫૬૩), કડી ૧

આ થોડાક નમૂનાઓ છે જૂના સાહિત્યમાથી આ પ્રકારના બીજા પણ અનેક અવતરણો ટાકી શકાય એમ છે

રિલ (પૃ. ૧૬) અને જૈમિનિ (પૃ. ૧૧૧), ભર્તૃમિત્ર (પૃ. ૧૭), 'વક્રોક્તિ જીવિત'કાર (પૃ. ૨૫), નૈયાયિક ધર્મકીર્તિ (પૃ. ૪૩), માઘ (પૃ. ૫૨), 'ઉદ્‌ભટકુમારસંભવ' (પૃ. ૨૫૨),[૧૭] 'કાદમ્બરી' (પૃ. ૧૭૭), 'કુમારસંભવ' (પૃ. ૧૭૮) અને 'શકુન્તલા' (પૃ. ૧૯૫), 'ધ્વનિ'કાર (પૃ. ૨૦૦), 'કંઠાભરણ' (પૃ. ૨૧૬)[૧૮] અને 'વિદ્ધશાલભંજિકા' (પૃ. ૩૦૩)માંથી માણિક્યચન્દ્રે અવતરણો આપ્યાં છે અથવા તેઓનો ઉલ્લેખ કર્યો છે. મમ્મટે ઉદ્ધરેલાં કેટલાંક પદ્યોનાં મૂળ સ્થાન માણિક્યચન્દ્રે ખોળી કાઢ્યાં છે. આ રીતે ૧ પ્રાકૃત ગાથા આનંદવર્ધનની 'પંચબાણલીલા કથા'માંથી (પૃ. ૧૪૪) અને બીજી ગાથા 'વિષમબાણલીલા કથા'માંથી (પૃ. ૧૭૩) હોવાનું તેમણે બતાવ્યું છે. બીજાં કેટલાંક ઉદાહરણો 'પ્રતિમાનિરુદ્ધ નાટક,'[૧૯] 'વેણીસંહાર' અને 'માલતીમાધવ'માંથી (પૃ. ૨૬૪) તથા 'રાઘવાનન્દ' (પૃ. ૯૧) અને 'મહાભારત'માંથી (પૃ. ૮૬) હોવાનું તેમણે કહ્યું છે. એક શ્લોક (૪-૩૯)નો મૂળ સન્દર્ભ આ પ્રમાણે તેમણે વિગતવાર આપ્યો છે— **काश्मीरराजमातृमरणे भट्टनारायणकविकाव्यमिदम्** (પૃ. ૫૭); જોકે આ ભટ્ટ નારાયણ વિશે તથા કાશ્મીરના કયા રાજાની માતાના મરણ પ્રસંગે આ શ્લોક રચાયો એ વિશે કશું નિશ્ચિતપણે કહી શકાય એમ નથી. માણિક્યચન્દ્રે એક શ્લોક **पूज्यानामिदम्** (પૃ. ૨૦૩) એવી નોંધ સાથે ટાંક્યો છે, અને એમના ગુરુની કલમે એ રચાયો હોય એ તદ્દન શક્ય છે.

૨૫૪. આ ઉપરાંત માણિક્યચન્દ્રે નીચેના ગ્રન્થકારો અથવા ગ્રન્થોના ઉલ્લેખ ટાંક્યા છે તથા એઓના અભિપ્રાયોની સમીક્ષા કરી છે—કણાદ (પૃ. ૧૪), પ્રભાચન્દ્રકૃત 'ન્યાયકુમુદચન્દ્ર' (પૃ. ૧૪), મુકુલ (પૃ. ૧૮, ૨૨, ૨૪), અભિનવગુપ્ત (પૃ. ૨૫, ૪૮), વામન (પૃ. ૨૫, ૫૩, ૧૫૨, ૧૮૬, ૧૮૮, ૧૯૦), ભરત (પૃ. ૧૮૯, ૧૯૧, ૧૯૨), દંડી (પૃ. ૧૮૯, ૧૯૧, ૧૯૨, ૨૪૫), ભોજ (પૃ. ૧૯૨, ૧૯૫, ૨૧૯, ૩૦૪), શંકુક (પૃ. ૪૫, ૫૦), ભટ્ટ તોત (પૃ. ૪૩), લોલ્લટ (પૃ. ૫૨), ભામહ (પૃ. ૧૨૦, ૧૮૯, ૨૧૩, ૨૮૭), ઉદ્‌ભટ (પૃ. ૧૨૧, ૧૭૪, ૧૮૭, ૨૧૨, ૨૫૯, ૨૭૨, ૨૯૪),

૧૭. આ કાવ્ય પણ નાશ પામી ગયું છે. ઉદ્‌ભટના 'કાવ્યાલંકાર' ઉપરની પ્રતિહારેન્દુરાજની ટીકામાં એમાંથી અવતરણ લેવાયું છે ('પુરાતત્ત્વ,' પુ. ૧, પૃ. ૧૮૭).

૧૮. આ ગ્રન્થમાંથી માણિક્યચન્દ્રે અવતરણ આપ્યું નથી, પણ માત્ર નામથી એનો ઉલ્લેખ કર્યો છે. કદાચ એ ભોજનું 'સરસ્વતીકંઠાભરણ' હોય.

૧૯. આ લુપ્ત નાટકનો ઉલ્લેખ પણ ભરતના 'નાટ્યશાસ્ત્ર' (અ. ૧૯) ઉપરની અભિનવગુપ્તની ટીકામાં છે. ત્યાં એનું કર્તૃત્વ ભીમ નામે લેખક ઉપર આરોપેલું છે.

૨૯૮ (પૃ ૨૭૫, ૨૯૯, ૩૫૭, ૩૬૬, ૩૭૨, ૩૧૮), મંગલ (પૃ. ૧૯૦),[20] 'અલંકારસર્વસ્વ' (પૃ ૩૦૯, ૩૯૯),[21] કોહલ[22] અને 'લોચન' (પૃ ૬૫). આ સૂચિમાંની કેટલીક કૃતિઓ સૈકાઓ પહેલાં નાશ પામી ગયેલી છે અને તેથી એ ઉલ્લેખો ઐતિહાસિક તેમજ સાહિત્યિક દૃષ્ટિએ ઘણા અગત્યના છે

૨૫૫. વળી કેટલેક સ્થળે માણિક્યચન્દ્રે મમ્મટનાં વિવિધ પાઠાન્તરોના ગુણદોષોની ચર્ચા કરી છે (પૃ ૩૭, ૨૫૦), જે બતાવે છે કે 'કાવ્યપ્રકાશ'ની રચના પછી એકાદ શતાબ્દીમાં જ એની વાચનામાં વિવિધ પાઠાન્તરો ઉદ્ભવ્યાં હતાં. એક પ્રાકૃત ગાથા (**छणपाहुडिआ देअर०, ४-२१२**) ઉપર ટીકા લખતાં માણિક્યચન્દ્રે પ્રાકૃત શબ્દ **पडोहर** અથવા **पुडोहर**ના અર્થ પરત્વે ટૂંકી પણ રસપ્રદ ચર્ચા કરી છે અને એ વિશે કેટલાક અભિપ્રાયો ટાંક્યા છે, જેમાં સાતવાહનના મતનો સમાવેશ થાય છે મૂળ ગ્રન્થના નીચેના શબ્દોના વિવરણમાં માણિક્યચન્દ્રનું પાંડિત્ય જણાય છે—**अत्र शोणितशब्दस्य रुधिरलक्षणेनार्थेनोज्ज्वलीकृतरूपार्थः व्यपधीयते** (૪-૧૪૬). આ ઉપર માણિક્યચન્દ્ર લખે છે—**यद्वा काश्मीरभाषया उज्ज्वलशब्दोऽरुणार्थः** (પૃ ૧૨૪) મમ્મટ કાશ્મીરનો વતની હતો એ વાતનો આ એક વિશેષ પુરાવો છે દશમા ઉલ્લાસમાં પરિકર અલંકાર સુધી મમ્મટે 'કાવ્યપ્રકાશ' રચ્યો હતો અને બાકીનો ભાગ અલક અથવા અલટ નામે વિદ્વાને પૂરો કર્યો હતો એમ જણાવતી પરંપરાને માણિક્યચન્દ્રનું અનુમોદન મળે છે 'કાવ્યપ્રકાશ'ના છેવટના શ્લોક (**इत्येष मार्गो विदुषां विभिन्नो०**) ઉપરની ટીકામાં માણિક્યચન્દ્ર લખે છે—**अथ चायं ग्रन्थोऽन्येनाऽऽरब्धोऽपरेण समापित इति द्विखण्डोऽपि सघटनावशादखण्डायते** (પૃ

---

૨૦ વામન અને મંગલનો ઉલ્લેખ એક સાથ કરેલો છે (**गौडीयाना निर्देशो न युक्तिमान् इति वामनमंगलौ** (પૃ ૧૦૦) મંગલ આલંકારિક હતો એ જ્યાં છે મંગલનો મત રાજશેખરે 'કાવ્યમીમાંસા'માં (ત્રીજી આવૃત્તિ, પૃ ૧૧, ૧૪, ૧૬, ૨૦) તથા હેમચન્દ્રે 'કાવ્યાનુશાસન' (૪-૧) ઉપરના 'વિવેક'માં ટાંક્યો છે

૨૧ 'અલંકારસર્વસ્વ'ના આ નિર્દેશ બતાવે છે કે રુય્યક નિશ્ચિતપણે માણિક્યચન્દ્રની પહેલાં થઈ ગયો હતો

૨૨ કોહલનો નિર્દેશ 'લોચન'ની સાથ કરેલો છે (**विस्तरस्त्विच र तु कोहल लोचनप्रभृतिपु ज्ञेय** પૃ ૬૫) કોહલ ભરતના અનુયાયી હતો, અભિનવગુપ્તે એનો ઉલ્લેખ કરેલો છે એ ઉલ્લેખોના અભ્યાસ ઉપરથી અનુમાન થાય છે કે કોહલ મુખ્યત્વે ભરતને અનુસરતો હતો પણ 'નાટ્યશાસ્ત્ર'ની વર્ગીકરણની વિગતોમાં તેણે કેટલાક ઉમેરા કર્યા હતા (કૃષ્ણમાચારિયર, ઉપર્યુક્ત, પૃ ૮૨૨)

૩૦૪). આ બતાવે છે કે 'કાવ્યપ્રકાશ'ના બે લેખકો હોવા વિશેની અનુશ્રુતિ ઘણી જૂની છે, એ ગ્રન્થના સૌથી જૂના ટીકાકારોમાંથી એકને એ અનુશ્રુતિની જાણ છે, અને તેથી એ ગંભીરતાપૂર્વક વિચારવા જેવી છે. માણિક્યચન્દ્રે કેટલેક સ્થળે સંસ્કૃત શબ્દોના જૂના ગુજરાતી પર્યાયો આપ્યા છે. ઉદાહરણ તરીકે **एतन्मन्दविपक्वतिन्दुकफलं०** (૭–૧૪૩) એ શ્લોક ઉપરની ટીકામાં તેઓ લખે છે—**तिन्दुकफलं तद्यस्य टिम्बरूकमिति ख्यातिः** (પૃ. ૧૨૩). **टिम्बरूक** શબ્દ અર્વાચીન ગુજરાતીમાં 'ટિંબરુ' એવા સ્વરૂપે પ્રયોજાય છે.

## નરેન્દ્રપ્રભસૂરિકૃત 'અલંકારમહોદધિ'

૨૫૬. હવે, નરેન્દ્રપ્રભસૂરિકૃત 'અલંકારમહોદધિ' જોઇએ. એ કૃતિનું ગ્રન્થાગ્ર ૪૫૦૦ શ્લોકનુ છે. મમ્મટના 'કાવ્યપ્રકાશ'ને અનુસરીને આ ગ્રન્થની રચના પણ કારિકા અને વૃત્તિમાં થઇ છે. પણ 'કાવ્યપ્રકાશ'માં દશ ઉલ્લાસ છે, જ્યારે નરેન્દ્રપ્રભસૂરિની રચના ગુજરાતમાં એમના મહાન પુરોગામી હેમચન્દ્રના 'કાવ્યાનુશાસન'ની જેમ આઠ અધ્યાયોમાં વહેંચાયેલી છે. કારિકાઓ અનુષ્ટુપમાં છે, પણ દરેક અધ્યાયની અંતિમ કારિકા જુદા છંદમાં છે. કારિકાઓની કુલ સંખ્યા ૨૯૬ છે. ગ્રન્થનુ નામ 'અલંકારમહોદધિ' છે, એટલે એને અનુરૂપ રીતે અધ્યાયોને 'તરંગ' નામ આપેલું છે. આમ કરવામાં ગ્રન્થકાર પોતાના ગુરુ નરચન્દ્રસૂરિને અનુસર્યા જણાય છે, કેમકે નરચન્દ્રસૂરિએ સ્વરચિત 'કથારત્નાકર'નાં પ્રકરણોને 'તરંગ' નામ આપ્યું છે. ( પૅરા ૨૪૦ ).

૨૫૭. નરેન્દ્રપ્રભસૂરિ મૌલિકતાનો દાવો કરતા નથી. પ્રારંભમાં જ કહે છે કે "પૂર્વાચાર્યોએ જેનો આવિષ્કાર કર્યો ન હોય એવું કંઇ નથી. તેથી આ કૃતિ તેમનાં વચનોનો સારસંગ્રહ છે." (પૃ. ૩). વળી પ્રશસ્તિમાં (શ્લોક ૧૦) તેઓ લખે છે કે "ગુરુનાં વ્યાખ્યાનો સાંભળીને આ કૃતિ મેં કંઇક બુદ્ધિશાળી પુરુષોની ચમત્કૃતિ અર્થે તથા કંઇક મારી વ્યુત્પત્તિ અર્થે રચી છે." પણ ટૂંકામાં કહીએ તો, 'કાવ્યપ્રકાશ'ના વિષયનિરૂપણને એની શાસ્ત્રીય આયોજનાને વાંધો આવે નહિ એવી રીતે નરેન્દ્રપ્રભસૂરિએ સરલ બનાવ્યુ છે તથા વિસ્તાર્યું છે, અને આ રચનાનો એ મુખ્ય ગુણ ગણી શકાય એમ છે. કર્તાએ કેટલીક આનુષંગિક વસ્તુઓ ઉમેરી છે, જે 'કાવ્યપ્રકાશ'માં નથી; એને કારણે પણ ગ્રન્થનો વિસ્તાર વધ્યો છે. તેમણે પૂર્વકાલીન અલંકારગ્રન્થોમાંથી અથવા સર્વસામાન્ય સંસ્કૃત સાહિત્યમાંથી પુષ્કળ નવાં પદ્ય-ઉદાહરણો લીધાં છે, અને એથી પણ 'અલંકારમહોદધિ' સુવાચ્ય

બન્યો છે મમ્મટે ટાંકેલા ઉદાહરણની સંખ્યા ૬૦૩ છે, જ્યારે 'અલંકાર મહોદધિ'ના ઉદાહરણની સંખ્યા ૯૮૨ છે 'કાવ્યપ્રકાશ'ના દશ ઉલ્લાસના વિષયોને નરેન્દ્રપ્રભે, ઉપર કહ્યું તેમ, આઠ તરંગોમાં ન્યાય આપ્યો છે 'કાવ્યપ્રકાશ'ના બીજા અને ત્રીજા ઉલ્લાસમાના મુદ્દા 'અલંકારમહોદધિ'ના બીજા તરંગમાં આવી જાય છે, અને છઠ્ઠા ઉલ્લાસનું વસ્તુ 'અલંકારમહોદધિ'માંથી લગભગ ગાકાત ગખનામાં આવ્યું છે, આ રીતે 'કાવ્યપ્રકાશ'ની તુલનાએ આ ગ્રન્થમાં બે પ્રકરણ ઓછાં થઇ શક્યાં છે 'અલંકારમહોદધિ'ના કર્તા ઉપર મમ્મટની એટલી બધી અસર છે કે અનેક સ્થળે એની કારિકાઓ તથા વૃત્તિ 'કાવ્યપ્રકાશ'ના શાબ્દિક ઋણથી ભરપૂર છે (ઉદાહરણ તરીકે 'અલંકારમહોદધિ'ના પૃ ૬, ૭, ૧૪–૧૫, ૪૩, ૮૮, ૫૫–૫૬, ૫૭, ૫૮, ૧૭૩, ૧૮૦–૮૨, ૧૮૩, ૧૮૪–૮૬, ૧૯૭, ૧૯૮), પણ એ સાથે 'અલંકારમહોદધિ' ઉપર હેમચન્દ્રના 'કાવ્યાનુશાસન'નો પણ કેટલોક પ્રભાવ પડેલો છે ૧–૧૦માં કવિના સંબંધમાં 'શિક્ષા' શબ્દની સમજૂતી આપતાં નરેન્દ્રપ્રભે 'કાવ્યાનુશાસન' ઉપરના 'અલંકારચૂડામણિ'માંથી 'શિક્ષા' એટલે કે 'કવિશિક્ષા'ને લગતો આખોયે ખંડક લગભગ શબ્દશ ટાંક્યો છે વળી કવિતાની નરેન્દ્રપ્રભે આપેલી વ્યાખ્યા 'કાવ્યપ્રકાશ' કરતાં 'કાવ્યાનુશાસન'ને વધારે મળતી છે, તથા 'કાવ્યાનુશાસન' ઉપરની બે ટીકાઓ 'અલંકારચૂડામણિ' અને 'વિવેક'માંથી તેમણે કેટલાક ઉદાહરણો લીધાં જણાય છે (જેમકે–ન ૫, 'અલંકારચૂડામણિ ૨–૭૦માંથી, ન ૨૫૬, 'અલંકારચૂડામણિ' ૧–૭૧ અને 'વિવેક' ન ૪૨૫–૨૮૧માંથી) 'કાવ્યપ્રકાશ' ઉપરનો માણિક્યચન્દ્રનો 'સંકેત' નરેન્દ્રપ્રભે જોયો હોવો જોઈએ, કેમકે કાવ્યના હેતુઓ જણાવતી કારિકા ઉપરની વૃત્તિમાં (પૃ ૬) તેમણે માણિક્યચન્દ્રની જેમ (૧–૨) ભટ્ટ નાયકના 'હૃદયદર્પણ'માંથી અવતરણ આપ્યું છે ૧–૩ ઉપરની ટીકામાં માણિક્યચન્દ્રે 'કાવ્યકૌતુક'માંથી અવતરણ (**પ્રજ્ઞા નવનવોન્મેષ०**) ટાંક્યું છે એ જ અવતરણ નરેન્દ્રપ્રભે ૧–૭ ઉપરની વૃત્તિમાં પ્રતિભાની ચર્ચા કરતાં આપ્યું છે આ બધું છતાં એટલું નક્કી છે કે 'અલંકારમહોદધિ' મમ્મટના 'કાવ્યપ્રકાશ'ને ખૂબ કાળજીથી અનુસરે છે અને તે સાથે એના વિષયનિરૂપણના પૂર્તિ અને વિસ્તાર કરીને એને સરલ બનાવે છે

૨૫૮. વૃત્તિના આરંભમાં પરમ જ્યોતિની સ્તુતિ કર્યા પછી કર્તા પોતાની ગુરુપરંપરા તથા વસ્તુપાળની પ્રશસ્તિ આપે છે (શ્લોક ૧–૧૧), અને પોતાના ગુરુ નરચન્દ્રસૂરિને વસ્તુપાળે કરેલી વિનંતિને પરિણામે આ ગ્રન્થ કેવી રીતે રચ્યો એ વર્ણવે છે (શ્લોક ૧૫–૨૧) ગ્રન્થના ૧ લા તરંગનું

શીર્ષક **प्रयोजन–कारण–स्वरूप–भेदनिर्णय** છે.[૨૩] એમાં કર્તાએ કાવ્યનો હેતુ તથા કાવ્યની સર્વસામાન્ય વ્યાખ્યા આપ્યાં છે, તથા એના ત્રણ પ્રભેદો ધ્વનિ, ગુણીભૂત વ્યંગ્ય અને અવરની પણ વ્યાખ્યા આપી છે. બીજા તરંગનું નામ **शब्दवैचित्र्यवर्णन**[૨૪] છે, અને એમાં શબ્દની પણ શક્તિઓ અભિધા, લક્ષણા અને વ્યંજનાની ચર્ચા કરવામાં આવી છે. તરંગ ૨, ૧૬–૨૦માં કર્તાએ કાવ્યમાં બંધની **अर्द्धनारीश्वरस्पर्द्धी यत्र संघट्टनक्रमः** એવી વ્યાખ્યા આપી છે તથા બંધમાંથી પેદા થતી શોભાને કાવ્યમાં એક મહત્ત્વની વસ્તુ તરીકે વર્ણવી છે. ત્રીજા તરંગનું નામ **ध्वनिनिर्णय**[૨૫] છે. અભિધા અને લક્ષણાની ચર્ચા કર્યા પછી લેખક વ્યંજના અથવા ધ્વનિ તરફ વળે છે. ધ્વનિ કેવી રીતે પેદા થાય છે એના નિરૂપણમાં તેઓ 'કાવ્યપ્રકાશ'ને અનુસરે છે, પણ એની ઉત્પત્તિમાં જુદા જુદા સંયોગો કેવી રીતે કારણભૂત થાય છે એ બતાવવા માટે તેમણે સંખ્યાબંધ નવાં ઉદાહરણો આપ્યાં છે (પૃ. ૪૯–૫૩). રસના સિદ્ધાન્તને લગતો ભાગ 'કાવ્યપ્રકાશ'ના ચોથા ઉલ્લાસમાંથી લેવામાં આવ્યો છે; જો કે નવ રસની ચર્ચામાં (૩. ૧૩–૨૫) નરેન્દ્રપ્રભનું નિરૂપણ ઉદાહરણો અને બીજી આનુષંગિક બાબતોમાં પ્રમાણમાં વિસ્તૃત છે. નરેન્દ્રપ્રભે ધ્વનિના ૩૯ વિભાગ પાડ્યા છે (૩–૬૩), અને પછી સંકર અને સંસૃષ્ટિથી એ સંખ્યા ૬૧૨૩ સુધી વધારી છે (૩–૬૪), જ્યારે 'કાવ્યપ્રકાશ' (૪–૪૪) એ પ્રભેદોની સંખ્યા ૧૦૪૪૫ આપે છે. આ તરંગને અન્તે કર્તા કહે છે કે ધ્વનિ કાવ્યનો આત્મા છે, અને તે **अलंकार्य** હોઈને **अलंकार** બની શકે નહિ; અને તેથી કેટલાક આલંકારિકો કહે છે તેમ 'રસવત્'ને અલંકાર ગણી શકાય નહિ.

૨૫૯. **गुणीभूतव्यंग्यप्रदर्शन**[૨૬] નામે ચોથો તરંગ ધ્વનિના ગૌણ પ્રકારોની ચર્ચા કરે છે. **दोषव्यावर्णन**[૨૭] નામે પાંચમો તરંગ કાવ્યના દોષો લંબાણથી ગણાવે છે. આ તરંગમાં સંખ્યાબંધ કારિકાઓ અને તેની વૃત્તિ ઉપર મમ્મટની શાબ્દિક અસર પણ પુષ્કળ જણાય છે, અને કેટલેક સ્થળે તો આખી કંડિકાઓ 'કાવ્યપ્રકાશ'માંથી લેવામાં આવી છે. છઠ્ઠા તરંગ-

૨૩. સરખાવો કાવ્ય, ઉલ્લાસ ૧. प्रयोजन–कारण–स्वरूपविशेषनिर्णय.

૨૪. સર૦ એ જ, ઉલ્લાસ ૨. शब्दनिर्णय.

૨૫. સર૦ એ જ, ઉલ્લાસ ૩–૪. अर्थव्यञ्जकतानिर्णय અને ध्वनिनिर्णय.

૨૬. સર૦ એ જ, ઉલ્લાસ ૫. ध्वनि–गुणीभूतव्यंग्य–सङ्कीर्ण–भेदनिर्णय

૨૭. સર૦ એ જ, ઉલ્લાસ ૭. दोषदर्शन.

નુ નામ **गुणनिर्णय**[૨૮] છે, અને તેમા માધુર્ય, ઓજસ અને પ્રસાદ એ ત્રણ કાવ્યગુણોની ચર્ચા કરી છે કર્તા એક દરે મમ્મટને અનુસરે છે, પણ એનુ નિરૂપણ નવુ નિગતવાર, પ્રવાહી અને સરલ છે **शब्दालकारवर्णन** નામે નવમો તરગ[૨૯] શબ્દાલકારોની વાત કરે છે સામાન્ય રીતે મમ્મટને અનુસરતા છતા કર્તાએ નવુ પેટાવિભાગો અને ગમ્યાગંધ નવા ઉદાહરણ આપ્યા છે આમા તરગનુ નામ **अर्थालकारवर્णन**[૩૦] છે, અને એમા અર્થાલકારોની ચર્ચા કરેલી છે આમા નરેન્દ્રપ્રભે કુલ ૭૦ અલકારોની ચર્ચા કરી છે, જ્યારે મમ્મટે ૬૧ અલકારોની અને હેમચન્દ્રે ૩૧ સૂત્રોમા ૨૮ અલકારોની વાત કરી છે સાધારણ રીતે મમ્મટને અનુસરતા પણ આપણા લેખકે અર્થાલકારોનો અનુક્રમ જુદી રીતે ગોઠવ્યો છે, અને ઉપમાને બદલે અતિશયોક્તિથી આરભ કર્યો છે મમ્મટમા નથી એવા નીચે પ્રમાણેના નવ અર્થાલકારોની તેમણે ચર્ચા કરી છે તથા ઉદાહરણ આપ્યા છે ઉલ્લેખ, પરિણામ, વિકલ્પ, અર્થાપત્તિ, વિચિત્ર, રસવત્, પ્રેય, ઊર્જસ્વી, અને સમાહિત (સમાધિથી ભિન્ન) રસવત્ આદિ અલકારો સૈદ્ધાન્તિક દૃષ્ટિએ લેખકને સ્વીકાર્ય નથી, તોપણ બીજા કેટલાક આલકારિકોએ તેનો સ્વીકાર કરેલો હોઈ આ સર્વ ગ્રાહી નિરૂપણમા એઓનો સમાવેશ કરવામા આવ્યો છે[૩૧] સરલ અને શાસ્ત્રીય રીતે અલકારોની વ્યાખ્યા આપીને, વ્યવસ્થિત રીતે એના પેટા વિભાગો પાડીને તથા પુષ્કળ ઉદાહરણો દ્વારા એ સમજાવીને કર્તાએ પોતાના ગ્રન્થને શાસ્ત્રીય ઉપરાંત રસપ્રદ પણ બનાવ્યો છે અને વિના અતિશયોક્તિએ એમ કહી શકાય કે હેમચન્દ્ર અને એ વાગ્ભટ પછી જૈન લેખકોએ રચેલા સૌથી નોંધપાત્ર અલકાર ગ્રન્થોમા અલકારમહોદધિનુ સ્થાન છે

૨૬૦. નરેન્દ્રપ્રભસૂરિએ કરેલુ વિષયનિરૂપણ, મમ્મટની સિદ્ધાન્ત-ચર્ચામા તેમણે કરેલા આનુષગિક ઉમેરા તથા તેમણે ટાંકેલા પ્રમાણો,

---

૨૮ સર૦ અ જ ઉલ્લાસ ૮ गुणालकारभेदनियतगुणनिर्णय

૨ સર૦ અ જ ઉલ્લાસ ૮ शब्दालकारनिर्णय

૩૦ સર૦ એ જ ઉલ્લાસ ૧૦ अर्थालकारनिर्णय

૩૧ रसादय पूर्वप्रतिपादितरूपा सर्वेऽप्यन्त यत्र क्वचिदात्मान गुणीकृत्यापरस्य रसादेर्वाङ्गतामवयवता धारयन्ति तस्मिन् विषये इमे रसवत्-प्रेय-ऊर्जस्वि-समाहितादिनामानोऽलङ्कारा कैश्चिदलङ्कारकारैरङ्गीकृता अङ्गीकृता । ५ ३२८

અહી નોંધવુ જોઈએ કે ગુણીભૂત વ્યગ્યની ચર્ચા કરતા મમ્મટે રસવત્ આદિ અલકારોનો ઉલ્લેખ કર્યો છે (કા પ્ર ૫ ૨ ઉપરની વૃત્તિ)

આધારો અને ઉદાહરણો એમની વિદ્વત્તા અને બહુશ્રુતતાની પ્રતીતિ કરાવે છે. નીચેના ગ્રન્થો કે ગ્રન્થકારોના આધારો તેમણે ટાંકયા છે—'હૃદયદર્પણ' (પૃ. ૧૫) અને તેનો કર્તા ભટ્ટ નાયક (પૃ. ૫૭), 'વાકયપદીય' (પૃ. ૧૫) અને 'મહાભાષ્ય' (પૃ. ૧૫–૧૬), મુકુલ (પૃ. ૩૬), કય્યટ (પૃ. ૪૪), ભરત અને એના ટીકાકાર (પૃ. ૫૫), લોલ્લટ (પૃ. ૫૬), શંકુક (પૃ. ૫૬), અભિનવગુપ્ત (પૃ. ૫૮), હેમચન્દ્રનું વ્યાકરણ—જો કે એનો નિર્દેશ નામ દઇને નહિ પણ મોઘમ કર્યો છે (પૃ. ૧૬૬, ૨૩૮, ૩૧૫, ૩૩૨), 'ધ્વનિ'-કાર (પૃ. ૧૮૨, ૧૮૩), વામન (પૃ. ૧૯૦), અને કુન્તક (પૃ. ૨૦૧) જેનું નામ મુદ્રિત ગ્રન્થમાં 'કુન્(ત્ત)ક' એવું છપાયું છે. નીચેના ગ્રન્થો કે ગ્રન્થ-કારોના માત્ર ઉલ્લેખો કરેલા છે—કાલિદાસ (પૃ. ૬), ભરત, ચાણકય, વાત્સ્યાયન, 'શકુન્તલા' અને 'કાદંબરી' (પૃ. ૮), આનંદવર્ધન (પૃ. ૧૧), કણાદ (પૃ. ૧૫), 'કુમારસંભવ' (પૃ. ૧૮૦), 'વેણીસંહાર' (પૃ. ૧૮૦), 'વીરચરિત' (પૃ. ૧૮૧), 'હયગ્રીવવધ' (પૃ. ૧૮૧), 'શિશુપાલવધ' (પૃ. ૧૮૧), 'રત્નાવલિ' (પૃ. ૧૮૧), 'અર્જુનચરિત' (પૃ. ૧૮૩), 'નાગાનન્દ' (પૃ. ૧૮૩) અને 'હર્ષચરિત' (પૃ. ૨૫૦, ૩૦૪).

### કવિશિક્ષાના સાહિત્યનો વિકાસ

**૨૬૧.** અમરચન્દ્રસૂરિકૃત 'કાવ્યકલ્પલતા' તથા એ ઉપરની બે સ્વોપજ્ઞ વૃત્તિઓ—'કવિશિક્ષા' અને 'પરિમલ'—કવિશિક્ષા અર્થાત્ 'કવિઓની તાલીમ'ને લગતી નોંધપાત્ર કૃતિ છે અને ઊગતા કવિઓ કે કવિપદેચ્છુઓ માટેના પાઠયગ્રન્થ તરીકે એની રચના થઈ હતી. 'કવિશિક્ષા' ટીકા વધારે પદ્ધતિસર અને વ્યવસ્થિત હોઈ 'કાવ્યકલ્પલતા' સાથે તે એક કરતાં વધુ વાર છપાઈ ગઈ છે, તેથી આપણે તેનું અવલોકન પહેલાં કરીશું અને 'પરિમલ' પછી જોઈશું. પણ ત્યારપહેલાં કવિશિક્ષાના સાહિત્યના વિકાસનું ઐતિહાસિક દૃષ્ટિએ વિહંગાવલોકન કરવું જોઈએ. એ વિષયને લગતા "આ ગ્રન્થોનો ઉદ્દેશ સૈદ્ધાન્તિક ચર્ચાઓ અને વ્યાખ્યાઓ સહિત અલંકાર-શાસ્ત્રના પરંપરાગત મુદ્દાઓ ચર્ચવાનો નથી, પણ કવિને મુખ્યત્વે એના લેખનકાર્યમાં માર્ગદર્શન આપવા માટે એઓની રચના થયેલી છે; એ ગ્રન્થોનો આશય જ 'કવિશિક્ષા'નો અર્થાત્ ઊગતા કવિઓને એમની કલાના વિકાસ અર્થે સૂચનો આપવાનો છે........સર્વમાન્ય સાહિત્યશાસ્ત્રના પ્રાચીન તેમજ અર્વાચીન લેખકોએ પ્રસંગોપાત્ત કવિઓની તાલીમના વિષયનો, બેશક, સ્પર્શ કર્યો છે; અને આ જ વસ્તુ સમય જતાં સ્વતંત્ર અધ્યયનને પાત્ર બની હોય અને આ પ્રકારની સગવડભરી પુસ્તિકાઓની સંખ્યા એ

રીતે નથી હોય એ અશક્ય નથી જો કે એવી રચનાઓના પ્રમાણમાં અર્વાચીન નમૂનાઓ આપણને મળે છે ³²ડૉ યાકોબીના મત પ્રમાણે, કવિતાની કલા પરત્વે સલાહ સૂચનો આપવા તથા કવિના માર્ગદર્શન માટે વ્યવહારુ સૂચનો આપવા—એથી આગળ ભારતમાં કાવ્યશાસ્ત્ર, એના આરંભકાળે, જતુ નહોતુ, પાછળના સાહિત્યમાં જ્યારે એ સાથે સબધ ધરાવતા સૈદ્ધાન્તિક પ્રશ્નો મહત્ત્વનુ સ્થાન પામવા લાગ્યા ત્યારે એ મૂળ વસ્તુ એક અલગ અધ્યયનને પાત્ર વિષય બની ³³ કવિની બહુશ્રુત મર્મકારિતા તથા એની વ્યવહારુ તાલીમ એ બન્નેય પ્રાચીન ભારતમાં બહુ મહત્ત્વના ગણાતા હતા, અને સહૃદયને કવિ પ્રસન્ન કરી શકે ત્યારપહેલાં એને વિદ્યાના અનેક ક્ષેત્રોમાં લાબા સમય સુધી શ્રમ કરવો પડતો હતો કવિની વ્યવહારુ તાલીમના મહત્ત્વનો ખ્યાલ ભામહને હોય ,એમ જણાય છે, પણ આ વિષયનુ એનુ વિવેચન વામનની તુલનાએ સંક્ષિપ્ત છે આ વિષયની પહેલી વાર વિગતવાર ચર્ચા કરનાર લેખક વામન છે કુદરતી બક્ષિસ ('સત્કવિત્વ', ભામહ ૧–૪) અથવા 'પ્રતિભા'નો અસ્વીકાર નહિ કરવા છતાં જૂના અને નવા તમામ લેખકોએ અભ્યાસ અને અનુભવ ઉપર ભાર મૂક્યો છે, અનેક શાસ્ત્રો અને કલાઓમાં કવિ પ્રવીણ હોય એવી અપેક્ષા રખાતામાં આવે છે, એ શાસ્ત્રો અને કલાઓની લાંબી સૂચિ અપાય છે આની સૌથી પહેલી સૂચિ ભામહે (૧–૯) આપી છે, જેમાં વ્યાકરણ, છદ શાસ્ત્ર, કોશ, ઇતિહાસ પુરાણ સબધી કથાઓ, લોકવૃત્ત, તર્ક અને લલિત કલાઓને કાવ્યરચનામાં ઉપયોગી ગણાવ્યા છે દંડી (૧–૧૮) આપેલી સૂચિ સાથે આ મળતુ આવે છે વામન (૧ ૩ ૧–૨૦) આ મુદ્દાની વધારે વિગતવાર ચર્ચા કરે છે તથા વ્યાકરણ, કોશ, છદ શાસ્ત્ર, કલાઓ, કામશાસ્ત્ર, રાજનીતિ, અને સૌથી વધારે તો લોકવૃત્તનો કવિ જાણકાર હોવો જોઇએ એમ કહે છે ³⁴ રાજશેખરકૃત 'કાવ્યમીમાંસા'માં (ઈ સ ૯૦૦ આસપાસ) કવિશિક્ષા અને સર્વસામાન્ય સાહિત્યશાસ્ત્રના વિષયોનુ મિશ્રણ કરી દીધલુ છે, અને એ સાથે ખાસ સબંધ નહિ ધરાવતી એવી વિવિધ બાબતોની પણ લબાણથી વાત કરી છે એમાં ભૂગોળ, કવિસમય, ઋતુવર્ણન, કવિગોષ્ઠિ આદિ વિષયોનો પણ ઊગતા કવિઓ માટે ઉપયોગી ગણીને સમાવેશ કરેલો છે

૩૨ દે ઉપર્યુક્ત પુ ૨ પૃ ૩૫૬ ૫૭
૩૩ એ જ પૃ ૪૩
૩૪ એ જ, પૃ ૫૪

૨૬૨. આ દૃષ્ટિએ કાશ્મીરી લેખક ક્ષેમેન્દ્રની (ઈ. સ. ના ૧૧ મા સૈકા) બે કૃતિઓ—'ઔચિત્યવિચારચર્ચા' અને 'કવિકંઠાભરણ' નોંધપાત્ર છે, કેમકે તે બન્નેય નવા કવિઓને માર્ગદર્શન આપવાની દૃષ્ટિએ રચાયેલી જણાય છે; આમ છતાં એ બે કવિશિક્ષાને લગતા સંપૂર્ણ ગ્રન્થો નથી, પણ એ સાથે સંબંધ ધરાવતા કેટલાક વ્યવહારુ પ્રશ્નો જ ચર્ચતા હોઈ અગત્યના છે. ત્રણ પ્રસિદ્ધ જૈન આલંકારિકો—હેમચન્દ્ર અને બે વાગ્ભટનો આશય યોગ્ય પાઠ્યગ્રન્થો આપવાનો હતો, અને તેથી સામાન્ય સિદ્ધાન્તોની ચર્ચા કરવા સાથે કાવ્યરચનાના પ્રત્યક્ષ કાર્યમાં સહાયભૂત થાય એવી બાબતો વિશે પણ તેમણે કેટલુંક લખ્યું છે. અહીં નોંધવું રસપ્રદ થશે કે હેમચન્દ્રે તેમજ બીજા વાગ્ભટે ક્ષેમેન્દ્ર અને રાજશેખરમાંથી ઠીક ઠીક પ્રમાણમાં વસ્તુ લીધી છે.[૩૫] રીતસરનો કવિશિક્ષાને લગતો ઉપલબ્ધ પહેલો ગ્રન્થ પણ ગુજરાતના એક જૈન લેખકની કલમમાંથી મળે છે. એ ગ્રન્થનું નામ જ 'કવિશિક્ષા' છે, અને એના કર્તાનું નામ જયમંગલ આચાર્ય છે. એની ઘણી જૂની તાડપત્રીય હસ્તપ્રત ખંભાતના જૈન ભંડારમાં સચવાયેલી છે.[૩૬] એમાં અણહિલવાડ પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહની પ્રશંસાનો એક શ્લોક છે તેથી કર્તા એ રાજાના સમકાલીન હોવાનું અનુમાન થાય છે; ઈસવી સનની બારમી સદીના પૂર્વાર્ધમાં તેઓ વિદ્યમાન હોવા જોઈએ. અમરચન્દ્રકૃત 'કાવ્યકલ્પલતા' એ પછી લગભગ એક શતાબ્દી બાદ આવે છે. વિનયચન્દ્રકૃત 'કવિશિક્ષા' એ જ વિષય ઉપરનો વિસ્તૃત ગ્રન્થ છે; ઇતિહાસ, ભૂગોળ તથા મધ્યકાલીન ભારતમાં સાહિત્યિક પરિસ્થિતિ વિશે ઘણી રસિક માહિતી એમાંથી મળતી હોઈ એ અગત્યનો છે. વિનયચન્દ્રની કૃતિની એક તાડપત્રીય હસ્તપ્રત પાટણના જૈન ભંડારમાં મોજૂદ છે.[૩૭] આ લેખકને અનુમાને ઇસવી સનની તેરમી સદીના પૂર્વાર્ધમાં મૂકવામાં આવ્યા છે.[૩૮] ગમે તેમ પણ તેઓ ઇ. સ.ની બારમી સદીના પ્રારંભકાળ પહેલાં થયેલા નથી, કેમકે તેમણે કાશ્મીરી બિહ્લણ કવિનો ઉલ્લેખ કરેલો છે.[૩૯]

**અમરચન્દ્રકૃત 'કાવ્યકલ્પલતા' તથા તે ઉપરની ટીકા 'કવિશિક્ષા'**

૨૬૩. આમ અમરચન્દ્રકૃત 'કાવ્યકલ્પલતા' એ કવિશિક્ષાના વિષયની

---

૩૫. એ જ, પૃ. ૩૬૬

૩૬. પિટર્સન, રિપોર્ટ ૧, પૃ. ૭૮-૮૦

૩૭. પાભંસૂ, પૃ. ૪૬-૫૦

૩૮. અમ, પ્રસ્તાવના, પૃ. ૧૮

૩૯. પાભંસૂ, પૃ. ૪૬

સૌથી જૂની ઉપલબ્ધ કૃતિઓમાંની એક છે તથા એની પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા જોતાં કાવ્યકલાના વ્યવહારુ અંગ વિશેના સૌથી પ્રમાણભૂત અને માહિતીપૂર્ણ સંસ્કૃત ગ્રન્થ તરીકે એને સહેલાઈથી ગણી શકાય એમ છે 'કાવ્યકલ્પલતા' કારિકાઓમાં છે, અને કાશી સંસ્કૃત સિરીઝની મુદ્રિત આવૃત્તિમાં એ કારિકાઓની સંખ્યા ૮૯૯ છે 'કવિશિક્ષા' વૃત્તિ આ કારિકાઓ ઉપરની મૂળને સંગાસંગ વફાદાર રહીને ચાલની ટીકા છે આથી ઊલટું, 'પરિમલ' મૂળ કારિકાઓના વિષયોની સ્વતંત્ર, રસાળતી સમજૂતી છે 'કવિશિક્ષા' વૃત્તિનું ગ્રન્થાગ્ર ૩૩૫૭ શ્લોક છે[40] 'કાવ્યકલ્પલતા' તથા તેની આ વૃત્તિમાં નિરૂપેલા વિષયોના સાર ઉપરથી કવિશિક્ષાને લગતા ગ્રન્થોની ક્ષેત્રમર્યાદા તથા એઓનો પ્રકાર ધ્યાનમાં આવશે

૨૬૪. 'કાવ્યકલ્પલતા' ચાર પ્રતાનોમાં વહેંચાયેલો છે છંદસિદ્ધિ, શબ્દસિદ્ધિ, શ્લેષસિદ્ધિ, અને અર્થસિદ્ધિ[41] આ પ્રતાન પાછા સ્તબકોમાં વહેંચાયેલા છે 'છંદસિદ્ધિપ્રતાન'નો (૧) પહેલો સ્તબક અનુષ્ટુપ્-શાસન છે સંસ્કૃત કવિતામાં અનુષ્ટુપ્ એ સૌથી લોકપ્રિય છંદ હોઈને કર્તાએ એ છંદમાં રચના માટેનાં વ્યવહારુ સૂચનો આપ્યાં છે અનુષ્ટુપ્ છંદમાં બંધ બેસે એવા સુયોગ્ય શબ્દો તેમણે આપ્યા છે તથા અક્ષરો અને માત્રાઓની ગણનાની પદ્ધતિ સમજાવી છે (૨) બીજા સ્તબકનું નામ છંદોભ્યાસ છે એક ચરણમાં ૮ થી માંડી ૨૧ અક્ષર આવતા હોય એવા મુખ્ય છંદોની તથા આર્યાની લાક્ષણિકતાઓ એમાં બતાવી છે છંદોરચનામાં પ્રવીણતા મેળવવા માટે કર્તાએ વાર્તાકથન, અને નગરવર્ણન, દૈનિક કાર્યો, લોકવૃત્ત આદિના વર્ણનથી હથોટી પ્રાપ્ત કરવા સૂચવ્યું છે, જેને પરિણામે કવિની દૃષ્ટિમાં ઊંડાણ આવે તથા એનો વિસ્તાર વધે પોતાના અથવા બીજા કવિના વિચારો એક અથવા વધુ છંદોમાં ગોઠવવાનું તથા એક છંદનું બીજા

---

૪૦ જિરકો પૃ ૮૮

૪૧ ગ્રન્થવિભાગોને અંતે નિપુણતાસૂચક સિદ્ધિ શબ્દ છે એ નોંધપાત્ર છે કેમકે મહાન વિદ્વાન અકલંક (ઈ સ ૬૪૮ આસપાસ)ના 'સિદ્ધિવિનિશ્ચય' ગ્રન્થના તમામ પ્રકરણોના નામને અંતે સિદ્ધિ શબ્દ આવે છે તથા બ્રહ્મસિદ્ધિ ઇષ્ટસિદ્ધિ અદ્વૈતસિદ્ધિ આદિ વેદાન્તના પ્રસિદ્ધ ગ્રન્થો છે ઉદયપ્રભસૂરિકૃત એક જ્યોતિષગ્રન્થનું નામ આરંભસિદ્ધિ છે (પેરા ૧૧૬ અને ૩૦૧) આમ કાવ્યકલ્પલતાના પ્રકરણોનાં નામ સૂચક છે કેમકે વિદ્વત્તા તેમજ આધ્યાત્મિક વિકાસની બાબતોમાં ઉત્કૃષ્ટ સિદ્ધિની આશા ઉપર ભાર મૂકતી વિદ્યાવિષયક તેમજ દાર્શનિક પરંપરાનું એ પરિણામ છે

છંદમાં પરિવર્તન કરવાનાં પણ તેમણે સૂચવ્યું છે કર્તાએ આના ઉદાહરણ પણ આપ્યાં છે અને એ રીતે વિદ્યાર્થી આગળ આ વિષય સ્ફુટ કર્યો છે અમુક છંદોમાં રચના કરવાનું વિદ્યાર્થીને આવડી જાય પછી છંદોના 'મર્મ' જાણી લેવાની એને સૂચના આપેલી છે (કારિકા ૭૧), અને એ રીતે બીજા છંદોમાં પણ પ્રવીણતા પ્રાપ્ત કરવાનું તેને કહેવામાં આવ્યું છે આમ, ઉદાહરણ તરીકે, ભદ્રિકા છંદને અંતે એક લઘુ અને એક ગુરુ અક્ષર ઉમેરવાથી રથોદ્ધતા અને એક ગુરુ અક્ષર ઉમેરવાથી લલિતા છંદ થાય છે, વંશસ્થના સાતમા અક્ષર પછી એક લઘુ ઉમેરવાથી મંજુલભાષિણી થાય છે, ઇત્યાદિ (પૃ ૧૧) આ પ્રમાણે થોડાક છંદો જાણીને ઊગતો કવિ બધાયે મુખ્ય છંદોમાં પ્રવીણતા મેળવી શકે છે આ સ્તબકને અંતે છંદમાં યતિના સ્થાન પરત્વે કર્તાએ કેટલુંક વિવેચન કર્યું છે (૩) 'છંદપૂરણ' માટેના 'સામાન્ય શબ્દો' વિશે ત્રીજા સ્તબકમાં માહિતી છે, આવા શબ્દો મુખ્યત્વે શીઘ્ર કવિત્વમાં ઉપયોગી થતા અનુષ્ટુપ અને બીજા છંદોના આરંભે તેમજ અંતે મૂકી શકાય એવા એકથી ચાર અક્ષરના શબ્દોની સૂચિ કર્તાએ અહીં આપી છે અનુષ્ટુપના બન્ને ચરણોમાં આ છંદપૂરણ શી રીતે થાય એનાં ઉદાહરણ તેમણે આપ્યાં છે તથા એ રીતે બીજા મુખ્ય છંદોના પણ દાખલા આપ્યા છે (૪) ચોથા સ્તબકનું નામ વાદશિક્ષા[૪૨] છે કર્તા વાદની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે—

वादोऽनुप्रासयुक्तोक्ति स्वोत्कर्ष परगर्हणा ।
कुलशास्त्रादिसंपश्न स्वशास्त्राध्ययनप्रथा ॥   (કારિકા ૪૪)

અર્થાત્ અનુપ્રાસયુક્ત, ઉક્તિ જેમાં પોતાની પ્રશંસા અને વિરોધીની નિન્દા હોય, વળી (વિરોધીના) કુલ અને શાસ્ત્રાધ્યયન પરત્વે પ્રશ્ન હોય અને પોતાના શાસ્ત્રાધ્યયનની વડાઈ હોય તે વાદ આ વ્યાખ્યામાં સૂચવેલા તમામ મુદ્દાઓના યોગ્ય ઉદાહરણ ટીકામાં (પૃ ૨૧–૨૪) આપેલાં છે અને અનુપ્રાસમાં ઉપયોગી થાય એવા શબ્દોની પણ એક સૂચિ આપી છે (પૃ ૨૦–૨૧) પ્રાચીન અને મધ્યકાલીન ભારતમાં રાજાઓ અને મંત્રીઓની

૪૨ પ્રાચીન ભારતમાં વાદ એ તમામ શાસ્ત્રો માટે સર્વસામાન્ય અગત્યનો વિષય હતો અને તેથી વાદ વિશે સ્વતંત્ર રચનાઓ થઈ છે બૌદ્ધ વિદ્વાન વસુબંધુએ વાદવિધિ નામે ગ્રન્થ રચ્યો હતો જે અત્યાર માત્ર તિબેટન અનુવાદમાં ઉપલબ્ધ છે (વિન્ટરનિસ ગ્રન્થ ૨ પૃ ૬૩૨, સન્મતિતર્ક પ્રસ્તાવના પૃ ૭૬) વળી સિદ્ધસેન દિવાકર એક વાદોપનિષદ્દ્વાત્રિંશિકા રચી છે જે ઉપલબ્ધ એક વિંશતિ દ્વાત્રિંશિકા માં સાતમી છે

સભામા કવિઓ અને પડિતો પરસ્પરની કેવી રીતે સ્પર્ધા કરતા તેનો ખ્યાલ આ ઉદાહરણો ઉપરથી આવે છે આ સ્તબકનુ નામ 'નાદશિક્ષા' સૂચવે છે કે પ્રાચીન સાહિત્યમા જેના અનેક કથારૂપ તથા ઐતિહાસિક વૃત્તાન્ત મળે છે એ નાદ વિશે તમામ પ્રકારની માહિતી આપવાનો એનો ઉદ્દેશ છે (૫) પાચમા સ્તબકનુ નામ વર્ણ્યસ્થિતિ છે, કવિઓએ વર્ણન કરવા યોગ્ય વિષ યોની એમા યાદી આપેલી છે, જેમકે–રાજા, મત્રી, પુરોહિત, રાણીઓ, રાજકુમાર, સેનાપતિ, દેશ, ગ્રામ, નગર, સરોવર, સમુદ્ર, નદીઓ, ઉદ્યાનો, વન, આશ્રમ, રાજદ્વાર મત્રણા, દૂત, યુદ્ધ, કૂચ, મૃગયા, અશ્વ, હસ્તી, સૂર્યોદય અને ચન્દ્રોદય, લગ્ન, વિરહ, પુષ્પાવચય, જલક્રીડા, સુરતક્રીડા, ઇત્યાદિ (કારિકા ૪૫) માત્ર આ યાદી આપીને સતોષ નહિ પામતા આ બધા વિષયો કેવી રીતે વર્ણવાય એના સૂચનો પણ કર્તાએ આપ્યા છે, કેમકે આ ગ્રન્થને સિદ્ધાન્ત કરતા વ્યવહારમા એના વિનિયોગ સાથે વધુ સબધ છે મત્રી વિશે કર્તાએ કહ્યુ છે—

**आन्वीक्षिकीत्रयीवार्तादण्डनीतिकृतश्रम ।**
**क्रमागतो वणिक्पुत्रो भवेद्राज्यविवृद्धये ॥** (કારિકા ૫૫)

મધ્યકાલીન ગુજરાતમા વણિકો મહત્ત્વના રાજકીય હોદ્દા ઉપર કામ કરતા તથા કર્તાનો પોતાનો આશ્રયદાતા વસ્તુપાળ વણિક હતો એ જોતા અહીં મત્રીને 'વણિકપુત્ર' તરીકે વર્ણવ્યો છે એ રસપ્રદ છે

આ પછી સસ્કૃત સાહિત્યમા પળાતા કવિસમયોની એક સૂચિ વિદ્યાર્થીઓના માર્ગદર્શન માટે કર્તાએ આપી છે

**૨૬૫.** 'કાવ્યકલ્પલતા'નો શબ્દસિદ્ધિ પ્રતાન ચાર સ્તબકોમા વહેચાયેલો છે (૧) પહેલો સ્તબક રૂઢ, યૌગિક અને મિશ્ર શબ્દોની સમજૂતી આપે છે, તથા સાહિત્યમા પ્રસિદ્ધ હોય એવા શબ્દો જ કવિતામા પ્રયોજી શકાય એમ બતાવવા માટે પુષ્કળ ઉદાહરણો આપે છે (૨) બીજો સ્તબક સામાન્ય રીતે કવિતામા વર્ણવાતા પદાર્થો કે વ્યક્તિઓના—પછી તે સાચા હોય કે કાલ્પનિક—યૌગિક પર્યાયો આપે છે, અને વાચકને સૂચવે છે કે કાવ્યરચનામા સક્ષેપ કે વિસ્તાર કરવો હોય તે અનુસાર એમાથી શબ્દો પસદ કરવા (કારિકા ૭૦) (૩) અનુપ્રાસની યોજનામા ઉપયોગી થાય એવા શબ્દોની એક લાબી યાદી ત્રીજા સ્તબકમા આપેલી છે વળી અનુપ્રાસ અને યમકથી પૂર્ણ કવિતાની રચનામા કામ આવે એ માટે બીજી એક સૂચિ પણ કર્તાએ આપી છે, અને તેમા જેને અતે 'ક થી 'મ સુધીના વ્યજનો આવતા હોય એવા શબ્દોનો

સંગ્રહ કર્યો છે (૪) ચોથા સ્તબકમાં અભિધા, લક્ષણા અને વ્યંજનાની સમજણ સમજૂતી છે પછી કાવ્યરચનામાં ઉપયોગી થાય એવા લાક્ષણિક શબ્દોની સૂચિ કર્તાએ આપી છે (કારિકા ૧૮૩–૨૦૬), અને એવા શબ્દો ઉપમાન તથા ઉપમેય તરીકે કેવી રીતે પ્રયોજી શકાય એ બતાવ્યું છે અમરચન્દ્રથી ઘણા સમય પૂર્વે જેની પ્રતિષ્ઠા સ્થપાઈ ચૂકી હતી એ ધ્વનિ-સંપ્રદાયની સ્પષ્ટ અસર આ સ્તબકમાં દેખાય છે

૨૬૬. ત્રીજો પ્રતાન શ્લેષસિદ્ધિ શ્લેષની ચર્ચા કરે છે, કેમકે સંસ્કૃત કવિતામાં એનું સ્થાન નોંધપાત્ર હતું એ પ્રતાન પણ ચાર સ્તબકોમાં વહેંચાયેલો છે (૧) કવિતામાં પ્રયોજેલા શબ્દોને વાચન કે પઠનમાં જુદી જુદી રીતે વહેંચીને એનો જુદો જુદો અર્થ કરી શકાય એ પ્રકારની રચના કેવી રીતે થાય એની ચર્ચા 'શ્લેષ વ્યુત્પાદન' નામે પહેલા સ્તબકમાં છે શ્લેષના પ્રયોગમાં ઉપયોગી થાય એવા શબ્દોની યાદી પણ અહીં આપેલી છે (૨) 'સર્વવર્ણન' નામે બીજા સ્તબકમાં એક વસ્તુનું વર્ણન કરતાં, શ્લેષની સહાયથી, બીજી વસ્તુના ગુણ કે સ્થિતિ સૂચિત થાય એ બતાવ્યું છે, જેમકે પશુપાદિકનું વર્ણન કરતાં તેના અંગ ઉપાંગના નામનો શ્લેષ થાય છે જેમકે- **उच्चैरङ्गमनोहर**, નાટકની જેમ, **साक्षादधिकविग्रह**, દૈત્યની જેમ, **कुबेरस्थितिमयुत**, કૈલાસ પર્વતની જેમ **बहुकुन्तलसद्युति**, યોદ્ધાની જેમ ઇત્યાદિ (૩) 'ઉદ્દિષ્ટવર્ણન' નામે ત્રીજા સ્તબકમાં, જેના તદ્દન વિભિન્ન અર્થો થાય એવા અનેકાર્થ શબ્દોના પ્રયોગથી થતા શ્લેષની રચના સમજાવી છે (૪) 'અદ્ભુતવિધિ' નામે ચોથા સ્તબકમાં વર્ણ, ભાષા, લિંગ, પદ, પ્રકૃતિ અને પ્રત્યય તથા વચન અને વિભક્તિ વડે થતા આઠ પ્રકારના શ્લેષના ઉદાહરણ આપ્યાં છે યમકરચનાના ઉપાય બતાવ્યા છે, તથા વિરોધાભાસ, પ્રશ્નોત્તર અને પુનરુક્તવદાભાસ અલંકારોના ઉદાહરણ આપ્યાં છે (૫) પાંચમો 'ચિત્રસ્તબક' છે અને એમાં અનેક પ્રકારના ચિત્રકાવ્યોની ચર્ચા છે ચિત્રકાવ્યોની રચનામાં ઉપયોગી થાય એવા શબ્દોની સૂચિઓ કર્તાએ આપી છે જેમકે, એકાક્ષરી અને દ્વ્યક્ષરી શબ્દો (પૃ ૮૬–૮૭ અને ૮૪–૮૬), એકાક્ષરી ધાતુઓ (પૃ ૮૨–૪) તથા બંને તરફથી એકસરખા જ વંચાય એવા શબ્દો (પૃ ૧૦૦) જુદા જુદા પ્રકારના ચિત્રકાવ્યો, જેવાં કે-સ્વરચિત્ર, વ્યંજનચિત્ર ગતિચિત્ર આમન્ત્રચ્યુત, માત્રાચ્યુત વર્ણચ્યુત આદિના તથા વિવિધ પ્રકારના 'ગૂઢ'ના ઉદાહરણ અહીં અપાયાં છે

૨૬૭. ચોથો અર્થસિદ્ધિ પ્રતાન સાત સ્તબકોમાં વહેંચાયેલો છે

(૧) એમા પહેલો સ્તબક 'અલંકારાભ્યાસ' છે, એમા સૌ પહેલા કર્તાએ ઉપમાની ચર્ચા કરી છે, વિશિષ્ટ ઉપમાનો સાથે બંધબેસતી વિશિષ્ટ ઉપમા એનુ તુલનાપન કર્તાએ આપ્યુ છે (પૃ ૧૦૫-૧૦૭), તથા ઉત્તમ ઉપમાયુક્ત કવિતાની રચના માટે કેટલાક વ્યવહારુ સૂચનો કર્યાં છે (પૃ ૧૦૭-૧૦૮), કેમકે એમના મત પ્રમાણે—**उपमायां हि सिद्धायां बह्वलंकारसिद्धयः** (કારિકા ૩૬), તેમણે એ પણ બતાવ્યુ છે કે ઉપમામા સહેજ પરિવર્તન કરતા બીજા કેટલાક મુખ્ય અલંકારો—જેના કે રૂપક, અનન્વય, સ્મરણ, સંદેહ, અપહ્નુતિ, વ્યતિરક, ઉત્પ્રેક્ષા આદિ 'ની રીતે પેદા થાય (પૃ ૧૦૯) રૂપકની ચર્ચા વધારે વિગતવાર કરવામા આવી છે રૂપકની રચના કેવી રીતે કરવી તથા એનો એક ભાવ જુદી જુદી રીતે કેમ વ્યક્ત કરવો એના પણ સૂચનો આપેલા છે (પૃ ૧૧૧-૧૧૬) (૨-૪) 'વર્ણસ્તબક,' 'આકાર સ્તબક' અને 'ક્રિયાસ્તબક' એ અનુક્રમે ત્રણ સ્તબકોમા જુદા જુદા રંગ, આકાર અને ક્રિયાવાળા પદાર્થોને કેવી રીતે વર્ણવી શકાય એ બતાવ્યુ છે (૫) 'પ્રકીર્ણ સ્તબક' નામે પાચમા સ્તબકમા વિવિધ પદાર્થોના આધાર, પરિવાર, ગુણ આદિ વિશે કલ્પનાઓ કરીને કવિ એ પદાર્થોને કેવી રીતે ચારતાપૂર્વક વર્ણવી શકે એનુ લબાણ નિરૂપણ કર્યું છે સામ્ય એ સુભગ અર્થોત્પત્તિનુ મુખ્ય કારણ છે (કારિકા ૧૬૩), અને એથી કર્તાએ સદશ વસ્તુઓની એક લાબી યાદી આપી છે જેમકે—તીક્ષ્ણ, મહત્તમ, સૂક્ષ્મ, મંગલકારક, મહામાંગલ્યકારક, અમંગલ, પવિત્ર, અપવિત્ર, સુખદાયક, દુઃખકારક, સ્થિર, અસ્થિર, વેગવાન, મંદ, બલિષ્ઠ, નિર્મલ, ક્રૂર, અક્રૂર, મધુર ધ્વનિકારક, કઠોર ધ્વનિકારક, મહાશબ્દકારક, સુરૂપ, દાનશૂર, ધનુર્ધર, આધાર, વિદ્વાન રાજા, મંત્રી, ઇત્યાદિ (કારિકા ૧૬૪-૨૪૮) (૬) છઠ્ઠો 'સંખ્યાસ્તબક' સંસ્કૃત કવિતાના અભ્યાસીઓને માટે ખાસ રસપ્રદ છે, કેમકે શબ્દો અર્થાત્ કાવ્યરચનામા ઉપયોગી સંખ્યાવાચક શબ્દોની સૂચિ એમા આપેલી છે એકથી વીસ સુધીના અંકોના વાચક તથા સો અને હજારના વાચક શબ્દો પણ એમા આપ્યા છે (પૃ ૧૪૩-૧૪૮) અંકનો રીતસરનો ઉલ્લેખ કર્યા વિના આવા શબ્દાકની સહાયથી પોતાની કૃતિઓનુ રચનાવર્ષ નોંધવાની પ્રથા મધ્યકાલીન સંસ્કૃત લેખકોમા હતી (જુઓ પૃ૦ ૧૨૯) (૭) 'સમસ્યાસ્તબક' નામે સાતમા સ્તબકમા વિવિધ પ્રકારની સમસ્યાઓના પૂરણ વિશે સૂચનો છે સંસ્કૃત કવિઓ માટે રાજસભામા કે વાદસભામા સમસ્યાપૂરણ એ બહુ અગત્યની વસ્તુ હતી, અને તેથી આ ગ્રન્થમા એ વિશેની ઉપયોગી માહિતી આપવાનુ અમરચન્દ્ર ચૂક્યા નથી

## 'કાવ્યકલ્પલતા' ઉપરની બીજી સ્વોપજ્ઞ વૃત્તિ—'પરિમલ'

૨૬૮. 'કાવ્યકલ્પલતા' ઉપરની બીજી સ્વોપજ્ઞ વૃત્તિ 'પરિમલ'ને રૂઢ અર્થમાં ટીકા ગણી શકાય નહિ; મૂળ ગ્રન્થના જુદા જુદા મુદ્દાઓનું એ સ્વતંત્ર રચનાનું, અને બહુ વ્યવસ્થિત કહી શકાય નહિ એવું વિવરણ છે. 'પરિમલ' હજી અપ્રકટ છે. પાટણના જૈન ગ્રન્થભંડારમાંથી 'પરિમલ'ની બે હસ્તપ્રતો મને મળી હતી; તે બન્નેય બીજા પ્રતાન (સ્તોત્રસિદ્ધિ)માં આરંભે લગભગ સમાન સ્થાનેથી અધૂરી રહે છે, તેથી આ બહુ રસપ્રદ [illegible] નથી. અમરચન્દ્રકૃત 'પદ્માનન્દ મહા

શે વાત કરતાં સમયના નાનામાં નાના વિભાગથી શરૂ કરી તે વર્ષ સુધી
વે છે, અને એ વિશે કહે છે—

**दैवज्ञानां च चैत्रादिर्लौकानां श्रावणादिकः ।** (પત્ર ૬૯)[૪૪]

એ બતાવે છે કે અમરચન્દ્રના સમયમાં ગુજરાતના વિદ્વાન અમુક દેશમાં તો વર્ષનો પ્રારંભ શ્રાવણથી ગણવામાં આવતો હતો. અહીં નોંધવું સપ્રદ થશે કે જૈન આગમના બે ગ્રન્થો 'ભગવતી સૂત્ર' (૧૮–૧૦) અને ાાતાધર્મકથા સૂત્ર' (પૃ. ૧૦૭) શ્રાવણાદિ વર્ષનો ઉલ્લેખ કરે છે તથા ોટિલ્યનું 'અર્થશાસ્ત્ર' (અધિકરણ ૨, અધ્યાય ૭) પણ શ્રાવણાદિ વર્ષની નોંધ કરે છે. આ પછી કર્તા ઋતુઓની—ખાસ કરીને વસંતની, એમાં ખીલતાં વૃક્ષોની તથા એ વૃક્ષોનાં દોહદોની વાત કરે છે. આમ કવિતા રચનામાં ઉપયોગી અનેકવિધ પ્રકીર્ણ માહિતી સંકલિત સ્વરૂપમાં આપીને પહેલા પ્રતાનના છેલ્લા સ્તબક ઉપરની 'પરિમલ' વૃત્તિ અમરચન્દ્ર પૂરી કરે છે. એ પછી બીજા પ્રતાન ઉપરની વૃત્તિ શરૂ થાય છે, પણ બીજા પ્રતાનના બીજા સ્તબક ઉપરની વૃત્તિ શરૂ થાય ત્યાર પહેલા જ મને મળેલી બન્ને હસ્તપ્રતો અધૂરી રહે છે. મૂલની યૌગિક શબ્દોની સૂચિ (પ્રતાન ૨, સ્તબક ૨) ઉપર 'કવિશિક્ષા' વૃત્તિએ વિવરણ કર્યું નથી તે 'પરિમલ' વિસ્તારથી ્રેમજાવે છે, જ્યારે એ જ પ્રતાનનો પહેલો સ્તબક જે ઉપર 'કવિશિક્ષા' ્ય ટીકા કરી છે તે ઉપર 'પરિમલ'માં કંઈ વિવેચન નથી.

૧૬૯. 'કાવ્યકલ્પલતા' તથા તે ઉપરની આ બે વૃત્તિઓ કવિતાના ાક કે વિદ્વત્તાવિષયક અંગનો નહિ, તેના વ્યવહારુ અંગનો આજે ને કંઈક યાન્ત્રિક પણ લાગે એ રીતે વિચાર કરે છે, અને એથી આમાં અવતરણો કે પ્રમાણો ટાંકવામાં આવ્યાં નથી. 'કવિશિક્ષા' ાં અમરચન્દ્ર પોતાની બીજી કૃતિઓ—'છંદોરત્નાવલિ', 'મંજરી', મલ' અને 'અલંકારપ્રબોધ'નો[૪૫] ઉલ્લેખ કરે છે, તથા એક સ્થળે (પૃ. ) તેમણે વૈયાકરણ શાકટાયનનો આધાર ટાંક્યો છે. 'પરિમલ' વૃત્તિમાં ટ્યશાસ્ત્ર'કાર ભરત (પત્ર ૬૪ અને હેમચન્દ્રકૃત 'છંદોનુશાસન' (પત્ર ૨, તથા 'સિદ્ધહૈમ વ્યાકરણ'ના (પત્ર ૧૧) આધાર ટાંકવામાં આવ્યા છે. ી એમાં 'માલતીમાધવ'નો ઉલ્લેખ છે (પત્ર ૬૧); 'રઘુવંશ'માથી (પત્ર ૧)

---

૪૪. અહીં નોંધેલ 'પરિમલ'ના પત્ર શ્રીહેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિર, પાટણની સ્તંભન નં. ૬૫૧૧ નાં છે.

૪૫ જુઓ, પેરા ૧૬૪ અને ૧૦૬.

## પ્રકરણ ૧૫

## વ્યાકરણ ગ્રન્થો

### સંસ્કૃતના વ્યાકરણ-સંપ્રદાયો

૨૭૨. વ્યાકરણ એ વેદના અધ્યયનમાં ઉપયોગી ૭ વેદાંગોમાંનું એક અંગ છે. શાકલ્યે તૈયાર કરેલો 'ઋગ્વેદ'નો પદપાઠ, પ્રાતિશાખ્યો અને શિક્ષા બતાવે છે કે વેદના સંશોધન માટે તથા શુદ્ધ સ્વરૂપે એનો ઉચ્ચાર કરવા માટે કેટલી કાળજી લેવામાં આવતી હતી. યાસ્કના 'નિરુક્ત' (ઈ. સ. પૂર્વે ૭૦૦ અસપાસ) ઉપરથી જણાય છે કે વેદને આધારે વ્યુત્પત્તિ અને ભાષાવિષયક ચર્ચા કેવી રીતે ચાલતી હતી તથા યાસ્કના સમય સુધીમાં વેદના અર્થનિર્ણયને લગતી જુદી જુદી પરંપરાઓ સ્થાપિત થઇ ચૂકી હતી. પરન્તુ પ્રાચીન ગ્રન્થો સાથે સંબંધ ધરાવતા વ્યાકરણવિષયક પ્રશ્નોની ચર્ચા કરતા વૈયાકરણોને લોકોની ચાલુ ભાષાનો પણ વિચાર કર્યા વિના ચાલે એમ નહોતું; અને ઘણું કરીને એ વલણમાંથી લૌકિક વ્યાકરણોનો ઉદ્દભવ થયો. વેદોની આર્ષ ભાષાથી ભિન્ન એવી લૌકિક સંસ્કૃતના ચાલુ પ્રયોગનું નિરૂપણ કરતું પહેલું ઉપલબ્ધ વ્યાકરણ એ પાણિનિની 'અષ્ટાધ્યાયી' (ઈ. સ. પૂર્વે ૫૦૦ આસપાસ) છે. એમાં શાકટાયન (૩-૪-૩), આપિશલિ (૬-૧-૯૧), સ્ફોટાયન (૬-૧-૧૨૩), શાકલ્ય (૧-૧-૧૬), ચાક્રવર્મા (૬-૧-૧૨૮), સેનક (૫-૪-૧૧૨), ગાર્ગ્ય (૮-૩-૨૦), ગાલવ (૬-૩-૬૧) આદિ પુરોગામીઓનો પાણિનિએ નામ દઈને ઉલ્લેખ કર્યો છે, જે બતાવે છે કે પાણિનિની પૂર્વે પણ કેટલાંક અગત્યનાં વ્યાકરણો હતાં. પ્રાચ્યો વિશેના પાણિનિના ઉલ્લેખો ઉપરથી કેટલાકોએ ઐન્દ્ર વ્યાકરણના અસ્તિત્વનું અનુમાન કર્યું છે, જેનું સ્થાન પાણિનિના વ્યાકરણે લઇ લીધું.[1] પતંજલિના શકવર્તી 'મહાભાષ્ય' (ઇ. સ. પૂર્વે ૧૨૦ આસપાસ) ઉપરાંત પાણિનિનાં સૂત્રો ઉપર કેટલીક આનુષંગિક રચનાઓ થઈ છે, જેમાં કાત્યાયનકૃત 'વાર્તિક' (ઇ. સ. પૂર્વે ૩૫૦ આસપાસ), જયાદિત્ય અને વામનની 'કાશિકાવૃત્તિ' (ઈ. સ. નો ૭મો સૈકો), 'ધાતુપાઠ', શાકટાયન અથવા વરરુચિએ રચેલાં ગણાતાં ઉણાદિસૂત્ર, અને શાન્તનવકૃત 'ફિટ્સૂત્ર'નો ઉલ્લેખ કરી શકાય; એ પછી સંખ્યાબંધ મહત્ત્વના ગ્રન્થો એ વિશે રચાયા છે, જેઓને વિશે અહીં નોંધ કરવી જરૂરી નથી.

---

૧. બેલ્વેલકર, સિસ્ટમ્સ ઓફ સંસ્કૃત ગ્રામર, પૃ. ૧૦ થી આગળ

૨. 'પુરાતત્ત્વ' ત્રૈમાસિક, પુ. ૨, પૃ. ૪૧૯

૨૭૩. પાણિનિના સમય પછી ભારતમાં સાહિત્યિક કે શાસ્ત્રીય અભ્યાસમાં વ્યાકરણને બહુ મહત્ત્વનું સ્થાન મળ્યું અને દરેક વિદ્યાર્થી માટે શબ્દશાસ્ત્રનું નિદાન સામાન્ય જ્ઞાન મેળવવાનું જરૂરી બન્યું; અને સમય જતાં ભારતના જુદા જુદા પ્રદેશોમાં વિવિધ વ્યાકરણ–સંપ્રદાયોનો ઉદ્ભવ થયો. આ સંપ્રદાયોમાં સૌથી જૂનો 'કાતન્ત્ર' વ્યાકરણનો સંપ્રદાય છે, જે કૌમાર અથવા કાલાપ તરીકે પણ ઓળખાય છે. આ સંપ્રદાયનો કાશ્મીર અને બંગાળમાં ભારે પ્રભાવ હતો, અને હેમચન્દ્રનુ વ્યાકરણ રચાયું ત્યાર પહેલાં ગુજરાતમાં પણ બધા વર્ગોમાં 'કાતન્ત્ર' વ્યાકરણનો અભ્યાસ થતો હતો. ચન્દ્રગોમીનુ 'ચાન્દ્રવ્યાકરણ' (ઇ. સ. ૪૭૦ આસપાસ) કાશ્મીર, તિબેટ અને નેપાલમાં લોકપ્રિય હતુ તથા સિલોન સુધી પહોંચ્યું હતુ.[૩] 'સારસ્વત વ્યાકરણ'ના સંપ્રદાયને ઈ. સ. ૧૨૫૦ થી બહુ જૂના સમયમાં મૂકી શકાય એમ નથી.[૪] આ સંપ્રદાયનો પ્રભાવ ગુજરાત, રાજસ્થાન, બંગાળ અને દિલ્હી આસપાસના પ્રદેશોમાં મોટે ભાગે હતો, અને ભટ્ટોજી દીક્ષિત (ઈ. સ. ૧૬૩૦ આસપાસ) તથા તેમના શિષ્યોએ પાણિનિનુ નવનિર્માણ કર્યું અને અન્ય વ્યાકરણ–સંપ્રદાયોની અસર ઘટવા માંડી ત્યાંસુધી એ પ્રભાવ બરાબર ચાલુ રહ્યો હતો.[૫] બીજા વ્યાકરણ–સંપ્રદાયોમા ક્રમદીશ્વરનો જૌમાર સંપ્રદાય (ઇ. સ. ૧૧૫૦ પછી),[૬] જે એ સંપ્રદાયના સૌથી પ્રસિદ્ધ લેખક જૌમારનંદીના નામથી ઓળખાય છે, તથા 'મુગ્ધબોધ'ના કર્તા બોપદેવનો (ઈ. સ. ૧૩મી સદી) સંપ્રદાય નોંધપાત્ર છે.

૨૭૪. જૈનોના પોતાના વ્યાકરણ–સમ્પ્રદાયો છે તથા જૈનેન્દ્ર, શાકટાયન અને હેમચન્દ્રની પોતાની અલગ પરંપરા છે. 'જૈનેન્દ્ર' વ્યાકરણનુ કર્તૃત્વ પરંપરાથી છેલ્લા તીર્થંકર મહાવીરસ્વામી ઉપર આરોપવામા આવ્યુ છે, પણ એ પૂજ્યપાદ દેવનંદીની કૃતિ છે અને ઐતિહાસિક પ્રમાણોને આધારે વિદ્વાનોએ એને ઇ. સ ની પાંચમી સદીના ઉત્તરાર્ધમા મૂકી છે.[૭] પાણિનિનાં સૂત્રો તથા તે ઉપરના 'વાર્તિક'ને આધારે તે રચાયેલી છે. જૈન શાકટાયન એ યાપનીય સંઘના હોઇ એ નામના પ્રાચીનતર વૈયાકરણથી ભિન્ન છે, અને

૩. બેલ્વેલકર, ઉપર્યુક્ત, પૃ. ૫૭ થી આગળ
૪. એ જ, પૃ. ૯૧
૫. એ જ, પૃ. ૯૨
૬. કીથ, સંસ્કૃત લિટરેચર, પૃ. ૪૩૨
૭. બેલ્વેલકર, ઉપર્યુક્ત, પૃ. ૬૪. વળી જુઓ નાથુરામ પ્રેમી, "જૈન સાહિત્ય ઔર ઇતિહાસ,' પૃ. ૯૩ થી આગળ.

તેમણે પોતાનું 'શબ્દાનુશાસન' ઇ. સ.ની ૯ મી સદીમાં રચ્યું છે.[૮] એની રચના જો કે જૈનો માટે થઈ હતી, પણ એનો અભ્યાસ વ્યાપક રીતે થતો હતો એ પછીના વ્યાકરણ-સાહિત્યમાં મળતા ઉલ્લેખો ઉપરથી જણાય છે.[૯] સંસ્કૃત ઉપરાંત અપભ્રંશ સમેત પ્રાકૃત ભાષાઓના વ્યાકરણનું નિરૂપણ કરતું હેમચન્દ્રનું 'સિદ્ધહૈમ શબ્દાનુશાસન' રાજા સિદ્ધરાજ જયસિંહની વિનંતિથી કેવી રીતે રચાયું હતું એ આપણે પહેલા પ્રકરણમાં જોયું છે. ગુજરાતમાં જૈનોમાં બીજા તમામ વ્યાકરણ-સંપ્રદાયોનું સ્થાન હેમચન્દ્રના વ્યાકરણે લીધું, અને પ્રાકૃત વ્યાકરણની બાબતમાં તો હેમચન્દ્રનું સ્થાન હમેશાં અજોડ રહ્યું છે. 'સિદ્ધહૈમ શબ્દાનુશાસન' ઉપર હેમચન્દ્રે પોતે લખેલી વૃત્તિઓ અને આનુષંગિક સાહિત્ય ઉપરાંત જૈન વિદ્વાનોએ ૧૮મા સૈકા સુધી અને કેટલાક દાખલાઓમાં તો ઠેઠ આધુનિક કાળ સુધી, સંખ્યાબંધ રચનાઓ કરીને હેમચન્દ્રના મહાગ્રન્થ ઉપર ટીકાટિપ્પણ લખ્યાં છે, એનો સંક્ષેપ કે સરલીકરણ કર્યું છે, અથવા વિદ્યાર્થીઓની અનુકૂળતા ખાતર એની પુનર્વ્યવસ્થા કરી છે.[૧૦]

## અમરચન્દ્રસૂરિકૃત 'સ્યાદિશબ્દસમુચ્ચય'

૨૯૫. અહીં જેઓનું અવલોકન કરવાનું છે તે બે ગ્રન્થો અમરચન્દ્રસૂરિકૃત 'સ્યાદિશબ્દસમુચ્ચય' અને નરચન્દ્રસૂરિકૃત 'પ્રાકૃતપ્રબોધ' અથવા 'પ્રાકૃતદીપિકા' હેમચન્દ્રના વ્યાકરણના આનુષંગિક ગ્રન્થો છે. 'સ્યાદિશબ્દસમુચ્ચય'નો સંબંધ એ વ્યાકરણના સંસ્કૃત વિભાગ સાથે છે, જ્યારે 'પ્રાકૃતપ્રબોધ' પ્રાકૃતોનું નિરૂપણ કરતા એના આઠમા અધ્યાયને લગતો છે. પહેલાં આપણે 'સ્યાદિશબ્દસમુચ્ચય' લઈએ. **स्यादि** એ હેમચન્દ્રના વ્યાકરણની પરિભાષાનો શબ્દ છે (**स्यौजसित्यादि...**૧-૧-૧૭); પ્રથમા એકવચનનો પ્રત્યય ત્યાં **सि** છે (સર૦ પાણિનિ ૪-૧-૨, **स्वौजसमौट्छष्टाभ्यांभिस्...** ઇત્યાદિ; હેમચન્દ્ર **सु** નુ **सि** કરે છે), અને એથી **स्यादि**નો અર્થ **सि**થી શરૂ થતા વિભક્તિપ્રત્યયો એવો છે. નામો, સર્વનામો અને અંકોનાં રૂપાખ્યાનો ચાર અધ્યાયમાં એમાં ચર્ચ્યાં છે. એની રચના કારિકાઓમાં થઈ છે, અને ચાર અધ્યાયોમાં અનુક્રમે ૨૧, ૨૩, ૨ અને ૩ કારિકાઓ છે.

૮. એ જ, પૃ. ૧૯. વળી જુઓ પ્રેમી, ઉપર્યુક્ત, પૃ. ૧૫૦ થી આગળ.
૯. એ જ, પૃ. ૧૮
૧૦. અઢારમી સદી સુધી રચાયેલા આ પ્રકારના ગ્રન્થોની સૂચિ માટે જુઓ 'પુરાતત્ત્વ' ત્રૈમાસિક, પુ. ૪, પૃ. ૮૦ થી આગળ.

૨૭૬. પહેલી કારિકામાં મંગલ છે; કારિકા ૨–૪ માં જાતિને અનુસરીને શબ્દોના નવ વિભાગ પાડ્યા છે, અને એ વર્ગીકરણમાં લેખક હેમચન્દ્રના 'લિંગાનુશાસન'ને અનુસર્યા છે. શબ્દોના આ વિભાગ નીચે પ્રમાણે છે: (૧) પુલિંગ, (૨) સ્ત્રીલિંગ, (૩) નપુંસકલિંગ, (૪) પુલિંગ તેમજ સ્ત્રીલિંગ, (૫) સ્ત્રીલિંગ અને નપુસકલિંગ, (૬) પુલિંગ અને નપુંસકલિંગ, (૭) અનિશ્ચિત જાતિવાળા શબ્દો, **अलिङ्गाः**, દા. ત. **युष्मद्, अस्मद्**, ઇત્યાદિ, (૮) ત્રણે જાતિઓમાં પ્રયોજાતા શબ્દો, **त्रिलिङ्गाः**, દા. ત. **कन्दल–ली–लं, मृणाल–ली–लं, शकट–टी–टं**, ઇત્યાદિ, (૯) સમાન વિભક્તિમાં પ્રયોજાયેલા શબ્દોની જાતિ ધારણ કરતા શબ્દો, **वाच्यलिङ्गाः**, દા. ત. **शुक्ल, अरुण, कृष्ण**, ઇત્યાદિ. નામોની ચર્ચા કરતાં અમરચન્દ્રે ઠીક ઠીક વિગતો આપી છે, પણ સર્વનામો અને અંકોની વાત બહુ સંક્ષેપમાં–શીર્ષક શબ્દોનો ઉલ્લેખ કરીને, માત્ર પાંચ કારિકાઓમા કરી છે

૨૭૭. (૧) પહેલો અધ્યાય સ્વરાન્ત અને વ્યંજનાન્ત એ પ્રમાણે શબ્દોના વિભાગ પાડે છે, અને માત્ર સ્વરાન્ત શબ્દોનુ વર્ગીકરણ આપે છે. **अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ, औ** અંતવાળા શબ્દોને અનુક્રમે પુલિંગ, સ્ત્રીલિંગ, નપુસકલિંગ અને વાચ્યલિંગ એ વિભાગોમાં ગોઠવવામાં આવ્યા છે. (૨) બીજો અધ્યાય વ્યંજનાન્ત શબ્દોની ચર્ચા કરે છે. વર્ગીકરણની એ જ પદ્ધતિ અહીં પણ અનુસરવામાં આવી છે. (૩) ત્રીજો અધ્યાય માત્ર ત્રણ કારિકાઓમાં સર્વનામોની વાત કરે છે; પાણિનિના ગણપાઠમા આપેલા અને હેમચન્દ્રે સ્વીકારેલા સર્વાદિગણના નામોલ્લેખથી વિશેષ કંઈ લેખકે અહીં આપ્યુ નથી. (૪) ચોથા અધ્યાયની પહેલી કારિકા માત્ર એક જ પંક્તિમા અંકોનો ઉલ્લેખ કરે છે—

**एकाद्याः सङ्ख्याशब्दाः स्युः स्वस्वोक्तप्रक्रियास्पृशः ।**

અને પછી દ્વિલિંગી, ત્રિલિંગી અને અનિશ્ચિત જાતિવાળા શબ્દોનો અછડતો ઉલ્લેખ કરી જાય છે.

૨૭૮. વિભક્તિનાં રૂપો આપતી આ કૃતિનો મુખ્ય ગુણ એ છે કે કારિકાઓમાં એની રચના થયેલી હોઇ એને મુખપાઠે કરવાનુ સરલ છે. કદાચ એ જ કારણથી વિદ્યાર્થીઓમા એ ઘણી લોકપ્રિય થઈ હતી અને જેનો સમય નિશ્ચિત થઈ શક્યો નથી એ જયાનંદની ટીકા સહિત તેની સંખ્યાબંધ હસ્તપ્રતો પ્રાચીન ભંડારોમાં મળે છે.

### નરચન્દ્રસૂરિકૃત 'પ્રાકૃતપ્રબોધ'

૨૭૯. નરચન્દ્રસૂરિકૃત 'પ્રાકૃત પ્રબોધ' અથવા 'પ્રાકૃતદીપિકા 'નું

ગ્રન્થાગ્ર ૧૪૨૦ શ્લોક છે.[૧૧] આ ગ્રન્થ હજી અપ્રકટ હોઈ માત્ર હસ્તપ્રતો-રૂપે જ મળે છે. હેમચન્દ્રે પોતાના વ્યાકરણના આઠમા અધ્યાયની ('પ્રાકૃત વ્યાકરણ'ની) સ્વોપજ્ઞ વૃત્તિમાં આપેલાં ઉદાહરણોની રૂપઘટનાને[૧૨] એમાંનાં સૂત્રોની સહાયથી સમજાવવાનો આ ગ્રન્થનો ઉદ્દેશ છે. વળી નિરૂપણ પ્રાકૃત ભાષાને લગતું જ હોઈ હેમચન્દ્રના પહેલા સાત અધ્યાયનાં સંસ્કૃતને લગતાં સૂત્રો વિરલ સ્થળોએ—માત્ર છએક વાર ટાંકવામાં આવ્યાં છે. આમ છતાં એકંદરે રૂપઘટનાના સિદ્ધાન્તોની બાબતમાં એ હેમચન્દ્રના સંસ્કૃત વ્યાકરણને અનુસરે એ દેખીતું છે.[૧૩] આમ છતાં પ્રાકૃતો માટેના સ્વતંત્ર નિયમોના વિનિયોગને એથી બાધ આવતો નથી.[૧૪] હેમચન્દ્રના 'પ્રાકૃત વ્યાકરણ'નાં સૂત્રોનો આખો પાઠ નરચંદ્ર કદી ટાંકતા નથી, માત્ર એનો સંક્ષેપ જ આપે છે. (દા. ત. **दीर्घह्रस्वौ मिथो वृत्तौ** ૮–૧–૪ ને બદલે **दीर्घह्रस्वौ**). વૃત્તિમાં ઉદાહરણ તરીકે આપેલા પ્રાકૃત શબ્દોના ફેરફારો સમજાવવામાં સૂત્રોનો વિનિયોગ બતાવવાનો નરચન્દ્રનો ઉદ્દેશ છે, સૂત્રોનો અર્થ સમજાવવાનો નથી, એથી વાચક સૂત્રોના અર્થ સમજે છે એમ માનીને એ આગળ ચાલે છે. ગ્રન્થના પ્રારંભમાં લેખકે પ્રત્યેક શબ્દ આ રીતે સમજાવ્યો છે, પણ આગળ ચાલતાં કેમ જાણે એ ત્વરામાં હોય એમ જણાય છે અને ગ્રન્થના ઉત્તરાર્ધમાં પ્રમાણમાં સહેલા પુષ્કળ શબ્દોનો એમણે ઉલ્લેખ પણ કર્યો નથી. પરિભાષાનો ઉપયોગ એ ભાગ્યેજ કરે છે,[૧૫] અને મૂળ સંસ્કૃતમાંથી કશા ફેરફાર વિના પ્રાકૃતમાં લેવાયેલા શબ્દો, જેવા કે **उपरि, वन्दे** આદિને સમજાવતા નથી.

---

૧૧. જિરકો, પૃ. ૨૭૮

૧૨. જુઓ મંગલ શ્લોક—

प्रणम्य परमं ज्योतिर्द्योतिताशेषवाङ्मयम् ।
सिद्धहैमाष्टमाध्यायरूपसिद्धिर्विधीयते ॥

१३. संस्कृतलक्षणे धातुप्रत्ययादिसिद्धायां प्रकृतौ पश्चाद् विभक्त्यादिविधित्सया प्राकृतलक्षणेऽभिप्रायः । પ્રસ્તાવના

१४. प्राकृतलक्षणसिद्धां प्रकृतिमाधाय तदनन्तरं विभक्त्यादिप्रक्रिया कर्तव्या, नान्यथा, क्रमभङ्गप्रसङ्गात् । પ્રસ્તાવના

१५. માત્ર બે વિરલ ઉદાહરણો છે—(१) निमित्ताभावे नैमित्तिकस्याप्यभावः । પ્રા.પ્ર, ૧-૬; (२) अत्र स्थानिवत्परिभाषया अनित्यत्वज्ञापनात् स्यादेशे स्यादुत्पत्तिः । પ્રાપ્ર, ૩-૧૮૦

૨૮૦. હેમચન્દ્રના આઠમા અધ્યાયના ચાર પાદમાંનાં કેટલાંયે સૂત્રોને નરચન્દ્રે આ વિવરણમાં ટાંક્યાં છે. કેટલાંક સૂત્રોને તેઓ બિનઅગત્યનાં ગણતા જણાય છે. અપવાદરૂપ ફેરફારો તથા કેવલપ્રયોગીની ચર્ચા કરતાં સૂત્રો (૨-૧૯૩ થી ૨૦૩), કેટલાંક પ્રારંભિક સૂત્રો (૧-૨ અને ૧-૩) તથા સર્વનામોનાં રૂપાખ્યાનો આપતાં સૂત્રો (૩-૧૦૭થી ૧૭, ૪-૩૭૨ થી ૩૭૬) ઉપર તેમણે વિવરણ કર્યું નથી.

૨૮૧. 'પ્રાકૃત પ્રબોધ'ને અંતે નરચન્દ્રે નોંધ્યું છે તે પ્રમાણે, આ ગ્રન્થ એમના શિષ્યોની વિનંતિથી રચાયો હતો.[૧૬] નરચન્દ્રનું 'અનર્ઘરાઘવ'ટિપ્પણ એ નાટકના અભ્યાસ માટેની વિદ્યાર્થીઓની માર્ગદર્શિની છે તેમ 'પ્રાકૃત-પ્રબોધ' પણ પ્રાકૃત શબ્દોનું બંધારણ સમજવા માટેનું વિદ્યાર્થીઓને સરળ થઈ પડે એવું પુસ્તક છે. આ દૃષ્ટિએ નરચન્દ્રે પ્રારંભમાં જ પોતાના વિષય-નિરૂપણની મર્યાદા નિશ્ચિત કરેલી છે, અને આ પ્રકારની રચનાઓ ઉપરથી આપણે જોઈ શકીએ એમ છીએ કે પોતાના શિષ્યોના અધ્યયનની અપેક્ષાઓ વિશે તેઓ કેટલી કાળજી રાખતા હતા

## પ્રકરણ ૧૬

## છન્દઃશાસ્ત્રના ગ્રન્થ

### સંસ્કૃતમાં છન્દઃશાસ્ત્ર

૨૮૨. છન્દસ્ અથવા છંદોનું શાસ્ત્ર એ પણ, વ્યાકરણની જેમ, છ વેદાંગોમાંનું એક છે. વૈદિક છંદોનું મૂળ સંભવતઃ ભારત-ઈરાની યુગ જેટલું પ્રાચીન હોય, પણ છંદોના બંધારણ પરત્વે ગંભીરતાપૂર્વક વિચાર થવા માંડ્યો ત્યારથી છન્દઃશાસ્ત્રોનો પ્રારંભ થયો એમ ગણી શકાય. ભારતીય સાહિત્યમાં આ પ્રકારના પ્રયત્નો સૌથી પહેલાં 'સામવેદ'ના 'નિદાનસૂત્ર'માં, 'શાંખાયન શ્રૌતસૂત્ર' (૭-૨) માં, 'ઋક્પ્રાતિશાખ્ય'માં તથા કાત્યાયનની 'અનુક્રમણિ'માં જોવા મળે છે. "વૈદિક અને પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યના યુગોની વચ્ચે થયેલા છંદોના વિકાસ પરત્વે છંદઃશાસ્ત્રના ગ્રન્થોમાંથી કશી માહિતી

૧૬. 'પ્રાકૃત પ્રબોધ'નો છેલ્લો શ્લોક જુઓ—
नानाविधैर्विरचितां विबुधैः स्वबुद्ध्या
तां रूपसिद्धिमखिलामवलोक्य शिष्यैः ।
अभ्यर्थितो मुनिरनुज्झितसंप्रदाय-
मारम्भमेतदकरोन्नरचन्द्रनामा ॥

મળતી નથી. પ્રત્યેક ચરણના નિશ્ચિત માપવાળા છંદો, જેમાં પ્રત્યેક ચરણ એક જ નમૂના ઉપર રચાયેલું હોય, છતાં જેઓની વચ્ચે સંપૂર્ણ વિરામ કે યતિ અનિવાર્યપણે આવે એવી બીજી અને ત્રીજી પંક્તિની તુલનાએ પહેલી બે અને છેલ્લી બે પંક્તિ જેમાં પરસ્પર સાથે વધુ નિકટતાથી જોડાયેલી હોય એ પ્રકારના છંદોનો વિકાસ કેવી રીતે થયો એની ચર્ચા કરવાનો ભાગ્યેજ બ્રાગ્રો અર્થ છે."[1] પિંગલનાં સૂત્રોમાં વૈદિક છંદોનો એક વિભાગ છે, પણ એકંદરે આખોયે ગ્રન્થ પ્રશિષ્ટ સંસ્કૃતની છંદોરચનાને લગતો છે. પિંગલે જેમનો ઉલ્લેખ કરેલો છે એવા છંદઃશાસ્ત્રના પ્રાચીનતર લેખકોમાં ક્રૌષ્ટુકિ, ટંડી, યાસ્ક, કાશ્યપ, શૈતવ, રાત અને માંડવ્ય છે.[2] છંદઃશાસ્ત્રકાર પિંગલનું નામ કાળાન્તરે એટલું લોકપ્રચલિત થયું કે 'પિંગલ' શબ્દ છંદઃશાસ્ત્રનો જ વાચક બન્યો. ઇ. સ.ના ૧૩ મા અથવા ૧૪ મા સૈકામાં રચાયેલા પ્રાકૃત છંદો વિશેના એક ગ્રન્થનુ નામ 'પ્રાકૃત પિંગલ' છે અને ગુજરાતી જેવી અર્વાચીન ભાષાઓમાં પણ 'પિંગળ' શબ્દનો 'છંદઃશાસ્ત્ર' એવો અર્થ થાય છે. વિદ્વાનો માને છે કે ભરતના 'નાટ્યશાસ્ત્ર'ના અધ્યાય ૧૪ અને ૧૫ જેમાં છંદોની ચર્ચા છે તે કરતાં તથા 'અગ્નિપુરાણ'ના એને લગતા અંશો કરતાં પિંગલ વધારે જૂના સમયમા થયેલો છે.[3] આ પ્રાચીન ગ્રન્થકારોની પછી છંદઃશાસ્ત્રને લગતી અનેક રચનાઓ મળે છે. 'શ્રુતબોધ' નામે એક નાની રચનાનુ કર્તૃત્વ કાલિદાસ ઉપર આરોપવામાં આવે છે, પરન્તુ એનો કર્તા 'શકુન્તલા' અને 'રઘુવંશ'ના કર્તાથી અભિન્ન છે એમ માનવા માટે કોઈ પુરાવો નથી. વરાહમિહિરકૃત 'બૃહત્સંહિતા'ના (ઈ. સ. ૫૫૦ આસપાસ) અધ્યાય ૧૦૪ માં ગ્રહોના સંચલનની સાથોસાથ વિવિધ વૃત્તોનાં બંધારણ પણ વર્ણવ્યાં છે. ઈ. સ. ના ૧૧ મા સૈકાની આસપાસ આપણને ક્ષેમેન્દ્રકૃત 'સુવૃત્તતિલક' મળે છે, એ નોંધપાત્ર એટલા જ માટે છે કે કર્તા પોતાના વિષય પ્રત્યે માત્ર વ્યવહારુ નહિ, પણ સૌન્દર્યલક્ષી દૃષ્ટિએ જુએ છે. ઈ. સ. ના ૧૨ મા સૈકામાં હેમચન્દ્રે છંદઃશાસ્ત્ર વિશેનો પોતાનો મહાગ્રન્થ 'છન્દોનુશાસન' લખ્યો, જે ખાસ કરીને પ્રાકૃત અને અપભ્રંશ છંદોને લગતા વિસ્તૃત નિરૂપણને કારણે ઘણો મહત્ત્વનો છે.

---

૧. કીથ, સંસ્કૃત લિટરેચર, પૃ. ૪૧૭

૨. કૃષ્ણમાચારિયર, ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, પૃ. ૯૦૨

૩. કીથ, ઉપર્યુક્ત, પૃ. ૪૧૬

## અમરચન્દ્રકૃત 'છન્દોરત્નાવલિ'

૨૮૩. વસ્તુપાળના સાહિત્યમંડળના એક અગ્રગણ્ય સભ્ય અમરચન્દ્ર-રિએ 'છન્દોરત્નાવલિ' નામે છંદઃશાસ્ત્રનો એક ગ્રન્થ પણ રચ્યો છે. મરચન્દ્રસૂરિ હેમચન્દ્રની પછી લગભગ એક સૈકે થયા છે. એમના ગ્રન્થ ર હેમચન્દ્રના 'છન્દોનુશાસન'ની ઘણી અસર છે અને કેટલીક વાર તો તેઓ તાના એ મહાન પુરોગામીને શબ્દશઃ અનુસરે છે. 'છન્દોરત્નાવલિ' હજી પ્રકટ છે. મેં જોયેલી એની કેટલીક હસ્તપ્રતોમાંથી એકેયમાં ગ્રન્થાગ્ર નોંધેલું થી, પણ મેં કરેલી સ્થૂલ ગણતરી અનુસાર 'છન્દોરત્નાવલિ'નું ગ્રન્થાગ્ર ાશરે ૮૨૦ શ્લોકનું છે. હેમચન્દ્રનું 'છન્દોનુશાસન' આ કરતાં ઘણું વિસ્તૃત અને સ્વોપજ્ઞ વૃત્તિ સહિત એનું ગ્રન્થાગ્ર આશરે ૩૧૨૪ શ્લોકનું છે.[૪] ામ 'છન્દોરત્નાવલિ'નો વિસ્તાર 'છન્દોનુશાસન' કરતાં ચોથા ભાગનો હોઇ વાભાવિક રીતે જ એનું નિરૂપણ તુલનાએ સંક્ષિપ્ત છે; જોકે ગ્રન્થની સામાન્ય આયોજનામાં તો હેમચન્દ્ર સાથે એનું આશ્ચર્યજનક સામ્ય છે આપણે અગાઉ જોયું છે તેમ (પૅરા ૧૦૬ અને ૨૬૯), અમરચન્દ્રે 'કાવ્યકલ્પલતા'માં 'છન્દોરત્નાવલિ'નો ઉલ્લેખ કર્યો છે, અને આ સંક્ષિપ્ત કૃતિ તેમણે કવિ-શિક્ષાવિષયક પોતાની રચનાના જોડ-ગ્રન્થ તરીકે લખી હોય એ સંભવિત છે, કેમકે બન્નેય ગ્રન્થો કાવ્યરચનામાં પ્રત્યક્ષ મહત્ત્વના વિષયોની ચર્ચા કરે છે.

૨૮૪. 'છન્દોરત્નાવલિ' નવ અધ્યાયોમાં વહેંચાયેલ છે. પહેલો **સંજ્ઞાધ્યાય** છે;[૫] એમાં આ ગ્રન્થમાં પ્રયોજેલી વર્ણગણ, માત્રાગણ, વૃત્ત, સમવૃત્ત, વિષમવૃત્ત, અર્ધસમવૃત્ત, પાદ, યતિ આદિ સંજ્ઞાઓ સમજાવેલી છે. બીજો **સમવૃત્તાધ્યાય** છે;[૬] એમાં વિવિધ સમવૃત્તોની ચર્ચા છે, એમાં છેવટે વિવિધ દંડકોની ચર્ચા છે અને એમાં ગણની વ્યવસ્થા સમજાવેલી છે.[૭] ત્રીજો **અર્ધસમવૃત્તાધ્યાય**[૮] અને ચોથો **વિષમવૃત્તાધ્યાય**[૯] છે; અને બન્ને અનુક્રમે સમ અને વિષમ વૃત્તોની ચર્ચા કરે છે. પાંચમો **માત્રાવૃત્તાધ્યાય** છે; આર્યા અને ગીતિ જેવાં માત્રાવૃત્તો અને એના વિવિધ પ્રભેદોનાં લક્ષણ એમાં

૪. 'જૈન ગ્રન્થાવલિ,' પૃ. ૩૧૭

૫. સર૦ છન્દઃ અ, અધ્યાય ૧, संज्ञाध्यायः.

૬. સર૦ એ જ, અધ્યાય ૨, समवृत्तव्यावर्णनः.

૭. હેમચન્દ્રે પણ બીજા અધ્યાયને અંતે વિવિધ દંડકોનાં લક્ષણ ચર્ચ્યાં છે.

૮-૯. સર૦ છન્દઃ અ, અધ્યાય ૩, अर्धसमविषमवैतालीयमात्रासमकादिव्या-वर्णनः.

આપેલાં છે. સાતમો **प्रस्ताराध्याय**[10] છે, જેમાં વિવિધ પ્રકારનાં છંદો-મિશ્રણોને પરિણામે થતી સૃષ્ટિઓનો વિચાર કરેલો છે. સાતમો **प्राकृत-छन्दोऽध्याय**[11] છે; ગાથા, આર્યા, ગલિત, ખંજક, દ્વિપદી, ખંડગીતિ આદિ પ્રાકૃત ભાષાનાં માત્રાવૃત્તોના વિવિધ પ્રકારોની એમાં ચર્ચા છે. આઠમો નવમો અધ્યાય અનુક્રમે **उत्साहादिप्रतिपादन**[12] અને **षट्पदीद्विपदी-चतुष्पदीव्यावर्णन**[13] છે; એમાં ઉત્સાહ, રાસક, દ્વિપદી, ચતુષ્પદી, રાસાવલય, અડિલા, વસ્તુ, કર્પૂર, કુંકુમ, વદનક, ધવલમંગલના વિવિધ પ્રકારો, ફુલ્લડક, ઝંબડક, ઉલ્લાસ, ચતુષ્કલ, પટ્કલ, પટ્પદી અને બીજા અનેક અપભ્રંશ છંદોનાં બંધારણ આપ્યાં છે. વળી કર્તાએ આ છંદોના પેટાપ્રકારો આપ્યા છે, એનાં વિવિધ મિશ્રણો કરી બતાવ્યાં છે, અને અપભ્રંશ પદ્યરચનામાં અગત્યનાં સંધિ, કડવક અને ધ્રુવનાં લક્ષણો દર્શાવ્યાં છે.

૨૮૫. અમરચન્દ્રે પોતાના ગ્રન્થમાં સંખ્યાબંધ આધારો ટાંકયા છે. બીજા અને ત્રીજા અધ્યાયમાં જુદા જુદા છંદોનાં વૈકલ્પિક નામોની ચર્ચા કરતાં તેમણે ભરત, જયદેવ,[14] પિંગલ અને સ્વયંભૂના[15] અભિપ્રાયોનો નિર્દેશ કર્યો છે. ત્રીજા અધ્યાયમાં તેમણે ધનપાલ (ઇ. સ.નો ૧૦ મો સૈકો) અને હેમચન્દ્રે રચેલાં પદ્યોનાં અવતરણ આપ્યાં છે. સાતમા અધ્યાયમાં તેઓ રાજા કુમારપાળની પ્રશંસાનું એક પ્રાકૃત પદ્ય (**सिरिमूलरायभुयइकुलग-**

૧૦. સરo એ જ, અધ્યાય ૮, प्रस्तारादिव्यावर्णनः.

૧૧. સર૦ છન્દઃ અ, અધ્યાય ૪, आर्यागलितखञ्जकद्वीपदव्यावर्णनः.

૧૨. સર૦ એ જ, અધ્યાય ૫, उत्साहादिप्रतिपादनं.

૧૩. સર૦ એ જ, અધ્યાય ૬, षट्पदीचतुष्पदीशासन.; અધ્યાય ૭, द्विपदीव्यावर्णनः.

૧૪. જયદેવે છન્દઃશાસ્ત્ર વિશે સૂત્રપદ્ધતિએ એક ગ્રન્થ રચ્યો હતો. અભિનવગુપ્તે (ઈ. સ. ૧૦૦૦ આસપાસ) 'નાટ્યશાસ્ત્ર' ઉપરની 'અભિનવભારતી' માં છન્દઃશાસ્ત્ર અને સંગીતના નિષ્ણાત તરીકે જયદેવનો ઉલ્લેખ કર્યો છે (કૃષ્ણમાચારિયર, ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, પૃ. ૯૦૨); અને તેથી જયદેવ અભિનવગુપ્તની પૂર્વે થઈ ગયો હતો એ સ્પષ્ટ છે.

૧૫. બે સુપ્રસિદ્ધ અપભ્રંશ કવિઓ ચતુર્મુખ સ્વયંભૂ અને એના પુત્ર ત્રિભુવન સ્વયંભૂ વિશે આપણે જાણીએ છીએ. તેઓ ઈ. સ. ના આઠમા અને દશમા સૈકાની વચ્ચે થઈ ગયા (શ્રી. મધુસૂદન મોદી ભાવિ, પુ. ૧, પૃ. ૫૭થી આગળ). અમરચંદ્રે જેનો મત ટાંક્યો છે તે સ્વયંભૂ આ બે અપભ્રંશ કવિઓમાંનો જ એક છે કે કેમ એ નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી.

यणमयंक०) ઉતારે છે તથા 'રત્નાવલિ'માંથી પણ એક પ્રાકૃત પદ્ય ટાંકે છે (कुसुमाउहपिअदूअओ० ૧-૧૩). આ અધ્યાયથી પ્રાકૃત અને અપભ્રંશ છંદોનું નિરૂપણ શરૂ થાય છે, અને હેમચન્દ્રકૃત 'છન્દોનુશાસન' જે 'છન્દશ્ચૂડામણિ' તરીકે પણ ઓળખાય છે એનું આ વિષયમાં ઋણ નિખાલસપણે કર્તા સ્વીકારે છે.[૧૬] અપભ્રંશ છંદોની ચર્ચા કરતા અધ્યાય આઠ અને નવ પણ સાહિત્યિક દૃષ્ટિએ ઘણા રસપ્રદ છે, કેમકે અપભ્રંશ સાહિત્યમાંથી સંખ્યાબંધ પદ્યો એમાં ઉદ્ધૃત કરવામાં આવ્યાં છે. કર્તા 'છન્દોનુશાસન'ના ઋણી હોઈ કેટલાંક અવતરણો એમાંથી પણ લેવાયાં છે. સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ અગત્યનાં એવાં કેટલાંક અવતરણો આપણે અહીં જોઈશું. પાંચમા અધ્યાયમાં એક સ્થળે મુંજ કવિના પાંચ દૂહાની તુલના કામદેવનાં પાંચ બાણ સાથે કરવામાં આવી છે—

चूडुल्लउ वाहोहजलु नयणा कंचुवि समघण ।
इय मुंजि रइया दूहडा पंचवि कामहु पंचसर ॥[१७]

"चूडुल्लउ०, वाहोहजलु०, नयणा०, कंचुवि०, समघण० (એ શબ્દોથી શરૂ થતા) મુંજે રચેલા પાંચેય દૂહા (જાણે કે) કામદેવનાં પાંચ બાણ છે."

આ પાંચમાંથી બે દૂહા કર્તાએ ટાંક્યા છે—

चूडुल्लउ चुण्णीहोइसइ मुद्धि कवोलि निहित्तउ ।
निद्धड्डउ सासानलिण वाहसलिलसंसित्तउ ॥[१८]

"મુગ્ધે! કપોલ નીચે મૂકેલો (તારો) ચૂડલો શ્વાસાનલથી દાઝયા પછી (તારા) અશ્રુના સલિલથી સિંચાતાં ભાંગીને ભૂકો થઇ જશે."

तं तेत्तिउ वाहोहजलु सिहिणि निरु वि न पत्तु ।
छिमछिमिवि गंडत्थलिहि सिमसिमिवि समत्तु ॥[१९]

---

૧૬. प्राकृताद्युपयोगीनि छन्दांसि कतिचिद् ब्रुवे ।
एषां च लक्षणे लक्ष्यं लिखिष्यामि पृथक् पृथक् ॥
श्रीहेमसूरिप्रणीतछन्दश्चूडामणेरिह ।
किंचित् किंचित् चान्यस्मादस्य छन्दोऽभिधास्यते ॥ (૭, ૧-૨)

૧૭. જુઓ છન્દઃ અ, ૬-૨૦ ઉપરની ટીકા.

૧૮. જુઓ એ જ. આ દૂહો નજીવા પાઠાન્તર સાથે હેમચન્દ્રના 'પ્રાકૃત વ્યાકરણ' (૪-૩૯૫)મા પણ છે.

૧૯. એ જુઓ જ.

"એટલું બધું અશ્રુપ્રવાહનું જળ ખરેખર સ્તનો સુધી પણ પહોંચી ન શક્યું. છમછમ–સમસમ એવા અવાજ સાથે એ (ઉષ્ણ) ગંડસ્થલ ઉપર જ સમાપ્ત થયું (સુકાઈ ગયું)."

આ દુહાઓનો કર્તા મુંજ કવિ કોણ હતો એ આપણે ચોક્કસપ જાણતા નથી. 'પ્રબન્ધચિન્તામણિ'માં મુંજના નામવાળા નવ અપભ્રંશ દુહા છે [20] ત્યાં મુંજ એ માળવાનો મહાન વિદ્યાવિલાસી રાજા છે, ને ઈ. સ. ના ૧૦મા સૈકામાં થઈ ગયો. મુંજને નામે ચડેલા અને હેમચન્દ્ર તથા અમરચન્દ્રે ઉદ્ધૃત કરેલા ઉપર્યુક્ત અપભ્રંશ દુહા આ કવિ–રાજાની રચના હોય એ શક્ય છે.

## પ્રકરણ ૧૭

### ન્યાયગ્રન્થ

#### વૈશેષિક દર્શન અને 'ન્યાયકન્દલી'

**૨૮૬.** હવે શ્રીધરકૃત 'ન્યાયકન્દલી' (ઈ. સ. ૯૯૧) ઉપરનું નરચન્દ્રસૂરિનું ટિપ્પણ આપણે લઈએ. કણાદનાં વૈશેષિક 'સૂત્રો'ના પ્રશસ્તપાદકૃત ભાષ્ય (ઈ. સ.નો ૫ મો સૈકો) ઉપરની 'ન્યાયકન્દલી' એ ટીકા છે. વૈશેષિક અને ન્યાય એ પરંપરાગત ષડ્દર્શનોમાનાં બે છે. પ્રારંભિક કાળમાં આ બન્નેય સ્વતંત્ર વિચારપ્રવાહો તરીકે વિકસ્યાં હતાં. ન્યાયનો ઉદ્ભવ વાસ્તવિક રીતે જોતાં બ્રાહ્મણગ્રન્થોમાંની એ વિશેની પ્રાચીનતર ચર્ચાઓમાંથી થયો છે, જેની વ્યવસ્થા પાછળથી મીમાંસાના એક વિભાગ તરીકે થઇ હતી. ખરી રીતે ન્યાય અથવા તર્ક, યોગ્ય રૂપાન્તર સાથે, પ્રત્યેક ભારતીય ચિન્તનપરંપરા–વૈદિક કે બૌદ્ધનો અગત્યનો અંશ બન્યો હતો. પરન્તુ ઇસવી સનની પ્રારંભિક શતાબ્દીઓમાં ગૌતમે 'ન્યાયસૂત્ર'માં સુવ્યવસ્થિત કરેલી પરિપાટી અનુસાર ન્યાયનું અલગ દર્શન બન્યું અને એને દર્શન તરીકે પૂર્ણ બનાવવા ખાતર વૈશેષિક તત્ત્વમીમાંસા (Metaphysics)નો સ્વીકાર કરવામાં આવ્યો. 'વૈશેષિકસૂત્રો' એ 'ન્યાયસૂત્રો' કરતાં પ્રાચીનતર હોવાનું મનાય છે.[1] મુખ્યત્વે પરમાણુવાદના પાયા ઉપર રચાયેલ વૈશેષિક એ મૂળ તત્ત્વમીમાંસાનો એક સંપ્રદાય હતો. આરંભકાળે એની પોતાની એક પ્રમાણપદ્ધતિ હતી; પણ પાછળથી ન્યાય અને વૈશેષિક એ પરસ્પરસંબદ્ધ દર્શનો બન્યાં, જેમાં

૨૦. પ્રચિ, પૃ. ૨૩–૨૪

૧. કીથ : ઇન્ડિયન લૉજિક એન્ડ ઍટોમિઝમ, પૃ. ૨૩–૨૪

વૈશેષિકે તત્ત્વમીમાંસાના અંગને પ્રાધાન્ય આપ્યું, જ્યારે ન્યાયે તાર્કિક અંગ ઉપર ભાર મૂક્યો.

૨૮૭. વૈશેષિક દર્શનના સાત પદાર્થોનો પ્રારંભિક ઇતિહાસ આ લેખવો મુશ્કેલ છે, પરન્તુ એટલું કહી શકાય કે પરમાણુવાદ તથા વિશેષનો સિદ્ધાન્ત ઘણો પ્રાચીન છે, અને એના પુરાવા પાલિ ત્રિપિટક તથા જૈન આગમ સાહિત્યમાંથી મળે છે. 'મિલિન્દપણ્હ' (ઈ. સ.ના ૨ લા સૈકા આસપાસ)[2] 'નીતિ' (અર્થાત્ 'ન્યાય') અને 'વૈશેષિક' શબ્દો[3] આપે છે. 'સ્થાનાંગસૂત્ર (અધ્યયન ૭), 'સમવાયાંગસૂત્ર' (પૃ. ૪૦) આદિ જૈન આગમ સાહિત્યના ગ્રન્થોમાં તથા 'વિશેષાવશ્યક ભાષ્ય' (ગાથા ૨૪૫૧–૨૫૦૮)માં 'તેરાસિય' અથવા ત્રૈરાશિક નામે દર્શનનો ઉલ્લેખ છે. આ દર્શનના સિદ્ધાન્તોનો જૈન ગ્રન્થોમાં આપેલો સાર સ્પષ્ટ રીતે કણાદમત વૈશેષિક છે.[4] પ્રકૃતિનું બંધારણ સમજાવવા માટે જૈનો એક પ્રકારના પરમાણુવાદનો–પુદ્ગલોને લગતા વાદનો સ્વીકાર કરે છે. જૈનોના આ પુદ્ગલવાદ અને વૈશેષિકોના પરમાણુવાદ વચ્ચે કંઇક સંબંધ હોય એમ જણાય છે. મધ્યકાળના કેટલાક જૈન લેખકોએ વૈશેષિક ગ્રન્થો ઉપર ટીકાઓ લખી છે એનો ખુલાસો પણ આમાંથી મળી રહે છે. નરચન્દ્રસૂરિએ પ્રશસ્તપાદભાષ્યની ટીકા 'ન્યાયકન્દલી' ઉપર ટિપ્પણ રચ્યું તથા રાજશેખરસૂરિએ (ઈ. સ. ૧૩૪૯ આસપાસ) એ જ ગ્રન્થ ઉપર પંજિકા રચી તેમાં તેઓ પોતાની પૂર્વેની આ પરંપરાને અનુસરતા હતા.

૨૮૮. પ્રશસ્તપાદભાષ્ય ઉપરની જૂની ટીકાઓ જેવી કે વ્યોમશિવાચાર્યકૃત 'વ્યોમવતી' (ઇ. સ. નો ૭ મો સૈકો),[5] ઉદયનાચાર્યકૃત 'કિરણાવલિ' (ઈ. સ. ૯૮૪) અને 'શ્રીધરાચાર્યકૃત 'ન્યાયકન્દલી'નો વૈશેષિક દર્શનના અભ્યાસીઓ ઉપર ભારે પ્રભાવ રહ્યો છે, અને એ ટીકાઓને પ્રસ્તુત દર્શનના ઇતિહાસમાં સીમાચિહ્નરૂપ ગણવામાં આવે છે. 'ન્યાયકન્દલી' સમેત ઉપર્યુક્ત ટીકાઓ વિદ્યાર્થીઓમાં ઘણો પ્રચાર પામી હતી અને તર્કશાસ્ત્રના ઉચ્ચતર અધ્યયનમાં પાઠ્યગ્રન્થ તરીકે તેઓનો ઉપયોગ થતો હતો. ગુજરાતના વિશેષ એ પરિસ્થિતિ હતી, કેમકે 'ન્યાયકન્દલી' ઉપરની ગણતર ટીકાઓમાંની બે–નરચન્દ્રસૂરિનું ટિપ્પણ અને રાજશેખરસૂરિની પંજિકા–

---

૨ વિન્ટરનિત્સ, એ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયન લિટરેચર, પુ. ૨, પૃ. ૧૭૫

૩ કીથ ઉપર્યુક્ત પૃ. ૧૪

૪ એજ, પૃ. ૧૪

૫. મહેન્દ્રકુમાર શાસ્ત્રી, 'પ્રમેયકમલમાર્તંડ', પ્રસ્તાવના, પૃ. ૮થી આગળ

અગાઉ સૂચવ્યું છે તેમ, ગુજરાતમાં રચાયેલ છે; મહાન તાર્કિક વાદી દેવસૂરિએ (ઈ. સ. નો ૧૨મો સૈકો) પોતાના 'સ્યાદ્વાદરત્નાકર'માં શ્રીધરનો નામ દઈને અથવા 'કન્દલી'કાર તરીકે વારંવાર ઉલ્લેખ કર્યો છે અને એમાંથી અવતરણ પણ આપ્યાં છે (ઉદાહરણ તરીકે જુઓ પૃ. ૩૨૮, ૪૧૨, ૪૧૬, ૮૫૨, ૯૨૩, ઇત્યાદિ); અને ગુજરાતના બીજા એક જૈન લેખક જયસિંહસૂરિએ ભાસર્વજ્ઞકૃત 'ન્યાયસાર' ઉપર પોતે રચેલ ટીકા 'ન્યાયતાત્પર્યદીપિકા'માં (ઈ. સ. ૧૩૬૬ આસપાસ) 'ન્યાયકન્દલી'ના કર્તાના અભિપ્રાયની માનપૂર્વક નોંધ કરી છે (**तथा च प्रतिपादयाञ्चकार श्रीकन्दलीकारः**, પૃ. ૪૭). 'ન્યાયકન્દલી' ઉપરના નરચન્દ્રસૂરિના ટિપ્પણનું અહીં આપણે અવલોકન કરીશું. અગાઉ બતાવ્યું છે તેમ (પૅરા ૧૧૯), તેઓ કેવળ ન્યાયશાસ્ત્રમાં નિપુણ હતા, એટલું જ નહિ, અલંકારશાસ્ત્ર, વ્યાકરણ અને જ્યોતિષ જેવાં શાસ્ત્રોમાં પણ પ્રવીણ હતા.

### 'ન્યાયકન્દલી' ઉપરનું નરચન્દ્રસૂરિનું ટિપ્પણ

૨૮૯. વૈશેષિક સૂત્રો ઉપરના પ્રશસ્તપાદના ભાષ્ય જેવા શકવર્તી ગ્રન્થનું 'ન્યાયકન્દલી' વિવરણ કરે છે અને એથી 'ન્યાયકન્દલી' ઉપર ટિપ્પણ લખનાર નરચન્દ્રસૂરિ ઉત્તમ નૈયાયિક ઉપરાંત અન્ય દર્શનોના પણ ઊંડા વિદ્વાન હોય એ સ્વાભાવિક છે. નરચન્દ્રસૂરિનું ટિપ્પણ હજી અપ્રસિદ્ધ છે; અંગ્રેજીમાં મારું આ પુસ્તક ૧૯૪૯ માં લખાયું ત્યારે હસ્તપ્રતો ઉપરથી જ એ ટિપ્પણનો અભ્યાસ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી શ્રી. જિતેન્દ્ર જેટલીએ એ ટિપ્પણનું સંપાદન કરવા સાથે ન્યાય-વૈશેષિકમાં જૈન વિદ્વાનોએ આપેલા ફાળાની સંશોધનાત્મક સમીક્ષા કરીને પીએચ. ડી.ની ઉપાધિ મેળવી છે, પણ તેમનો એ મહાનિબંધ પણ હજી અપ્રકટ છે. પ્રસ્તુત ટિપ્પણનું ગ્રન્થાગ્ર ૫૨૦૦ શ્લોકનું છે,[૬] અને એ રીતે 'ન્યાયકન્દલી'ની તુલનાએ તે બહુ સંક્ષિપ્ત છે, આમ છતાં નિરૂપિત વિષય ઉપરનું લેખકનું સંપૂર્ણ પ્રભુત્વ તથા એમની સરલ વિવરણપદ્ધતિ એમાં પ્રત્યક્ષ થાય છે. નરચન્દ્રસૂરિ જો કે ચુસ્ત જૈન હતા, છતાં પણ આ ટિપ્પણ તેમણે વૈશેષિક દર્શનના અનુયાયી તરીકે લખ્યું છે. આમ કરવામાં કર્તા વાચસ્પતિમિશ્ર (ઈ. સ. ૮૪૧) જેવા મહાન ભારતીય પંડિતોની પ્રણાલીને અનુસર્યા છે, જેમણે વેદાન્ત, સાંખ્ય, યોગ, મીમાંસા અને ન્યાય દર્શનના ગ્રન્થો ઉપર પ્રમાણભૂત વિવરણો લખ્યાં છે. જે ગ્રન્થ ઉપર પોતે ટીકા લખતા હોય તેને જ બરાબર વફાદાર રહેવાની

૬. જિરકો, પૃ. ૨૧૯

એ પ્રણાલી હતી. ઉદાહરણરૂપ થોડાંક અવતરણો આ વસ્તુ યોગ્ય રીતે જ બતાવી શકશે,

૨૯૦. 'ન્યાયકન્દલી'ના મંગલ શ્લોકમાંના **अद्वितीयम्** અને **ज्ञानात्मने** એ શબ્દો ઉપર નરચન્દ્ર ટીકા કરે છે—**अद्वितीयत्व वेदान्ताभिप्रायेण, विघटितानि आश्रितानां बन्धनानि येन स्वयं नित्यमुक्तत्वात् । अथवा महेश्वरोऽपि पुरुषेषु उत्तम इति तस्यैव नमस्कारो, अथाद्वितीयमिति न विद्यते द्वितीयो यस्य, ज्ञानात्मने इति ज्ञानधर्मवते इत्यर्थः । आत्मशब्दो धर्मेऽपि वर्तते यथा घटत्वं घटस्य स्वरूपं घटस्य धर्म इत्यर्थः ।**[६] આમ વેદાન્તની દૃષ્ટિએ અર્થ ઘટાવવાની શરૂઆત કરવા છતાં નરચન્દ્રે છેવટે તો એ નૈયાયિકની દૃષ્ટિએ સમજાવ્યો છે.

એ જ રીતે 'ન્યાયકન્દલી'એ (પૃ. ૫૭) ઉદ્ધૃત કરેલ **पराञ्चि खानि व्यतृणत् स्वयम्भूः तस्मात् परान् पश्यति नान्तरात्मा** એ શ્લોકાર્ધ ઉપર ટીકા કરતા નરચન્દ્ર લખે છે—**पराञ्चि खानि इति । ब्रह्मा पराञ्चि बाह्यार्थग्राहकाणीन्द्रियाणि सृष्टवांस्तत्कारणादस्मदादिशरीरान्तर्वर्तमान आत्मा परान् शरीराद्युपादानयोग्यान् परमाणून्न पश्यति । परो ह्यर्थ इन्द्रियैरेव ग्राह्यो नात्मना, इन्द्रियाणि च न परमाणुग्रहणे समर्थानीति भावः । व्यतृणदिति तृहे रौधादिकस्य ह्यस्तन्यां रूपम् ।**[७]

બીજે એક સ્થળે, ઈશ્વરેચ્છા પ્રલયકાળે કેવી રીતે ઉત્પન્ન થઈ શકે એ ન્યાય-વૈશેષિકની દૃષ્ટિએ નરચન્દ્રસૂરિ સમજાવે છે—**सञ्जिहीर्षेति** (ન્યાક, પૃ ૫૧) । **तावत्कालावच्छेदकोपाध्यवच्छिन्नकालसहकृतत्वमेवेश्वरेच्छाया उत्पादस्तस्या नित्यत्वात् । एवं प्रयत्नस्यापीति ।**[८] આવાં ઉદાહરણો નરચન્દ્રની વિષયનિરૂપણ પદ્ધતિ બતાવી શકશે એવાં વધુ ઉદાહરણ પણ આપી શકાય, પરન્તુ એટલું કહેવું બસ થશે કે તેઓ

---

૬ ન્યાટિ, પત્ર ૧ અહીં દર્શાવેલી પત્રસંખ્યા વડોદરાના શ્રી આત્મારામજી જૈન જ્ઞાનમન્દિરમાના મુનિશ્રી હંસવિજયજીના હસ્તલિખિત પુસ્તક ભંડાર માની 'ન્યાયકન્દલી' ટિપ્પણની હસ્તપ્રત નં ૨૭૦૯ ની છે

૭ એ જ, પત્ર ૨૧, જો કે કઠ ઉપનિષદ (૨ ૧-૧)મા આ ઋચામા पराङ् અને नान्तरात्मन् પ્રચલિત પાઠ છે, જેમા पराङ्=સામેની બાજુ' અને अन्तरात्मन्=अन्तरात्मनि=આત્માને વિશે-અંતરાત્મામા એવો અર્થ છે

૮. એ જ, પત્ર ૨૫

મતનું અનેક સ્થળે 'ન્યાયકન્દલી'એ ખંડન કર્યું છે; અને નરચન્દ્રે પણ, આ ટિપ્પણ લખતાં 'વ્યોમવતી'નો સંપૂર્ણ અભ્યાસ કર્યો હોય એમ જણાય છે. આ વસ્તુ ખાસ નોંધપાત્ર એટલા માટે છે કે શ્રીધરે નામ લીધા વિના ચૂંચવેલા મત 'વ્યોમવતી'માંથી હોવાનું નરચન્દ્રે બતાવ્યું છે. આવા થોડાક ઉલ્લેખ અહીં હું ટાંકીશ—

(૧) क्त्वाप्रत्ययेनानूद्यते इति–व्योमशिवेन व्याख्यातं तद्विधिनिषेधाभावान्निष्प्रयोजनमिति दूषयिष्यन्नन्यथा व्याचष्टे अत्रैव च (ન્યાક, પૃ. ૨) ।[૧૩]

(૨) किमस्यास्तित्वे प्रमाणम् ? प्रत्यक्षमेव, त्वगिन्द्रियव्यापारेण वायुर्वातीत्यपरोक्षज्ञानोत्पत्तेरिति कश्चित् (ન્યાક, પૃ. ૪૬) । कश्चिदिति व्योमशिवः ।[૧૪]

(૩) स्पर्शनप्रत्यक्षो वायुरुपलभ्यमानस्पर्शाधिष्ठानत्वात् (ન્યાક, પૃ. ૪૬) । व्योमशिवमते तु शीतो वायुरित्यादौ जलादिस्पर्शोपलम्भेपि अन्धस्योष्णो घट इतिवत् वायुप्रत्यक्षत्वम् ।[૧૫]

(૪) अत्राह कश्चिद् (ન્યાક, પૃ. ૨૧૪) । अत्राह कश्चिदिति शब्दप्रमाणान्तरवादी व्योमशिवादिः ।[૧૬]

૨૯૩. નરચન્દ્રસૂરિએ પોતાના ટિપ્પણમાં आत्यन्तिकत्वના જે વિકલ્પો આપ્યા છે તે ઉપરથી તાર્કિકોની વાદપ્રધાન શૈલી વિશે તેમની અસાધારણ પ્રવીણતા જણાય છે. એ ખંડક નરચન્દ્રની તાર્કિક તરીકેની શક્તિ ઉપર અચ્છો પ્રકાશ પાડે છે, અને તેથી એ આખોયે અહીં ઉતાર્યો છે—तस्मादहितनिवृत्तिरात्यन्तिकीति ( ન્યાક, પૃ. ૪૧ ) । ननु किमिदमात्यन्तिकत्वं ? न तावन्निवृत्तस्य पुनरुत्पादस्तस्य संसारिसाधारण्यात्, संसारिणामपि यद्दुःखं निवृत्तं न तत्पुनरुत्पद्यते; नाप्युच्छित्तिः प्रलयेऽपि निर्वाणप्रसङ्गात्, नापि निवृत्तजातीयस्य पुनरनुत्पादः, कोऽयमनुत्पादो नाम ? किं प्रागभाव उत प्रध्वंसाभावोऽथेतरेतराभाव, आहोस्विदत्यन्ताभावः ? तत्र न तावत् पूर्वत्रितयं संसारिसाधारण्यात्, नापि तुर्यः, स किं दुःखमात्रस्य

૧૩. એ જ, પત્ર ૨૬-૨૭
૧૪. એ જ, પત્ર ૨૪
૧૫. એ જ, પત્ર ૨૪
૧૬. એ જ, પત્ર ૬૪

(२) प्रधानात्मकत्वे सति (न्याक, पृ. १४४)। सांख्यैर्हि कार्यं प्रकृतितत्त्वकार्यमेवाभ्युपगम्यते, ततः कार्यकारणयोस्तादात्म्येऽतीन्द्रियकारणात्मकत्वात्कार्यजातस्याप्यतीन्द्रियत्वप्रसङ्गः, वैशेषिकमते तु भेदाभ्युपगमाद् द्व्यणुकस्याप्रत्यक्षत्वेऽपि तत्कार्यस्योद्भूतरूपवत्त्वादिसामग्रीवशात् प्रत्यक्षतोपपद्यत एव ।[२६]

(३) प्रधानस्य विकारो महदिति (न्याक, पृ. १७१) । सांख्यमते हि प्रकृतिर्नाम प्रधानापरपर्यायं सर्वोत्पत्तिमत्कारणं प्रथमं तत्त्वमभ्युपगच्छन्ति । तद्विकारमहत्तत्त्वं तस्य चान्तःकरणं चित्तं चेति पर्यायौ तद्विकारतत्त्वं, ततः पंचतन्मात्राणि स्पर्शनादीनि पंचबुद्धीन्द्रियाणि वाक्पाण्यादीनि पंचकर्मेन्द्रियाणि मनश्चेति । अत एव महदहङ्कारमनःसहितैर्बुद्धिकर्मेन्द्रियैस्त्रयोदशेन्द्रियाण्युपपद्यन्ते ।[२७]

## (૨) યોગ

(१) क्लेशकर्मेति (न्याक, पृ. ५८) । अविद्या-अस्मिता-राग-द्वेषाभिनिवेशाः क्लेशाः, कर्माणि योगादीनि, विपाका जात्यायुर्भोगाः, आशया धर्माधर्मसंस्काराः । संस्काराणां तु केवलानामाशयत्वे कर्मशब्देन धर्माधर्मयोरभिधानम् ।[२८]

## (૩) મીમાંસા અને તેની શાખાઓ

(१) शब्दस्य हि निजम् (न्याक, पृ. २१६) । शब्दस्य हि निजमिति वैशेषिकभट्टमते सामान्यं प्रभाकरमते तु स्वरूपमेवेति ।[२९]

(२) अत्रैके वदन्ति (न्याक, पृ. २१७) अत्रैके इति स्वतःप्रामाण्यवादिनो जैनभट्टबौद्धादयः, भाट्टादयो हि ज्ञानमेव प्रमाणमाहुः, वैशेषिकास्तु ज्ञानं धूमचक्षुरादिकमज्ञानं च प्रमाणमाहुरित्यज्ञानरूपप्रमाणाभिप्रायेणाह—प्रामाण्यमेव तावदिति ।[३०]

(३) तत्किं स्वतो ज्ञायते (न्याक, पृ. २१८) । भट्टाभिप्रायेण यस्मादेव ज्ञाततादेर्ज्ञानं ज्ञायते तस्मादेव स्वकीयात्प्रामाण्यमपि ज्ञायत इत्यत्र स्वशब्दः आत्मीयवचनः बौद्धप्रभाकरमते तु ज्ञानस्य

૨૬. એ જ, પત્ર ૫૩
૨૭. એ જ, પત્ર ૫૬
૨૮. એ જ, પત્ર ૩૭
૨૯. એ જ, પત્ર ૬૫
૩૦. એ જ, પત્ર ૬૬

स्वसंवेदनस्याभ्युपगमात् स्वस्मादात्मन एव ज्ञायत इत्यत्र स्वशब्दः आत्मवचनः ।[31]

(४) ये तावत्पूर्वेति (न्याक, पृ ૨૨०) । जरन्मीमांसकमतोपमानमुपदर्शयन्तिर्भावयति—ये तावत्पूर्वेति ।[32]

(४) वेदान्त

(१) यदाहुरेके (न्याक, पृ ९७) । यदाहुरेके इति वेदान्तवादिन इत्यर्थः ।[33]

(२) केचित्सामान्यवत् शुक्लादिगुणानपि व्यापकान् नित्यानाहुस्तन्निराचष्टे—एतेनैकमिति (न्याक, पृ ९८) ।[34]

(३) ये तु शुक्तिकायामिति (न्याक, पृ १८१) । ये इति जरद्वेदान्तिन. ।[35]

**૨૯૬.** નરચન્દ્રસૂરિ એક ઉત્તમ તાર્કિક હોવા ઉપરાત, 'પ્રાકૃત પ્રબોધ'નુ અવલોકન કરતા આપણે જોયુ છે તેમ (પૅરા ૨૮૧), એક ઉત્તમ વૈયાકરણ પણ છે આ ટિપ્પણમા પણ તેમણે મધ્યાગધ શબ્દોની વ્યુત્પત્તિ વ્યાકરણને આધારે આપી છે તથા કેટલેક સ્થળે વ્યાકરણવિષયક સક્ષિપ્ત ચર્ચા કરી છે,[36] જે વ્યાકરણ શાસ્ત્ર ઉપરનો એમનો કાબૂ દર્શાવે છે

**૨૯૭.** નરચન્દ્રસૂરિના ટિપ્પણમાથી 'ન્યાયકન્દલી'ના કર્તા શ્રીધર વિશે પણ કેટલીક અગત્યની ઐતિહાસિક માહિતી મળે છે 'ન્યાયકન્દલી'ના અતભાગ ઉપરથી જણાય છે કે શ્રીધર ગૌડ દેશમા રાઢ પ્રદેશનો વતની હતો અને ત્યાના રાજા પાડુદાસની વિનતિથી આ ગ્રન્થ તેણે રચ્યો હતો ટૂકમા, પાડુદાસ શ્રીધરનો આશ્રયદાતા હતો હવે, નરચન્દ્ર પોતાના ટિપ્પણમા એક સ્થળે લખે છે—**पाण्डुदासोऽयं ग्रन्थपृच्छिछ्य'** ।[37] 'ન્યાયકન્દલી'ની બનારસની આવૃત્તિ (પૃ ૯૩)મા અહીં **ઘટોડય** એવો પાઠ છે આના ઉપરથી અનુમાન થઈ શકે કે નરચન્દ્ર પાસેની 'ન્યાયકન્દલી'ની હસ્તપ્રતમા

---

31 એ જ, પત્ર ૬૬
32 એ જ, પત્ર ૬૮
33 એ જ, પત્ર ૪૨
34 એ જ, પત્ર ૪૨
35 એ જ, પત્ર ૫૮
36 એ જ, પત્ર ૧૮, ૨૧ ૨૨, ૫૨ ઇત્યાદિ
37 એ જ, પત્ર ૪૦

કેટલાક મહત્ત્વના પાઠાન્તરો હતા અને પાદુકાસ એ શ્રીધરનો શિષ્ય હતો એવી પરંપરા વિદ્વાન ગુજરાતમાં તો હતી નરચન્દ્રના ટિપ્પણમાં શ્રીધરના ગુરુ તરીકે ભટ્ટાચાર્યનું નામ આપેલું છે—**गुरुभिरिन्द्रियज्ञा भ्रान्तिरुच्यते** (ન્યાક, પૃ ૧૭૮)। **गुरुभिरिति भट्टाचार्यैरित्यर्थ** ।[38] 'ન્યાયકન્દલી'ના સુપ્રસિદ્ધ કર્તાના અંગત જીવનને લગતી આ હકીકત નોંધપાત્ર છે, કેમકે બીજા કોઈ પણ સાધનમાંથી એ મળતી નથી

**૨૯૮.** આમ નરચન્દ્રસૂરિ એક વ્યુત્પન્ન તાર્કિક અને વિવિધ શાસ્ત્રોના ઊંડા વિદ્વાન હોવા છતાં સંસ્કૃત શાસ્ત્રોના ટીકાકારોમાં નજરે પડતી એક સામાન્ય ક્ષતિથી તેઓ મુક્ત નથી ટીકાના પ્રારંભમાં તેઓ પૂરતો વિસ્તાર કરે છે, પણ ખાસ કરીને ઉત્તરાર્ધમાં તો, જાણે કે પોતાના સાહિત્યિક પ્રયત્નથી તેઓ થાકી ગયા હોય તેમ, એમનું નિરૂપણ પ્રમાણમાં સંક્ષિપ્ત બની જાય છે 'ન્યાયકન્દલી' ઉપરના ટિપ્પણમાં, મૂળ ગ્રન્થના પ્રારંભમાં આવતો દ્રવ્યગ્રન્થ નરચન્દ્રે પૂરતી વિગતથી સમજાવ્યો છે પણ રચના આગળ ચાલે છે તેમ તેમ એમનું વિવરણ ટૂંકું ને ટૂંકું થતું જાય છે દ્રવ્ય ગ્રન્થની તુલનાએ ગુણગ્રન્થનું વિવરણ સંક્ષિપ્તતર બને છે, કર્મ અને સામાન્યને બહુ જલદીથી પતાવી દીધા છે, વિશેષ ઉપર કશું લખવામાં આવ્યું નથી, અને સામાન્ય વિશે માત્ર ત્રણ કે ચાર પંક્તિઓ છે 'ન્યાયકન્દલી'નું આ ટિપ્પણ 'અનર્ઘરાઘવ' ઉપરના ટિપ્પણ અને 'પ્રાકૃતપ્રબોધ'ની જેમ જ વિદ્યાર્થીઓને સરલ માર્ગદર્શિની આપવાના ઉદ્દેશથી નરચન્દ્રે લખ્યું હોય, અથવા આ ટિપ્પણ શિષ્યો સમક્ષ તેમણે આપેલાં વ્યાખ્યાનોની નોંધરૂપે હોય જો એમ હોય તો એમાંની એમની નિરૂપણરીતિ માટે કંઈક તર્કગ્રાહ્ય કારણ આપી શકાય

## પ્રકરણ ૧૮

## જ્યોતિષ ગ્રન્થો

### જ્યોતિષવિષયક સાહિત્ય

**૨૯૯.** ભારતમાં વિકસેલી સૌથી પ્રાચીન વિદ્યાઓમાંની એક જ્યોતિષ પણ હતી જ્યોતિષ એ ૭ વેદાંગો પૈકી એક છે "બ્રાહ્મણોમાં અને ધર્મસૂત્રોમાં શુભ ગ્રહનો ખ્યાલ સ્વીકારાયેલો જોવામાં આવે છે અને ધર્મસૂત્રો કહે છે કે રાજદરબારમાં જેમ પુરોહિત હોય તેમ જ્યોતિષી પણ હોવો જોઈએ, અને બંદીજનો તથા પુરોહિત અને જ્યોતિષીના સેવકોને 'અર્ઘ-

---

૩૮ એજ, પત્ર ૫૮

શાસ્ત્ર ' નીચલી કોટિના રાજકર્મચારીઓ તરીકે ગણાવે છે. "[1] વરાહમિહિરના મહાન ગ્રન્થ 'બૃહત્સંહિતા'માંથી (ઇ. સ. ૫૫૦ આસપાસ) અત્યારે જેઓની રચનાઓ ઉપલબ્ધ નથી એવા જ્યોતિષશાસ્ત્રના લેખકો, જેવા કે અસિત, દેવલ, ગર્ગ, વૃદ્ધ ગર્ગ, નારદ અને પરાશરનાં નામ જાણવા મળે છે; અને તે ઉપરથી એ પણ જણાય છે કે વરાહમિહિરની પહેલાં પણ આ વિષયના પ્રમાણભૂત ગ્રન્થો હતા. વરાહમિહિરમાં એક સ્થળે[2] યવનો અર્થાત્ ગ્રીકોની જ્યોતિષશાસ્ત્રજ્ઞતાની પ્રશંસા કરવામાં આવી છે તથા સંસ્કૃતમાં જ્યોતિષ શાસ્ત્રના કેટલાક પારિભાષિક શબ્દો સીધેસીધા ગ્રીક જ્યોતિષમાંથી લેવાયા છે,[3] એથી ભારતમાં આ વિદ્યાશાખા ઉપર ગ્રીક વિદ્યાની સ્પષ્ટ અસર હોવાનુ સૂચિત થાય છે.

૩૦૦. પાછળના સંસ્કૃત સાહિત્યમાં કેવળ જ્યોતિષશાસ્ત્રની જ નહિ, પણ તે સાથે સંબંધ ધરાવતી વિદ્યાઓ—શકુનશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, સ્વરોદય, કાકરુત, શ્વાનરુત આદિ વિશે સંખ્યાબંધ રચનાઓ થયેલી જોવામાં આવે છે. ઠેઠ આગમકાળમાં જ્યારે 'ગણિવિજ્જા' અને 'અંગવિજ્જા' જેવાં આગમો રચાયાં ત્યારથી માંડી અર્વાચીન કાળ સુધી આ તમામ વિદ્યાશાખાઓમાં જૈનોએ નોંધપાત્ર ફાળો આપ્યો છે,[4] કેમકે જ્યોતિષ અને વૈદ્યક એ જૈન યતિઓના શોખ અને રસના વિષયો હતા તથા કેટલીક વાર એ તેમનો વ્યવસાય પણ બન્યા હતા. ગુજરાતમાં રચાયેલા જ્યોતિષના પ્રમાણમાં જૂના ગ્રન્થોમાં ઈ. સ. ૧૧૬૦ માં કુમારપાળના રાજ્યમાં દુર્લભરાજે શરૂ કરેલા અને તેના પુત્ર જગદ્દેવે પૂરા કરેલા 'સામુદ્રિકતિલક'નો ઉલ્લેખ કરી શકાય. આ જગદ્દેવે 'સ્વપ્નચિન્તામણિ' નામે સ્વપ્નશાસ્ત્રનો ગ્રન્થ પણ રચ્યો હતો. આ પછી થોડા જ સમયમાં અજયપાળના રાજ્યકાળમાં અણહિલવાડમાં આમ્રદેવના પુત્ર નરહરિએ 'નરપતિજયચર્યાસ્વરોદય' લખ્યો હતો.[5]

---

૧. કીથ, સંસ્કૃત લિટરેચર, પૃ. ૫૨૮

૨. 'બૃહત્સંહિતા,' ૨–૧૪

૩. કીથ, ઉપર્યુક્ત, પૃ. ૫૩૦ વળી જુઓ સાંડેસરા, 'શબ્દ અને અર્થ', પૃ. ૧૩૪–૩૬.

૪. જિરકો, પૃ. ૧૨૮, ૧૩૪, ૧૫૦–૫૧, ૧૫૯, ૩૬૮–૬૯, ૪૬૦; જૈસમ, પૃ. ૧૯, પૃ. ૪

૫. કીથ, ઉપર્યુક્ત, પૃ. ૫૩૪–૩૫. વળી જુઓ લીંસૂ, પૃ. ૧૬૦ અને જૈસાઇ, પૃ. ૨૭૭–૭૮.

**ઉદયપ્રભસૂરિકૃત 'આરંભસિદ્ધિ' અને નરચન્દ્રસૂરિકૃત 'જ્યોતિઃસાર'**

૩૦૧. કુમારપાળ અને અજયપાળના સમય પછી થોડાક દશકા બાદ આપણે વસ્તુપાળના સમયમાં આવીએ છીએ. વસ્તુપાળના વિદ્વન્મંડળના સાહિત્યફાલમાં જ્યોતિષશાસ્ત્રના બે ગ્રન્થો ઉદયપ્રભસૂરિકૃત 'આરંભસિદ્ધિ' અને નરચન્દ્રસૂરિકૃત 'જ્યોતિઃસાર'–છે 'આરંભસિદ્ધિ'માં કુલ ૪૧૨ શ્લોકો છે, જ્યારે 'જ્યોતિઃસાર'ના ઉપલબ્ધ અંશોમાં કુલ ૨૫૭ શ્લોક છે. આ બન્ને ગ્રન્થો મુહૂર્તશુદ્ધિને લગતા છે. જ્યોતિષશાસ્ત્રની એ શાખામાં જૈન વિદ્વાનોએ ખાસ પ્રવીણતા મેળવી હતી. જૈન સાહિત્યમાં જ્યોતિષશાસ્ત્ર અને તત્સંબદ્ધ વિદ્યાઓની પુષ્કળ રચનાઓ છે, પણ ઉપર્યુક્ત બે ગ્રન્થો હમેશાં પ્રમાણભૂત ગણાયા છે, અને ગુજરાત અને રાજસ્થાનના જુદા જુદા પ્રાચીન ગ્રન્થભંડારોમાંથી એ બન્નેયની કડીબંધ હસ્તપ્રતો મળી શકે છે તે ઉપરથી એમની લોકપ્રિયતા અને પ્રચારનો ખ્યાલ આવે છે.

## પ્રકરણ ૧૯

## જૈન પ્રકરણગ્રન્થો ઉપરની ટીકાઓ

### જૈનોનું ટીકાસાહિત્ય

૩૦૨. જૈનોના ટીકાસાહિત્યનો આરંભ નિર્યુક્તિઓથી ગણી શકાય. નિર્યુક્તિઓ એ આગમોના કેટલાક અંશ ઉપરનાં પદ્યાત્મક પ્રાકૃત વિવરણો છે, અને પરંપરાથી એના કર્તા ભદ્રબાહુ ગણાય છે (પેરા ૨૨૪). એ પછી પ્રાકૃત પદ્યમાં રચાયેલાં ભાષ્યો આવે છે. આ ભાષ્યોની કેટલીક વાર નિર્યુક્તિઓ સાથે એટલી ભેળસેળ થઈ ગયેલી હોય છે કે ભાષ્યગાથા અને નિર્યુક્તિગાથાનો ભેદ કરવો મુશ્કેલ પડે છે. કેટલાંક આગમો ઉપરની ચૂર્ણિઓ અથવા પ્રાકૃત ગદ્ય ટીકાઓના કર્તા જિનદાસગણિને ગણવામાં આવે છે. 'નન્દિસૂત્ર' ઉપરની એમની ચૂર્ણિ ઈ. સ. ૬૭૭માં પૂર્ણ થઈ હતી, એ જોતાં તેઓ સાતમા શતકમાં વિદ્યમાન હતા. આ પછી એવો યુગ શરૂ થાય છે, જેમાં જૈનોએ પોતાના પ્રાકૃત ધર્મગ્રન્થો ઉપર સંસ્કૃત ટીકાઓ લખવા માંડી, કેમકે એ સમય સુધીમાં વિદ્વત્તા અને ઉચ્ચ વિદ્યાની ભાષા તરીકે તેમણે સંસ્કૃતનો પૂરેપૂરો સ્વીકાર કર્યો હતો; પરિણામે, હરિભદ્રસૂરિ, શીલાંકદેવ, અભયદેવસૂરિ, મલયગિરિ ( જે સર્વનો પહેલા પ્રકરણમાં નિર્દેશ કર્યો છે ) અને બીજા અનેક વિદ્વાનોની કલમે લખાયેલી પ્રૌઢ સંસ્કૃત ટીકાઓ

ચાલુ રહી હતી, જ્યારે 'કલ્પસૂત્ર' ઉપર વિનયવિજયકૃત 'સુબોધિકા,' ધર્મસાગરકૃત 'કિરણાવલિ' જેવી અગત્યની ટીકાઓ રચાઈ હતી.

૩૦૩. વસ્તુપાળના સાહિત્યમંડળની રચનાઓમાં આગમો ઉપરની કોઈ ટીકાઓ નથી, પણ પ્રકરણગ્રન્થો ઉપરની ત્રણ વિસ્તૃત સંસ્કૃત ટીકાઓ છે. ધર્મ કે તત્ત્વજ્ઞાનને લગતા કોઈ એક વિષય ઉપર પ્રાકૃત પદ્યમાં રચાયેલી સંક્ષિપ્ત કૃતિઓને જૈન સાહિત્યમાં 'પ્રકરણ' કહે છે. પ્રસ્તુત ત્રણ ટીકાઓ તે ધર્મદાસગણિકૃત 'ઉપદેશમાલા' પ્રકરણ ઉપર ઉદયપ્રભસૂરિની 'કર્ણિકા,' તથા આસડકૃત 'વિવેકમંજરી' અને 'ઉપદેશકન્દલી' પ્રકરણો ઉપર બાલચન્દ્રની બે ટીકાઓ.

### ઉદયપ્રભસૂરિકૃત 'ઉપદેશમાલાકર્ણિકા'

૩૦૪. પહેલાં 'ઉપદેશમાલાકર્ણિકા' લઈએ. 'ઉપદેશમાલા' એ ૫૪૦ પ્રાકૃત ગાથાઓમાં ધાર્મિક અને નૈતિક ઉપદેશ આપતી કૃતિ છે. એના કર્તા ધર્મદાસગણિ[૧] પરંપરાથી મહાવીરના સમકાલીન મનાય છે.[૨] પરંતુ આ શક્ય નથી, કેમકે 'ઉપદેશમાલા'ની ભાષા પશ્ચાત્કાલીન જૈન મહારાષ્ટ્રી છે. ગમે તેમ, પણ ધર્મદાસગણિ ઈ. સ.ના નવમા સૈકા પહેલાં થયેલા છે, કેમકે એ શતકના આરંભમા સિદ્ધર્ષિએ એ પ્રકરણ ઉપર ટીકા રચેલી છે (પૅરા ૧૫). 'ઉપદેશમાલા'નો બહોળો પ્રચાર અને અભ્યાસ થયો હતો, અને એ ગ્રન્થ ઉપરની અરાઢ સંસ્કૃત ટીકાઓ, એક પ્રાકૃત ટીકા, અને સંખ્યાબંધ જૂના ગુજરાતી બાલાવબોધો જાણવામાં આવ્યા છે.[૩] કાલાનુક્રમની દૃષ્ટિએ ઉદયપ્રભની 'કર્ણિકા' એ 'ઉપદેશમાલા' ઉપરની ચોથી ટીકા છે, એ પહેલાંની ત્રણ તે સિદ્ધર્ષિની ટીકા, કૃષ્ણના શિષ્ય જયસિંહસૂરિની (ઈ. સ. ૮૫૭)[૪] પ્રાકૃત વૃત્તિ તથા રત્નપ્રભસૂરિકૃત 'દોઘટ્ટીવૃત્તિ' (ઈ. સ ૧૧૮૨) છે.[૫] ઉદયપ્રભની કર્ણિકા અપ્રકટ હોઈ હસ્તપ્રતરૂપે જ મળે છે. એ બહુ વિસ્તૃત ટીકા છે; એનુ ગ્રન્થાગ્ર ૧૨૨૭૪ શ્લોકનુ છે.[૬] આ વિસ્તાર મૂળની પ્રાકૃત ગાથાઓના વિવરણથી થયો નથી, એ વિવરણ તો ઘણુ ટૂંકુ છે, ગાથાઓમાં

૧. જૈસાઇ, પૃ. ૧૬૧, જિરકો, પૃ ૨૦૧

૨. જૈસાઇ, પૃ. ૩૧

૩. જિરકો, પૃ. ૪૯-૫૧

૪. આ જ કર્તાએ પ્રાય ધર્મદાસગણિમાથી પ્રેરણા મેળવીને ઈ. સ. ૮૫૯માં 'ધર્મોપદેશમાલા' નામે પ્રાકૃત પ્રકરણ રચ્યુ છે.

૫. જિરકો, પૃ. ૪૯-૫૦

૬. એ જ, પૃ. ૫૦

છેલ્લા મુદ્દાઓના ઉદાહરણરૂપે આપેલાં સંખ્યાબંધ દૃષ્ટાન્તો અને કથાનકોથી આ વિસ્તાર વધ્યો છે. નમૂનારૂપે કહીએ તો, પહેલી ત્રણ જ ગાથાઓ ઉપરની ટીકાનું ગ્રન્થાગ્ર ૧૯૪૪ શ્લોકનું છે. ટીકાનાં તમામ દૃષ્ટાન્તો જૈન ધર્મકથાના લાક્ષણિક નમૂનાઓ છે. એ દૃષ્ટાન્તો, નિયમ તરીકે, જૈન પુરાણકથા અથવા જૈન ઐતિહાસિક અનુશ્રુતિમાંથી લેવાયાં છે અને અનુષ્ટુપ છંદમાં જ છે, જ્યારે મૂળ ગાથાઓ ઉપરનું અર્થદ્યોતક વિવરણ ગદ્યમાં છે. આઠમા મંગલશ્લોકમાં ઉદયપ્રભસૂરિએ પોતાની પૂર્વે થઈ ગયેલા ટીકાકારોમાં સિદ્ધર્ષિનો ઉલ્લેખ કર્યો છે—

> गाथास्तु खलु धर्मदासगणिनः सञ्जातरूपश्रियः
> किञ्चैष स्फुरदर्थरत्ननिकरः सिद्धर्षिणार्पितः ।
> तेनैतामतिवृत्तसंस्कृतमयीमातन्वतः कर्णिकां
> वृत्तिं मेऽत्र सुवर्णकारपदवीमीमाश्रमश्चिन्त्यताम् ॥ (પત્ર ૧)

**'વિવેકમંજરી' અને 'ઉપદેશકન્દલી' ઉપર બાલચન્દ્રની ટીકાઓ**

૩૦૫. આસડકૃત બે પ્રાકૃત પ્રકરણો 'વિવેકમંજરી' અને 'ઉપદેશકંદલી' ઉપરની બાલચન્દ્રની ટીકાઓનું વિહંગાવલોકન કરીએ. 'વિવેકમંજરી' મૂળમાં ૩૨૭ ગાથાઓ છે, જ્યારે 'ઉપદેશકન્દલી'માં ૧૨૫ ગાથાઓ છે, અને બન્ને કૃતિઓ વિવિધ પ્રકારે ધર્મબોધ આપવા રચાઈ છે. 'વિવેકમંજરી' મૂળ અને ટીકા મુદ્રિત થયેલ છે, જ્યારે 'ઉપદેશકન્દલી' મૂળ અને ટીકા અપ્રકટ હોઈ માત્ર હસ્તપ્રતરૂપે મળે છે. બન્ને ટીકાઓ ઉપર્યુક્ત 'કર્ણિકા'ની પદ્ધતિએ રચાયેલી છે અને એમાં વચ્ચે વચ્ચે અનેક લાંબાં પદ્ય-આખ્યાનકો આવે છે. આથી 'વિવેકમંજરી' ટીકાનું ગ્રન્થાગ્ર ૮૦૦૦ શ્લોકનું છે,[૭] જ્યારે 'ઉપદેશકન્દલી' ટીકાનું ગ્રન્થાગ્ર ૭૬૦૦ શ્લોકનું છે.[૮] 'વિવેકમંજરી' ટીકા ચાર ખંડમાં વહેંચાયેલી છે, અને એમાંના પહેલા ત્રણેય ભાગને અંતે ટીકાકાર બાલચન્દ્રે જેની વિનંતિથી આ ટીકા રચી હતી તે આસડના પુત્ર જૈત્રસિંહની (પૅરા ૧૨૫) પ્રશસ્તિ છે, જ્યારે ચોથા ભાગને અંતે એક લાંબી પ્રશસ્તિ આપેલી છે, જે 'ઉપદેશકન્દલી' ટીકાને અંતે પણ શબ્દશઃ મળે છે. 'ઉપદેશકન્દલી' ટીકાના બાર ખંડ છે; દરેક ખંડને અંતે પ્રશસ્તિના બે શ્લોક છે; એમાંનો પહેલો શ્લોક બાલચન્દ્રના ગુરુ હરિભદ્રસૂરિની અને બીજો શ્લોક મૂલ પ્રકરણોના કર્તા આસડની પ્રશંસા કરે છે. બન્નેય ટીકામાંનાં

---

૭. अष्टावत्र(ष्टौ)सहस्राणि भवन्ति हि ।
 प्रत्यक्षर गणनया ग्रन्थमाने विनिश्चिते ॥ (વિમરી, પૃ. ૨૧૭)

૮. જિરકો, પૃ. ૪૭

કેટલાક કથાનકો સેંકડો શ્લોકોમાં વિસ્તરેલાં છે 'વિવેકમંજરી' ટીકામાં કર્તાએ ભરતનું ચરિત્ર વર્ણવતું કુલ ચાર સર્ગ અને ૫૪૫ શ્લોકોમાં રચાયેલું 'ભરતભૂષણ મહાકાવ્ય',[૯] ત્રણ સર્ગ અને ૫૫૬ શ્લોકોનું 'સીતાચરિત' મહાકાવ્ય'[૧૦] તથા નળ-દમયંતીની કથા વર્ણવતું ત્રણ સર્ગ અને ૩૧૪ શ્લોકનું 'દમયંતી-ચરિત મહાકાવ્ય'[૧૧] આપેલ છે 'મહાકાવ્ય' શબ્દનો ધાર્મિક દૃષ્ટિએ મહાન સ્ત્રીપુરુષોનું ચરિત્ર એવો મર્યાદિત અર્થ અહીં કરવાનો છે (જુઓ પેરા ૧૬૬) આમાંનું 'સીતાચરિત મહાકાવ્ય' 'ઉપદેશ કન્દલી ટીકા'માં પણ છે[૧૨] વળી ચાર સર્ગ અને ૩૩૬ શ્લોકમાં શ્રેણિક રાજાનું જીવન વર્ણવતું 'શ્રેણિકોપાખ્યાન મહાકાવ્ય' નામનું સુદીર્ઘ કથાનક પણ 'ઉપદેશકન્દલી ટીકા'માં આવે છે[૧૩] બન્ને ટીકાઓના કર્તા એક હોવાને કારણે બન્નેયમાં કેટલીક કથાઓ શબ્દશઃ સમાન છે 'વિવેકમંજરી' ટીકામાં એક સ્થળે કર્તાએ સ્વરચિત સુભાષિત ટાંક્યું છે[૧૪]તે ઉપરથી અનુમાન થાય છે કે તેમણે બીજાં પણ સુભાષિતો રચ્યાં હશે

૩૦૬. આ ત્રણે ટીકાઓની વિવરણપદ્ધતિ લગભગ એકસરખી છે એનું કારણ આગમો ઉપરના ટીકાસાહિત્યના ઇતિહાસમાં રહેલું છે પદ્યાત્મક નિર્યુક્તિઓ અને ભાષ્યો ઘણી વાર કથાનકો આપે છે, પણ તે કેટલાક સૂચક શબ્દો દ્વારા માત્ર એનો સાર બતાવીને એ ઉપરથી વાચક આખી વાર્તા યાદ કરી શકે અને પોતાના શબ્દોમાં કહી શકે પ્રાકૃત ચૂર્ણિઓમાં પરંપરાથી ચાલતી આવેલી ઉદાહરણરૂપ કથાઓ ઘણી વાર મળે છે, આ કથાઓ હંમેશાં પ્રાકૃતમાં હોય છે અને કશા સાહિત્યિક અલંકરણો વિના સંક્ષેપમાં એ રજૂ થાય છે સંસ્કૃત ટીકાઓમાં પણ કથાનકો સામાન્ય રીતે પ્રાકૃતમાં હોય છે, કેમકે પ્રાચીન ગ્રન્થોમાંથી એ લેવાયેલાં હોય છે, જો કે મુકાબલે અર્વાચીન કાળમાં રચાયેલી સંસ્કૃત ટીકાઓમાં આ કથાઓ પણ

૯ વિમટી, પૃ ૯ ૨૫
૧૦ એ જ પૃ ૧૧૧ ૧૨૭
૧૧ એ જ, પૃ ૧૩૨ ૧૪૩
૧૨ ઉન્ટી, પત્ર ૧૬૫ ૧૮૧ પાટણના શ્રી હેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિરની હસ્તપ્રત નં ૮૮૬ ના પત્રોનો આ નિર્દેશ છે
૧૩ એ જ, પત્ર ૧૮-૭૨
૧૪ यदुक्तमस्माभि सूक्तपङ्क्तौ–
पद्माश्रय इति पद्म धिनोति कुमुदं न यद्यप्यनुयाति ।
मन्जचे तु पेऽपि हि गृह्णाति कारणमेव ॥ (વિમટી, પૃ ૬

સંસ્કૃત સ્વરૂપે મળે છે. 'ઉત્તરાધ્યયન સૂત્ર' ઉપરની નેમિચન્દ્રની ટીકામાં (ઇ. સ. ૧૦૭૩) છે તેમ, કોઈ વાર આ કથાઓ પદ્યમાં પણ હોય છે. સમય જતાં પ્રાકૃત ભાષાનો વ્યાસંગ જૈનોમાં પણ ઓછો થયો અને બે ભાષામાં લખાયેલી ટીકાઓ વાચકોને અગવડકર્તા લાગવા માંડી. આમ અહીં જેઓનું અવલોકન કર્યું એ ટીકાઓના સમયની નજદીક આપણે આવીએ છીએ; એ ટીકાઓ સાદ્યન્ત સંસ્કૃતમાં છે, એટલું જ નહિ, પણ એનાં કથાનકો પણ પ્રાકૃતમાં નહિ, પરન્તુ સરલ અને સુવાચ્ય સંસ્કૃત પદ્યમાં છે. જૈન સાધુઓ દરરોજનાં વ્યાખ્યાનોમાં ધાર્મિક પ્રકરણો વાંચતા અને આ પ્રકારની ટીકાઓમાંની કથાઓ શ્રોતાઓ સમક્ષ ઉપદેશને રસપ્રદ બનાવવામાં સહાયભૂત થતી. આ દૃષ્ટિએ જોતાં એમ કહી શકાય કે નિર્યુક્તિનાં સ્મૃતિસહાયક પદ્યોથી માંડી ઉદયપ્રભ અને બાલચન્દ્રની વિગતવાર અને વિસ્તૃત વૃત્તિઓ સુધી જૈન ટીકાસાહિત્યનો વિકાસ દૈનિક વ્યાખ્યાનની પ્રથાને કેટલીક રીતે આભારી છે.

# ઉપસંહાર

૩૦૭. આ પૂર્વેના પ્રકરણોમા વસ્તુપાળના યુગ પૂર્વેની ગુજરાતની સાહિત્યિક અને વિદ્યાવિષયક પરંપરાઓનુ આપણે અવલોકન કર્યું છે, વસ્તુપાળ અને તેના સાહિત્યમડળના કવિપડિતોના જીવનવૃત્તને લગતી હકીકતોનો અભ્યાસ કર્યો છે, તથા સંસ્કૃત સાહિત્યના વિવિધ પ્રકારોમા તેમણે આપેલા ગણનાપાત્ર ફાળાની સમાલોચના કરી છે આ સાહિત્યમડળની કૃતિઓમા પ્રકીર્ણ મુક્તકોથી માડી મહાકાવ્યો સુધીની રચનાઓ તથા શાસ્ત્રીય વાઙ્મયની વિવિધ શાખાઓને લગતા ગ્રન્થો છે જે રચનાઓ અન્યત્ર મળતા ઉલ્લેખો દ્વારા જ જાણવામા આવી છે અને હજી ઉપલબ્ધ થઈ નથી તેઓને બાજુએ રાખીએ તોપણ, આ સાહિત્યમંડળે રચેલા દશ મહાકાવ્યો, ચાર નાટકો, અગિયાર પ્રશસ્તિઓ (ટૂકા શિલાલેખો અને પ્રબન્ધાદિમા મળતા બહુ સખ્ય પ્રશસ્તિશ્લોકો સિવાય), ૭ સ્તોત્રો, ત્રણ સુભાષિતસગ્રહો, એક પ્રબન્ધાવલિ, એક ધર્મકથાસગ્રહ, બે અપભ્રંશ રાસાઓ, કવિશિક્ષાના એક ગ્રન્થ સમેત ત્રણ અલકારગ્રન્થો, બે વ્યાકરણગ્રન્થો (એક સંસ્કૃત વ્યાકરણ વિશે અને બીજો પ્રાકૃત વ્યાકરણ વિશે), છન્દશાસ્ત્રનો એક ગ્રન્થ, એક ન્યાયગ્રન્થ, બે જ્યોતિષગ્રન્થ, જૈન પ્રકરણગ્રન્થો ઉપરની ત્રણ ટીકાઓ અને સંસ્કૃત નાટક 'અનર્ઘરાઘવ' ઉપરનુ એક ટિપ્પણ—એટલી કૃતિઓ મળે છે ઇ સ ના તેરમા સૈકામા ગુજરાતમા સાહિત્યસર્જનની અને વિદ્યાધ્યયનની જે વ્યાપક પ્રવૃત્તિ ચાલતી હતી એનો આ તો એક ભાગ છે એ ધ્યાનમા રાખતા આ ફાળો સવિશેષ નોધપાત્ર બને છે, કેમકે આ પુસ્તકના પ્રારભમા જ કહ્યુ છે તે પ્રમાણે, વસ્તુપાળ તરફથી પ્રત્યક્ષ આશ્રય કે ઉત્તેજન પામેલા સાહિત્યકારો અને તેમની રચનાઓ પૂરતુ આ અધ્યયન મર્યાદિત રાખ્યુ છે અને વસ્તુપાળના અન્ય સમકાલીન લેખકો—જેવા કે 'નૈષધીયચરિત' ઉપર પ્રાચીનતમ ટીકા લખનાર વિદ્યાધર (પૅરા ૮૨), 'કવિશિક્ષા'કાર વિનયચન્દ્ર (પૅરા ૨૬૨), અનુક્રમે ધનપાલકૃત 'તિલકમંજરી' અને સિદ્ધર્ષિકૃત 'ઉપમિતિભવપ્રપંચકથા'ના ઉત્તમ સારોદ્ધારો આપનાર લક્ષ્મીધર (ઇ સ ૧૨૨૫) અને દેવેન્દ્ર (ઇ સ ૧૨૪૨) આદિ અનેકના જીવન અને કાર્યનો અહીં ઉલ્લેખ પણ થઈ શક્યો નથી, પરન્તુ પ્રમાણ તેમજ ગુણદૃષ્ટિએ કાર્ય અવગણી શકાય એવુ નથી

૩૦૮. વસ્તુપાળના સાહિત્યમંડળનો પ્રમુખ સાહિત્યકાર સોમેશ્વર હતો ગુજરાતના ચૌલુક્ય રાજાઓનો આ વંશપરંપરાગત પુરોહિત એક ઉત્તમ કવિ હતો અને અગાઉના પ્રકરણોમા આપણે જોયું તેમ, સંસ્કૃતમા સર્જનાત્મક સાહિત્યના લગભગ તમામ પ્રકારોના સુંદર નમૂના તેણે આપ્યા છે તેણે મહાકાવ્યો, નાટકો, સ્તોત્રો, મુક્તકસંગ્રહ, પ્રશસ્તિઓ અને પુષ્કળ પ્રકીર્ણ શ્લોકો રચ્યા છે આ તમામ સાહિત્યપ્રકારોમા સોમેશ્વર સાચી સફળતા પ્રાપ્ત કરી છે તથા એને વિશે વિના સંકોચે કહી શકાય કે મધ્યકાલીન સંસ્કૃત સાહિત્યમા તેનુ ઉચ્ચ સ્થાન છે, એટલુ જ નહિ, પણ 'કીર્તિકૌમુદી' જેવા એના કાવ્યો પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યના મોટા કવિઓ કાલિદાસ, ભારવિ, માઘ આદિની રચનાઓ પછી તુરત ગુણદૃષ્ટિએ મૂકવા પડે એમ છે

૩૦૯. આ સાહિત્યમંડળના બીજા ગ્રન્થકારોમા અમરચન્દ્રસૂરિ અને નરચન્દ્રસૂરિનો ઉલ્લેખ કરવો જોઇએ અમરચન્દ્રસૂરિનુ લેખનકાર્ય, અગાઉ બતાવ્યુ તેમ, વિપુલ તથા અનેક વિષયોને લગતુ છે, પણ એમની એક જ રચના 'કાવ્યકલ્પલતા'એ એમને સૌથી વધુ પ્રસિદ્ધિ આપી છે અને સંસ્કૃત સાહિત્યના તમામ અભ્યાસીઓમા કવિશિક્ષાના વિષય પરત્વે સૌથી પ્રમાણભૂત ગ્રન્થ તરીકે એ રચના પ્રસિદ્ધિ પામી છે અને તેનો બહોળો પ્રચાર થયો છે નરચન્દ્રસૂરિ અનેક શાસ્ત્રોમા પ્રવીણ હતા, વસ્તુપાળને તેમણે ત્રણ વિદ્યાઓનુ અધ્યયન કરાવ્યુ હતુ (પૅરા ૧૧૮), અને શ્રીધરકૃત 'ન્યાયકન્દલી' ઉપરનુ તેમનુ ટિપ્પણ માત્ર ન્યાયમા જ નહિ, પણ બીજાં શાસ્ત્રોમાયે તેમની અગાધ પાંડિત્યનુ દર્શન કરાવે છે 'સંકેત'કાર માણિક્યચન્દ્રનો પણ અહીં ઉલ્લેખ કરવો જોઇએ, મમ્મટના 'કાવ્યપ્રકાશ'ના સૌથી જૂના અને સર્વમાન્ય ટીકાકારોમાના તેઓ એક છે બીજા કવિપંડિતો વિશે આ પુસ્તકમા યોગ્ય સ્થળ કહેવામા આવ્યુ છે અને તેનુ અહીં પુનરાવર્તન કરવાની જરૂર નથી

૩૧૦. એ કાળે ગુજરાતની સંસ્કારિતા અને સાહિત્યપ્રવૃત્તિ સુગ્રથિત, સમન્વિત સ્વરૂપની હતી, અને એમા બ્રાહ્મણ અને જૈન વિદ્વાનો વચ્ચે પરસ્પર સાંસ્કૃતિક સહકાર પ્રવર્તમાન હતો આપણે જોઇએ છીએ કે સોમેશ્વર જેવો રાજપુરોહિત જૈન મન્દિરોની કવિત્વમય પ્રશસ્તિઓ રચે છે અને બાલચન્દ્ર જેવા જૈન આચાર્ય 'ભાગવત પુરાણ' જેવા સુમાન્ય બ્રાહ્મણ ગ્રન્થમાથી સાહિત્યિક પ્રયોજનો સ્વીકારે છે (પૅરા ૧૫૮) વળી બીજા એક જૈન આચાર્ય

અમરચન્દ્ર આખાયે 'મહાભારત'નો કવિતામાં સારોદ્ધાર આપે છે અને તેમાં પ્રત્યેક સર્ગને આરંભે વેદવ્યાસની સ્તુતિ કરે છે. અહીં ધ્યાનમાં રાખવાનુ છે કે અમરચન્દ્રે જેનો સાર આપ્યો છે તે હેમચન્દ્રકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત' અને એ પ્રકારના બીજા ગ્રન્થોમાં મળતું જૈન 'મહાભારત' નથી, પણ ભારતીય અનુશ્રુતિઓ, પુરાણકથા અને ચિન્તનપ્રવાહોનો વ્યાસને નામે ચડેલો મહાન આકરગ્રન્થ છે. આ સ્પષ્ટ રીતે બતાવે છે કે અમરચન્દ્રકૃત 'બાલભારત'ના શ્રોતાઓ જેઓ મોટે ભાગે જૈન હશે-વ્યાસનું 'મહાભારત' સાંભળવાને ટેવાયેલા હતા. શ્રમણ અને બ્રાહ્મણ વચ્ચેનો જૂના સમયથી ચાલતો આવેલો દ્વેષ જેની નોંધ પતંજલિ અને બીજાઓએ કરી છે તે ગુજરાતમાં જાણે કે લોપ પામી ગયો હતો. સાહિત્યિક વિષયોમાં આવું અસાંપ્રદાયિક વલણ આકસ્મિક નહોતું, પણ સમકાલીન જીવનમાં જે પ્રશસ્ય સહિષ્ણુતા અને આદાનપ્રદાનની ભાવના પ્રવર્તમાન હતી એનુ પરિણામ હતું. અગાઉનાં પ્રકરણમાં આપણે જોયું તેમ, આ ભાવના લગભગ અવિકલ સ્વરૂપે વસ્તુ પાળના મહાન વ્યક્તિત્વમાં સાકાર થાય છે. વળી તે એ પણ બતાવે છે કે આર્યસંસ્કારિતા, જેનુ જૈન ધર્મ અને સંસ્કારિતા અવિચ્છેદ્ય અંગ છે તે એક હતી; અને ગુજરાતનો સમગ્ર મધ્યકાલીન ઇતિહાસ એક એવું ચિત્ર રજૂ કરે છે, જેમાં બ્રાહ્મણ અને જૈન વિચારવલણોની આ વિશિષ્ટ એકતા નજરે પડે છે. એ એકતાએ આ સમસ્ત પ્રજાના સાંસ્કારિક જીવન ઉપર કદી ન ભૂંસાય એવી છાપ પાડી છે.

# સન્દર્ભસૂચિ

## (अ) મુદ્રિત ગ્રન્થો

### અંગ્રેજી


અળતેકર, એ. એસ. : એ હિસ્ટરી ઑફ ઇમ્પોર્ટન્ટ ટાઉન્સ ઍન્ડ સિટીઝ ઇન ગુજરાત ઍન્ડ કાઠિયાવાડ, મુંબઇ, ૧૯૨૮

કઝિન્સ, હેનરી : ધી આર્ટિટેકચરલ ઍન્ટિક્વિટીઝ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા, લંડન, ૧૯૨૬

કાણે, પી. વી. : એ હિસ્ટરી ઑફ સંસ્કૃત પોએટિક્સ, મુંબઈ, ૧૯૨૮

કીથ, એ. બી. : સંસ્કૃત ડ્રામા, ઑક્સફર્ડ, ૧૯૨૪

ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, ત્રીજી આવૃત્તિ, કલકત્તા, ૧૯૫૨

હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર, ઑક્સફર્ડ, ૧૯૨૮

ઇન્ડિયન લૉજિક ઍન્ડ ઍટમિઝમ, ઑક્સફર્ડ, ૧૯૨૧

કુમારસ્વામી, એ. કે. : હિસ્ટરી ઑફ ઇન્ડિયન ઍન્ડ ઇન્ડોનેશિયન આર્ટ, લંડન, ૧૯૨૭

કૃષ્ણમાચારિયર, એમ. : હિસ્ટરી ઑફ ક્લાસિકલ સંસ્કૃત લિટરેચર, મદ્રાસ, ૧૯૩૭

કૅમ્પબેલ, સર જેમ્સ એમ. : બૉમ્બે ગૅઝેટિયર, ગ્રન્થ ૧, ભાગ ૧, (હિસ્ટરી ઑફ ગુજરાત), મુંબઈ, ૧૮૯૬

બૉમ્બે ગૅઝેટિયર ગ્રન્થ ૮, (કાઠિયાવાડ), મુંબઈ, ૧૮૮૪

કૉમિસેરિયેટ, એમ. એસ. ; એ હિસ્ટરી ઑફ ગુજરાત, ગ્રન્થ ૧, મુંબઈ, ૧૯૩૮

ગદ્રે, એ. એસ. : સમ ઇમ્પોર્ટન્ટ ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રૉમ ધી બરોડા સ્ટેટ, વડોદરા, ૧૯૪૩

ટૉડ, જેમ્સ : ઍનલ્સ ઍન્ડ ઍન્ટિક્વિટીઝ ઑફ રાજસ્થાન (૩ ગ્રન્થો), લંડન, ૧૯૨૦

ટૉની, સી. એચ : પ્રબન્ધચિંતામણિ ઑર વિશિંગ-સ્ટોન ઑફ નૅરેટિવ્ઝ (અનુવાદ), કલકત્તા, ૧૯૦૧

દાંડેકર, આર. એન. : હિસ્ટરી ઑફ ધી ગુપ્તઝ, પૂના, ૧૯૪૧

દાસગુપ્તા, એન. એસ. અને દે, એસ. કે. : હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર, ક્લાસિકલ પીરિયડ, ગ્રન્થ ૧, કલકત્તા, ૧૯૪૭

દાસગુપ્તા, સુરેન્દ્રનાથ : એ હિસ્ટરી ઑફ ઇન્ડિયન ફિલોસોફી, ગ્રન્થ ૧, કેમ્બ્રિજ, ૧૯૨૨

દે, નંદલાલ  ધી જ્યોગ્રફિકલ ડિક્શનેરી ઑફ એન્શ્યન્ટ એન્ડ મિડીવલ ઇન્ડિયા, લંડન, ૧૯૨૭

દે, એસ કે  સ્ટડીઝ ઇન ધી હિસ્ટરી ઑફ સંસ્કૃત પોએટિક્સ (૨ ગ્રન્થો), ૧૯૨૩

પરીખ, રસિકલાલ સી. કાવ્યાનુશાસન ઑફ હેમચન્દ્ર, ગ્રન્થ ૨ (પ્રસ્તાવના), મુંબઈ, ૧૯૩૮

પાર્જિટર, એફ ઇડન  માર્કણ્ડેય પુરાણ (અનુવાદ), કલકત્તા, ૧૯૦૪

ફર્ગ્યુસન, જેમ્સ  હિસ્ટરી ઑફ ઇન્ડિયન એન્ડ ઇસ્ટર્ન આર્કિટેક્ચર (૨ ગ્રન્થો), લંડન, ૧૯૧૦

ફોર્બ્સ, એ કે  રાસમાળા (૨ ગ્રન્થો), ઑક્સફર્ડ, ૧૯૨૪

બર્જેસ, જે અને કઝિન્સ, એચ  ધી ઍન્ટિક્વિટીઝ ઑફ ડભોઈ ઇન ગુજરાત, એડિનબર્ગ, ૧૮૮૮

બીલ, સેમ્યુઅલ  બુદ્ધિસ્ટ રેકર્ડ્ઝ ઑફ ધી વેસ્ટર્ન વર્લ્ડ (૨ ગ્રન્થો), લંડન, ૧૮૮૪

બેનરજી, આર ડી  ધી એજ ઑફ ધી ઇમ્પીરિયલ ગુપ્તઝ, બનારસ, ૧૯૨૩

બેલ્વલકર, એસ કે,  સિસ્ટિમ્સ ઑફ સંસ્કૃત ગ્રામર, પૂના, ૧૯૧૫

બ્યૂલર જી  ધી લાઇફ ઑફ હેમચન્દ્રાચાર્ય (અનુવાદ), અમદાવાદ, ૧૯૩૬

બ્રાઉન, પર્સી  ઇન્ડિયન આર્કિટેક્ચર (બુદ્ધિસ્ટ ઍન્ડ હિન્દુ), મુંબઈ, ૧૯૪૨

મુનશી, કે એમ  ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર, મુંબઈ, ૧૯૩૫

ધી ગ્લોરી ધેર વોઝ, ગુર્જરદેશ, ગ્રન્થ ૩—ઇમ્પીરિયલ ગુર્જરઝ, મુંબઈ, ૧૯૪૪

મૅકડોનલ, એ એ  એ હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર, ન્યૂયૉર્ક અને લંડન, ૧૯૨૯

રેન્ડલ, એચ એન  ઇન્ડિયન લૉજિક ઇન ધી અર્લી સ્કૂલ્સ, ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, ૧૯૩૦

વિદ્યાભૂષણ સતીશચન્દ્ર  એ હિસ્ટરી ઑફ ઇન્ડિયન લૉજિક, કલકત્તા, ૧૯૨૧

વિન્ટરનિત્ઝ, મોરિસ  એ હિસ્ટરી ઑફ ઇન્ડિયન લિટરેચર ગ્રન્થ ૧ અને ૨, કલકત્તા, ૧૯૨૭ અને ૧૯૩૩

વૉટર્સ, થોમસ  ઑન યુઆન ચ્વાંગ્ઝ ટ્રાવેલ્સ ઇન ઇન્ડિયા, ૬૨૯–૬૪૫ ઈ સ.(૨ ગ્રન્થો), લંડન, ૧૯૦૪

શાસ્ત્રી, એચ જી  ડેટા સપ્લાઇડ બાય ધી સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ ધી વલભી કિંગડમ (અપ્રસિદ્ધ)

શાસ્ત્રી, હીરાનંદ ધી રુઈન્સ ઓફ ડભોઈ ઓર દર્ભાવતી, વડોદરા, ૧૯૪૦
શાહ, ચિમનલાલ જે જૈનિઝમ ઇન નોર્થ ઇન્ડિયા, લંડન, ૧૯૩૨
સાંકળિયા, એચ ડી આર્કિયોલોજી ઓફ ગુજરાત, મુંબઈ, ૧૯૪૧
સ્મિથ, વિન્સન્ટ એ અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા, ૪ થી આવૃત્તિ, ઑક્સફર્ડ, ૧૯૨૪
હર્ટલ, જોહાનિસ ઑન ધી લિટરેચર ઑફ ધી શ્વેતામ્બર ઑફ ગુજરાત, લિપઝિગ, ૧૯૨૨
હંદિકી, કૃષ્ણકાંત નૈષધીયચરિત (અનુવાદ), લાહોર, ૧૯૩૪
યશસ્તિલક ઍન્ડ ઇન્ડિયન કલ્ચર, શોલાપુર, ૧૯૪૯

## સંસ્કૃત અને પ્રાકૃત

અકલંકદેવ અકલંકગ્રન્થત્રયમ્ (સં મહેન્દ્રકુમાર શાસ્ત્રી), અમદાવાદ–કલકત્તા, ૧૯૩૯
અમરચન્દ્રસૂરિ કાવ્યકલ્પલતા–વૃત્તિ (સં પંડિત જગન્નાથ શાસ્ત્રી હોશંગ), બનારસ, ૧૯૩૧
ચતુર્વિંશતિ–જિનેન્દ્ર–સંક્ષિપ્ત–ચરિતાનિ (પદ્માનંદ મહાકાવ્યના પરિશિષ્ટમાં મુદ્રિત)
પદ્માનંદ મહાકાવ્ય (સં એચ આર કાપડિયા), વડોદરા, ૧૯૩૨
બાલભારત (સં પંડિત શિવદત્ત અને કે પી પરબ), મુંબઈ, ૧૮૯૪
સ્યાદિશબ્દસમુચ્ચય (સં પંડિત એલ બી ગાંધી) બનારસ, વીર સંવત, ૨૪૪૧
અરિસિંહ સુકૃતસંકીર્તન (સં મુનિ ચતુરવિજય), ભાવનગર, ૧૯૧૭
ઉદયપ્રભસૂરિ, વિજયસેનસૂરિના શિષ્ય આરંભસિદ્ધિ (સં મુનિ જિતેન્દ્રવિજય), છાણી, ૧૯૪૨
ધર્માભ્યુદય મહાકાવ્ય (સં મુનિ પુણ્યવિજયજી) મુંબઈ, ૧૯૪૯
વસ્તુપાલસ્તુતિ (સિંઘી જૈન ગ્રન્થમાળામાં વસ્તુપાલવિષયક સમકાલીન કૃતિઓના સંગ્રહમાં પ્રકટ થનાર છે)
સુકૃતકીર્તિકલ્લોલિની (જયસિંહસૂરિકૃત હમ્મીરમદમર્દનના પરિશિષ્ટમાં મુદ્રિત)
કાલિદાસ અભિજ્ઞાનશાકુન્તલ (સં એન બી ગોડબોલે), આઠમી આવૃત્તિ, મુંબઈ, ૧૯૨૨
રઘુવંશ (સં કે પી પરબ અને વી એલ પણશીકર), છઠ્ઠી આવૃત્તિ, મુંબઈ, ૧૯૧૦

કિન્જવડેકર, રામશાસ્ત્રી (સંપાદક) મહાભારત, શાન્તિપર્વ, નીલકંઠની ટીકા સહિત, પૂના, ૧૯૩૨
ક્ષેમેન્દ્ર કવિકંઠાભરણ, ઔચિત્યવિચારચર્ચા અને સુવૃત્તતિલક (સં. ધુંડિરાજ શાસ્ત્રી), બનારસ, ૧૯૩૩
ચતુરવિજય, અમરવિજયના શિષ્ય, (સંપાદક) જૈનસ્તોત્રસમુચ્ચય, મુંબઈ, ૧૯૨૮
જૈનસ્તોત્રસન્દોહ ગ્રન્થ ૧, અમદાવાદ, ૧૯૩૨
જયસિંહસૂરિ, કૃષ્ણગચ્છીય કુમારપાલચરિત મહાકાવ્ય (સં. ક્ષાન્તિવિજય ગણિ), મુંબઈ, ૧૯૨૬
ન્યાયસાર ઉપરની ન્યાયતાત્પર્યદીપિકા, (સં. સતીશચન્દ્ર વિદ્યાભૂષણ), કલકત્તા, ૧૯૧૦
જયસિંહસૂરિ, કૃષ્ણના શિષ્ય ધર્મોપદેશમાલા પ્રકરણ (સં. પંડિત એલ. બી. ગાંધી), મુંબઈ, ૧૯૪૯
જયસિંહસૂરિ, વીરસૂરિના શિષ્ય હમ્મીરમદમર્દન નાટક (સં. સી. ડી. દલાલ), વડોદરા, ૧૯૨૦
વસ્તુપાલ-તેજપાલપ્રશસ્તિ (હમ્મીરમદમર્દનના પરિશિષ્ટમાં મુદ્રિત)
જલ્હણ સૂક્તિમુક્તાવલિ (સં. એમ્બર કૃષ્ણમાચાર્ય), વડોદરા, ૧૯૩૮
જિનદત્તસૂરિ વિવેકવિલાસ (સં. બી. એફ. કારભારી), મુંબઈ, ૧૯૧૧
જિનપ્રભસૂરિ વિવિધતીર્થકલ્પ (સં. જિનવિજય મુનિ), અમદાવાદ અને કલકત્તા, ૧૯૩૪
જિનભદ્ર અને બીજા અજ્ઞાત કર્તાઓ પુરાતનપ્રબન્ધસંગ્રહ (સં. જિનવિજય મુનિ), અમદાવાદ અને કલકત્તા, ૧૯૩૬
જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ જીતકલ્પ-ચૂર્ણિ (સં. જિનવિજય મુનિ), સંવત ૧૯૮૩
વિશેષાવશ્યક ભાષ્ય (સંપાદકના નામ અને પ્રકાશનના વર્ષનો નિર્દેશ નથી), રતલામ
જિનમંડન કુમારપાલપ્રબન્ધ (સં. મુનિ ચતુરવિજય), ભાવનગર, સંવત ૧૯૭૧
જિનવિજય મુનિ (સંપાદક) જૈનપુસ્તકપ્રશસ્તિસંગ્રહ, ગ્રન્થ ૧, મુંબઈ, ૧૯૪૩
જિનહર્ષ વસ્તુપાલચરિત (સં. મુનિ કીર્તિવિજય), અમદાવાદ, ૧૯૪૧
દંડી કાવ્યાદર્શ (સં. અને ભાષાંતરકર્તા એસ. કે. બેલ્વલકર), પૂના, ૧૯૨૪
દેવપ્રભસૂરિ પાંડવચરિત મહાકાવ્ય (સં. પંડિત કેદારનાથ અને વી. એલ. પણશીકર), મુંબઈ, ૧૯૧૧

દેવેશ્વર કવિકલ્પલતા (સં પંડિત શરદચન્દ્ર શાસ્ત્રી), પુસ્તિકા ૧–૨, કલકત્તા, ૧૯૧૩–૨૩
ધર્મદાસ ગણિ : ઉપદેશમાલા (સંપાદકનો નિર્દેશ નથી), જામનગર, ૧૯૩૯
નયચન્દ્રસૂરિ : હમ્મીર મહાકાવ્ય (સં એન જે કીર્તને), મુંબઈ, ૧૮૭૯
નરચન્દ્રસૂરિ, દેવપ્રભસૂરિના શિષ્ય : જ્યોતિસાર (ઉપાધ્યાય ક્ષમાવિજયજી સંપાદિત જૈનજ્યોતિર્ગ્રન્થ–સંગ્રહમાં પ્રસિદ્ધ), મુંબઈ, ૧૯૩૮
વસ્તુપાલપ્રશસ્તિ ( નરેન્દ્રપ્રભસૂરિના અલંકારમહોદધિના પરિશિષ્ટમાં મુદ્રિત )
નરેન્દ્રપ્રભસૂરિ અલંકારમહોદધિ ( સં પંડિત એલ બી ગાંધી ), વડોદરા, ૧૯૪૨
બે વસ્તુપાલપ્રશસ્તિઓ (અલંકારમહોદધિના પરિશિષ્ટમાં મુદ્રિત)
નેમિચન્દ્ર ઉત્તરાધ્યયન–ટીકા (સં વિજયઉમંગસૂરિ), વળાદ, ૧૯૩૭
પૂર્ણભદ્ર પંચાખ્યાન (સં ડૉ જે હર્ટલ), કેમ્બ્રિજ, મેસેચ્યુસેટ્સ, ૧૯૦૮
પ્રદ્યુમ્નસૂરિ સમરાદિત્ય–સંક્ષેપ (સં મુનિ ઉમંગવિજય), અંબાલા, ૧૯૨૬
પ્રભાચન્દ્રાચાર્ય (દિગમ્બર) પ્રમેયકમલમાર્તણ્ડ (સં મહેન્દ્રકુમાર શાસ્ત્રી), બીજી આવૃત્તિ, મુંબઈ, ૧૯૪૧
પ્રભાચન્દ્રાચાર્ય (શ્વેતામ્બર) પ્રભાવકચરિત (સં જિનવિજય મુનિ), મુંબઈ, ૧૯૪૦
પ્રહ્લાદનદેવ પાર્થપરાક્રમ વ્યાયોગ (સં સી ડી દલાલ), વડોદરા, ૧૯૧૭
બાણ ચંડીશતક ( સં પંડિત દુર્ગાપ્રસાદ અને કે પી પરબ ), મુંબઈ, ૧૮૮૭
બાલચન્દ્ર કરુણાવજ્રાયુધ (સં મુનિ ચતુરવિજય), ભાવનગર, ૧૯૧૬
વસંતવિલાસ મહાકાવ્ય (સં સી ડી દલાલ), વડોદરા, ૧૯૧૭
વિવેકમંજરી–ટીકા (સં પંડિત હરગોવિંદદાસ), બનારસ, સંવત ૧૯૭૫
ભટ્ટારક જયરાશિ તત્ત્વોપપ્લવસિંહ (સં પંડિત સુખલાલજી અને પ્રો આર સી પરીખ), વડોદરા, ૧૯૪૦
ભદ્રબાહુ કલ્પસૂત્ર (સં એચ યાકોબી), લિપઝિગ, ૧૮૭૯
ભરત નાટ્યશાસ્ત્ર ( સં એમ રામકૃષ્ણ કવિ ), ગ્રંથ ૧–૨, વડોદરા, ૧૯૨૬–૩૪
" (સં બટુકનાથ શર્મા અને બલદેવ ઉપાધ્યાય), બનારસ, ૧૯૨૯
ભવદત્ત શાસ્ત્રી અને કે પી પરબ ( સંપાદકો ) પ્રાચીન લેખમાલા, મુંબઈ, ૧૯૦૩

ભારવિ : કિરાતાર્જુનીય (સં. પંડિત દુર્ગાપ્રસાદ અને કે. પી. પરબ), પાંચમી આવૃત્તિ, મુંબઈ, ૧૯૦૩
મમ્મટ : કાવ્યપ્રકાશ (માણિક્યચન્દ્રના સંકેત સહિત, સં. વાસુદેવ શાસ્ત્રી અભ્યંકર), પૂના, ૧૯૨૯
મયૂર : સૂર્યશતક (સં. પંડિત દુર્ગાપ્રસાદ અને વી. એલ. પણશીકર), ત્રીજી આવૃત્તિ, મુંબઈ, ૧૯૨૭
મલ્લવાદી : નયચક્ર (સં. વિજયલબ્ધિસૂરિ), ગ્રન્થ ૧, છાણી, સંવત ૨૦૦૪
માઘ : શિશુપાલવધ (સં. પંડિત દુર્ગાપ્રસાદ અને પંડિત શિવદત્ત), ૭મી આવૃત્તિ, મુંબઈ, ૧૯૧૭
માણિક્યચન્દ્ર : કાવ્યપ્રકાશ—સંકેત (સં. વાસુદેવ શાસ્ત્રી અભ્યંકર) પૂના, ૧૯૨૯
મુરારિ : અનર્ઘરાઘવ નાટક (સં. પંડિત દુર્ગાપ્રસાદ અને કે. પી. પરબ), મુંબઈ, ૧૮૮૭
મેઘપ્રભાચાર્ય : ધર્માભ્યુદય નાટક (સં. મુનિ પુણ્યવિજયજી), ભાવનગર, ૧૯૧૮
મેરુતુંગાચાર્ય : પ્રબન્ધચિંતામણિ (સં. મુનિ જિનવિજય), અમદાવાદ અને કલકત્તા, ૧૯૩૩
મેરુતુંગાચાર્ય (બીજા) : વિચારશ્રેણી (મે ૧૯૨૫ના જૈન સાહિત્ય સંશોધકમાં મુદ્રિત)
મોદી, રમણલાલ સી. (સંપાદક) : વાયુપુરાણ, વાયડા બ્રાહ્મણ અને વાણિયાનું જ્ઞાતિ પુરાણ, અમદાવાદ, ૧૯૪૪
યશઃપાલ : મોહરાજપરાજય નાટક (સં. મુનિ ચતુરવિજય), વડોદરા, ૧૯૧૮
યશશ્ચન્દ્ર : મુદ્રિતકુમુદચન્દ્ર પ્રકરણ (સંપાદકનો નિર્દેશ નથી), બનારસ, વીર. સં. ૨૪૩૨
રત્નમન્દિર ગણિ : ઉપદેશતરંગિણી (સંપાદકનો નિર્દેશ નથી), બનારસ, વીર સં. ૨૪૩૭
રાજશેખર : કાવ્યમીમાંસા (સં. સી. ડી. દલાલ અને આર. એ. શાસ્ત્રી), ત્રીજી આવૃત્તિ, વડોદરા, ૧૯૩૪
બાલરામાયણ નાટક (સં. ગોવિંદદેવ શાસ્ત્રી), બનારસ, ૧૮૯૬
રાજશેખરસૂરિ : પ્રબન્ધકોશ અથવા ચતુર્વિંશતિપ્રબન્ધ (સં. જિનવિજય મુનિ), અમદાવાદ અને કલકત્તા, ૧૯૩૫
રામચન્દ્ર અને ગુણચન્દ્ર : નાટ્યદર્પણ (સં. જી. કે. શ્રી ગોદેકર અને એલ. બી. ગાંધી), ગ્રન્થ ૧, વડોદરા, ૧૯૨૯

રામભદ્ર : પ્રબુદ્ધરૌહિણેય નાટક (સં. મુનિ પુણ્યવિજય), ભાવનગર, ૧૯૧૮
લેલે, વ્યંકટેશ શાસ્ત્રી (સંપાદક) : બૃહત્સ્તોત્રરત્નહાર, મુંબઇ, ૧૯૨૫
વત્સરાજ : રૂપકષટ્કમ્ (સં. સી. ડી. દલાલ), વડોદરા, ૧૯૧૮
વસ્તુપાલ : અંબિકાસ્તોત્ર (સિંઘી જૈન ગ્રન્થમાળામાં વસ્તુપાલવિષયક સમકાલીન કૃતિઓના સંગ્રહમાં પ્રકટ થનાર છે)
આદિનાથસ્તોત્ર (નરનારાયણાનંદના પરિશિષ્ટમાં મુદ્રિત; ઉપર નિર્દેશેલા સંગ્રહમાં પણ પ્રસિદ્ધ થનાર છે)
આરાધના (ઉપર નિર્દેશેલા સંગ્રહમાં પ્રસિદ્ધ થનાર છે)
નરનારાયણાનંદ મહાકાવ્ય (સં. સી. ડી. દલાલ), વડોદરા, ૧૯૧૬
નેમિનાથસ્તોત્ર (ઉપર નિર્દેશેલા સંગ્રહમાં પ્રસિદ્ધ થનાર છે)
વાગ્ભટ (પહેલો) ; વાગ્ભટાલંકાર (સં. પંડિત શિવદત્ત અને વી. એલ. પણશીકર), પાંચમી આવૃત્તિ, મુબઇ, ૧૯૩૩
વાગ્ભટ (બીજો) : કાવ્યાનુશાસન (સં. પંડિત શિવદત્ત અને કે. પી. પરબ), મુબઈ, ૧૯૧૫
વાદી દેવસૂરિ : સ્યાદ્વાદરત્નાકર (સં. મોતીલાલ લાધાજી), પૂના, વીર સંવત ૨૪૫૩–૫૭ (૫ ગ્રન્થો)
વિજયપાલ : દ્રૌપદીસ્વયંવર (સં. મુનિ જિનવિજય), ભાવનગર, ૧૯૧૮
વિજયરાજેન્દ્રસૂરિ : અભિધાનરાજેન્દ્ર, ગ્રન્થ ૨, રતલામ, ૧૯૧૪
વિશ્વનાથ : સાહિત્યદર્પણ (સં. પી. વી. કાણે), મુબઇ, ૧૯૨૩
શાર્ઙ્ગદેવ : સંગીતરત્નાકર (સં. એમ. આર. તેલંગ), બે ગ્રન્થમાં, પૂના, ૧૮૯૭
શાર્ઙ્ગધર : શાર્ઙ્ગધરપદ્ધતિ (સં. પી. પિટર્સન), મુબઇ, ૧૮૮૮
શ્રીધર : ન્યાયકંદલી (સં. વિન્ધ્યેશ્વરીપ્રસાદ દ્વિવેદી), બનારસ, ૧૮૯૫
શ્રીહર્ષ : નૈષધીયચરિત (સં. પંડિત શિવદત્ત), ૭ મી આવૃત્તિ, મુબઈ, ૧૯૩૬
સંઘદાસગણિ : વસુદેવ–હિંડી, પ્રથમખંડ (સં. મુનિ ચતુરવિજય અને મુનિ પુણ્યવિજય), ગ્રન્થ ૧–૨, ભાવનગર, ૧૯૩૦–૩૧
સિદ્ધર્ષિ : ઉપદેશમાલા–ટીકા (સંપાદકનો નિર્દેશ નથી), જામનગર, ૧૯૩૯
ઉપમિતિભવપ્રપંચકથા (સં. પી. પિટર્સન અને એચ. યાકોબી), કલકત્તા, ૧૮૯૯ થી ૧૯૧૪
સિદ્ધસેન દિવાકર : દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા (સંપાદકનો નિર્દેશ નથી), ભાવનગર, સંવત ૧૯૬૫
સુભટ : દૂતાંગદ છાયાનાટક, (સં. પંડિત દુર્ગાપ્રસાદ અને કે. પી. પરબ), મુબઇ, ૧૮૯૧

સોમદેવ ભટ્ટ : કથાસરિત્સાગર (સં. પંડિત દુર્ગાપ્રસાદ અને કે. બી. પરબ), ચોથી આવૃત્તિ, મુંબઇ, ૧૯૩૦
સોમધર્મગણિ : ઉપદેશસપ્તતિ (સં. અમૃતલાલ મોહનલાલ), અમદાવાદ, સંવત ૧૯૯૮
સોમપ્રભાચાર્ય : કુમારપાલપ્રતિબોધ (સં. જિનવિજય મુનિ), વડોદરા, ૧૯૨૦
સોમેશ્વર : કીર્તિકૌમુદી મહાકાવ્ય (સં. એ. વી. કાથવટે), મુંબઇ, ૧૮૮૩
સુરથોત્સવ મહાકાવ્ય (સં. પંડિત શિવદત્ત અને કે. પી. પરબ), મુંબઇ, ૧૯૦૨
હરિષેણ આચાર્ય : બૃહત્કથાકોશ (સં. ડૉ. એ. એન. ઉપાધ્યે), મુંબઇ, ૧૯૪૩
હેમચન્દ્ર : કાવ્યાનુશાસન, ગ્રન્થ ૧, મૂલપાઠ (સં. આર. સી. પરીખ), મુંબઈ, ૧૯૪૩
છન્દોનુશાસન (સંપાદકનો નિર્દેશ નથી), મુંબઇ, ૧૯૧૨
ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત (સંપાદકનો નિર્દેશ નથી), ભાવનગર, ૧૯૦૬–૧૩
દ્વયાશ્રય મહાકાવ્ય (સં. એ. વી. કાથવટે), ગ્રન્થ ૧–૨, મુંબઇ, ૧૯૧૫–૨૧
પ્રાકૃત વ્યાકરણ (સં. પી. એલ. વૈદ્ય), પૂના, ૧૯૨૮

અજ્ઞાતકર્તૃક

લેખપદ્ધતિ (સં. સી. ડી. દલાલ અને જી. કે શ્રીગોંદેકર), વડોદરા, ૧૯૨૫
ભાગવત પુરાણ, વ્યંકટેશ્વર પ્રેસ દ્વારા પ્રસિદ્ધ, મુંબઇ
સમવાયાંગસૂત્ર, આગમોદય સમિતિ દ્વારા પ્રસિદ્ધ, સંવત ૧૯૭૪
સ્થાનાંગ સૂત્ર, આગમોદય સમિતિ દ્વારા બે ગ્રન્થોમાં પ્રસિદ્ધ, સંવત, ૧૯૭૬

અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી

કુશલલાભ : માધવાનલ–કામકન્દલા પ્રબન્ધ (આનંદ કાવ્ય મહોદધિ, ગ્રન્થ ૭ માં પ્રસિદ્ધ), સુરત, ૧૯૨૬
ગણપતિ : માધવાનલ–કામકન્દલા પ્રબન્ધ (સં એમ. આર. મજમૂદાર) વડોદરા, ૧૯૪૨
જિનવિજય મુનિ (સંપાદક) : પ્રાચીન ગુજરાતી ગદ્ય સન્દર્ભ, અમદાવાદ, સંવત, ૧૯૮૬

નાલ્હ : વીસલદેવ રાસો (સં. સત્યજિવન વર્મા), બનારસ, સંવત ૧૯૮૨
પદ્મનાભ : કાન્હડદે પ્રબન્ધ (સં. ડાહ્યાભાઇ દેરાસરી), બીજી આવૃત્તિ, અમદાવાદ, ૧૯૨૬
પાર્શ્વચન્દ્ર : વસ્તુપાલ-તેજપાલ રાસ (જૈન સાહિત્ય સંશોધક, પુ. ૩, અંક ૧ માં મુદ્રિત)
પાલ્હણપુત્ર : આબુ રાસ (રાજસ્થાની ત્રૈમાસિક, પુ. ૩, અંક ૧ માં મુદ્રિત; સિંઘી જૈન ગ્રન્થમાળામાં વસ્તુપાલવિષયક સમકાલીન કૃતિઓના સંગ્રહમાં પણ પ્રકટ થનાર છે.)
મંડલિક : પેથડ રાસ (પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહમાં મુદ્રિત, સં. સી. ડી. દલાલ), વડોદરા, ૧૯૨૦
માણિક્યસુંદરસૂરિ : પૃથ્વીચન્દ્રચરિત્ર (પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ અને પ્રાચીન ગુર્જર ગદ્યસન્દર્ભમાં મુદ્રિત)
મેરુવિજય : વસ્તુપાલ-તેજપાલ રાસ (સં. સવાઇભાઇ રાયચંદ), અમદાવાદ, ૧૯૦૧
લક્ષ્મીસાગરસૂરિ : વસ્તુપાલ-તેજપાલ રાસ(જૈન સાહિત્ય સંશોધક, પુ. ૩, અંક ૧ માં મુદ્રિત)
વિજયસેનસૂરિ : રેવંતગિરિ રાસુ (પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહમાં મુદ્રિત)
શાલિસૂરિ : વિરાટપર્વ (ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં પ્રસિદ્ધ થનાર ગુર્જર રાસાવલિમાં મુદ્રિત)
સમયસુંદર : વસ્તુપાલ-તેજપાલ રાસ (સં. ભોગીલાલ સાંડેસરા; ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક, જાન્યુઆરી ૧૯૫૨ માં મુદ્રિત)
**અજ્ઞાતકર્તૃક** : વસંતવિલાસ-પ્રાચીન ગુજરાતી ફાગુ (સં. કે બી. વ્યાસ), મુંબઇ, ૧૯૪૨
વીરવંશાવલિ (જૈન સાહિત્ય સંશોધક, પુ. ૧, અંક ૩ માં મુદ્રિત)

## ગુજરાતી

આચાર્ય, ગિરિજાશંકર વી. : હિસ્ટોરિકલ ઇન્સ્ક્રિપ્શન ઑફ ગુજરાત, ૩ ગ્રન્થોમાં, મુંબઇ, ૧૯૩૩, ૧૯૩૮ અને ૧૯૪૨
આચાર્ય, વલ્લભજી હરિદત્ત : કીર્તિકૌમુદી (અનુવાદ), અમદાવાદ, ૧૯૦૮
કાપડિયા, હીરાલાલ રસિકદાસ : ચતુર્વિંશતિપ્રબન્ધ (અનુવાદ), મુંબઈ, ૧૯૩૪
જૈનધર્મપ્રસારક સભા (પ્રકાશક) : વસ્તુપાલચરિત (અનુવાદ), ભાવનગર, સં. ૧૯૭૪
દિવેટિયા નરસિંહરાવ : મનોમુકુર, ગ્રન્થ ૨, અમદાવાદ, ૧૯૩૬

દેસાઈ, મોહનલાલ દલીચંદ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મુંબઈ, ૧૯૩૩
ધ્રુવ, આનંદશંકર બાપુભાઈ, દિગ્દર્શન, અમદાવાદ, ૧૯૪૨
પરીખ, રસિકલાલ વગેરે (સંપાદકો) આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રન્થ, અમદાવાદ, ૧૯૪૪
પારેખ, હીરાલાલ ત્રિભુવનદાસ વસંત રજત મહોત્સવ સ્મારક ગ્રન્થ, અમદાવાદ, ૧૯૨૭
ફારૂકી, અમીનમીયાં એચ ગુજરાતી ફારસી-અરબી શબ્દકોશ, અમદાવાદ, ૧૯૨૬
બુદ્ધિસાગરસૂરિ બૃહદ્ વિજાપુર વૃત્તાન્ત, મુંબઈ, ૧૯૨૫
મુનિ જયંતવિજય આબુ, ગ્રન્થ ૧, ઉજ્જૈન, ૧૯૩૩
આબુ પ્રાચીન જૈન લેખસંદોહ, ઉજ્જૈન, સંવત ૧૯૯૪
મુનિ જિનવિજય પ્રાચીન જૈન લેખસંગ્રહ, ગ્રન્થ ૨, ભાવનગર, ૧૯૨૧
ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધન સામગ્રી, અમદાવાદ, ૧૯૩૩
મોદી, મધુસૂદન ચિમનલાલ હૈમ-સમીક્ષા, અમદાવાદ, ૧૯૪૨
રણછોડભાઈ ઉદયરામ રાસમાળા (અનુવાદ), ગ્રન્થ ૧-૨, ત્રીજી આવૃત્તિ, મુંબઈ, ૧૯૨૨ અને ૧૯૨૭
શાસ્ત્રી, દુર્ગાશંકર કેવળરામ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, ગ્રન્થ ૧-૨, અમદાવાદ, ૧૯૩૭ અને ૧૯૩૯
પ્રબન્ધચિંતામણિ (અનુવાદ), મુંબઈ, ૧૯૩૪
શાસ્ત્રી, રામકૃષ્ણ હર્ષજી સુકૃતસંકીર્તન (અનુવાદ), વડોદરા, ૧૮૯૫
સાંડેસરા, ભોગીલાલ ઇતિહાસની કેડી, વડોદરા, ૧૯૪૫
પંચતંત્ર (અનુવાદ), મુંબઈ, ૧૯૪૯
વસુદેવ-હિંડી (અનુવાદ), ભાવનગર, ૧૯૪૬
વાઘેલાઓનું ગુજરાત, વડોદરા ૧૯૩૯
સંઘવી, સુખલાલજી અને પંડિત બેચરદાસ સન્મતિ પ્રકરણ (ઉપોદ્ઘાત અને અનુવાદ), અમદાવાદ, ૧૯૩૨

## હિન્દી

ઓઝા, ગૌરીશંકર હીરાચંદ રાજપૂતાનેકા ઇતિહાસ, ગ્રન્થ ૧, અજમેર, ૧૯૧૭
મુનિ કલ્યાણવિજય વીરનિર્વાણ સંવત ઔર જૈન કાલગણના, જાલોર, ૧૯૩૧
પ્રેમી, નાથુરામ જૈન સાહિત્ય ઔર ઇતિહાસ, મુંબઈ, ૧૯૪૨

## મરાઠી

ઇસ્લામપુરકર, પંડિત વામન શાસ્ત્રી : કાવ્યકલ્પલતા ( અનુવાદ ), વડોદરા, ૧૮૯૧

## બંગાળી

તર્કવાગીશ, ફણિભૂષણ : ન્યાયપરિચય, બીજી આવૃત્તિ, કલકત્તા, બંગાળી સંવત ૧૩૪૭

## સૂચિપત્રો, અહેવાલો વગેરે

ઑફ્રેટ : એ કેટલોગસ કેટલોગોરમ, ( ૩ ગ્રન્થો ), લિપઝિગ, ૧૮૯૧, ૧૮૯૬, ૧૯૦૩

ભાંડારકર, આર. જી. : એ રિપોર્ટ ઑન સર્ચ ઑફ સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટ્સ ઇન બોમ્બે પ્રોવિન્સ, ૧૮૮૩–૮૪, મુબઇ, ૧૮૮૭

ગાંધી, એલ. બી. : એ કેટલોગ ઑફ મેન્યુસ્ક્રિપ્ટ્શ ઇન ધી જૈન ભંડાર્સ એટ જેસલમેર, વડોદરા, ૧૯૨૩

એ ડિસ્ક્રિપ્ટીવ કેટલોગ ઑફ મેન્યુ. ઇન ધી જૈન ભંડાર્સ એટ પાટણ, ગ્રન્થ ૧, વડોદરા, ૧૯૩૭

ગોડે, પી. કે. : ડિસ્ક્રિપ્ટીવ કેટલોગ ઑફ ધી ગવર્નમેન્ટ કલેક્શન ઑફ મેન્યુ. ડિપોઝિટેડ એટ ધી ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ ગ્રન્થ ૧૪ : નાટક, પૂના, ૧૯૪૭

મિત્ર, રાજેન્દ્રલાલ : નોટિસિઝ ઑફ સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટ્સ, ગ્રન્થ ૭, ભાગ ૨, કલકત્તા, ૧૮૮૪

મુનિ, ચતુરવિજય : કેટલોગ ઑફ મેન્યુ ઇન ધી જૈન ભંડાર એટ લીંબડી, મુબઈ, ૧૯૨૮

પિટર્સન, પી. : એ થર્ડ રિપોર્ટ ઑફ ઓપરેશન્સ ઇન સર્ચ ઑફ સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટ્સ ઇન ધી બોમ્બે સર્કલ, ૧૮૮૪–૮૫

એ ફિફ્થ રિપોર્ટ ઑફ ઓપરેશન્સ ઇન સર્ચ ઑફ સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટ્સ ઇન ધી બોમ્બે સર્કલ, એપ્રિલ, ૧૮૯૨–માર્ચ ૧૮૯૫; મુબઇ, ૧૮૯૬

એ સિક્સ્થ રિપોર્ટ ઑફ ઓપરેશન ઇન સર્ચ ઑફ સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટ્સ ઇન ધી બોમ્બે સર્કલ, એપ્રિલ ૧૮૯૫–માર્ચ ૧૮૯૮; મુંબઇ, ૧૮૯૯

શાસ્ત્રી, હીરાનંદ : એન્યુઅલ રિપોર્ટ ઑફ ધી આર્કિયોલૉજિકલ ડિપાર્ટ- મેન્ટ, વડોદરા રાજ્ય, ( ૧૯૩૯ ના જુલાઇની આખરે પૂરા થતા વર્ષનો ), વડોદરા, ૧૯૪૦
વેલણકર એચ. ડી., જિનરત્નકોશ : એન આલ્ફાબેટિકલ રજિસ્ટર ઑફ જૈન વર્ક્સ ઍન્ડ ઑથર્સ, ગ્રન્થ ૧, પૂના, ૧૯૪૪
અજ્ઞાતકર્તૃક : બૃહટ્ટિપ્પનિકા ( જૈન સાહિત્ય સંશોધક, પુ. ૧, અંક ૨ માં મુદ્રિત )
જૈન ગ્રન્થાવલિ, પ્રસિદ્ધ કર્તા—જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબઇ, સં. ૧૯૬૫
પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ, સુરત, ૧૯૧૯
પ્રોસિડિંગ્ઝ ઍન્ડ ટ્રાન્ઝેક્શન્સ ઑફ ધી ફર્સ્ટ ઑરિયેન્ટલ કૉન્ફરન્સ, ગ્રન્થ ૧, પૂના, ૧૯૨૦
પ્રોસિડિંગ્ઝ ઍન્ડ ટ્રાન્ઝેક્શન્સ ઑફ ધી સેવન્થ ઑલ ઇન્ડિયા ઑરિ- યેન્ટલ કૉન્ફરન્સ, વડોદરા, ૧૯૩૫
સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ, ભાવનગર, ૧૯૨૬

## સામયિકો

**અંગ્રેજી**

ઍનાલ્સ ઑફ ધી ભાંડારકર ઑરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ
ઍપિગ્રાફિયા ઇન્ડિકા
ઇન્ડિયન ઍન્ટિક્વેરી
ઇન્ડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લી
જર્નલ ઑફ ધી બિહાર ઍન્ડ ઑરિસા રિસર્ચ સોસાયટી
જર્નલ ઑફ ઑરિયેન્ટલ સ્ટડીઝ
રૂપમ્

**અંગ્રેજી–ગુજરાતી**

જર્નલ ઑફ ધી ગુજરાત રિસર્ચ સોસાયટી
લાઇબ્રેરી મિસલેની

**હિન્દી–ગુજરાતી**

ભારતીય વિદ્યા

**ગુજરાતી**

જૈનયુગ
જૈન સત્યપ્રકાશ
જૈન સાહિત્યસંશોધક

પુરાતત્ત્વ
ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક
બુદ્ધિપ્રકાશ
વસંત

હિન્દી

નાગરી પ્રચારિણી પત્રિકા
રાજસ્થાની
વિશાલ ભારત

## (ઘ) હસ્તપ્રતો

[ જે હસ્તપ્રતોના નામ સાથે 'તાડપત્રીય હસ્તપ્રત' એવો નિર્દેશ કર્યો છે એ સિવાયની બધી પ્રતો કાગળ ઉપર લખાયેલી છે.]

અમરચન્દ્રસૂરિ: કાવ્યકલ્પલતા-પરિમલ (નં. ૨૬૪૬ અને ૯૫૧૧-શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર, પાટણ)

છંદોરત્નાવલિ ) નં. ૮૬૦૭-શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર, પાટણ, નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૬૬૪; નં. ૯૭૪૬-તે જ જ્ઞાનમંદિર; નં. ૪૪૭-પ્રવર્તક કાન્તિવિજયજી શાસ્ત્રસંગ્રહ-છાણી)

ઉદયપ્રભસૂરિ, રવિપ્રભસૂરિના શિષ્ય :

કર્મવિપાક-ટિપ્પણ

કર્મસ્તવ-ટિપ્પણ

શતક-ટિપ્પણ

( આ ત્રણે કૃતિઓ નં. ૨૧૭૩ માં—પ્રવર્તક કાન્તિવિજયજી શાસ્ત્રસંગ્રહ, વડોદરા )

ઉદયપ્રભસૂરિ, વિજયસેનસૂરિના શિષ્ય : ઉપદેશમાલા-કર્ણિકા (નં. ૧૦૩૫૧ શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર, પાટણ, નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૫૪૭ )

નેમિનાથચરિત (નં. ૨૦૫૨—તે જ જ્ઞાનમંદિર, નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૫૧૮)

શબ્દબ્રહ્મોલ્લાસ (તાડપત્રીય હસ્તપ્રત નં. ૩૪-ખેતરવસી ભંડાર, પાટણ)

એકનાથ ભટ્ટ : રામશતક-ટીકા (નં. ૨૯-ઈ. સ. ૧૮૭૨-૭૩ નો મુંબઇ સરકારનો હસ્તપ્રતોનો સંગ્રહ; હાલ, ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, પૂનામાં સંગૃહીત. નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૭૧૭)

નરચન્દ્રસૂરિ, દેવપ્રભસૂરિના શિષ્ય : અનર્ઘરાઘવ-ટિપ્પણ નં. ૧૧૨૯૯ અને ૮૬૩૪—શ્રી હેમચન્દ્રાચાય જૈન જ્ઞાનમંદિર, પાટણ, નકલ કર્યાનાં વર્ષ અનુક્રમે વિ. સં. ૧૫૦૬ અને ૧૫૫૬; તેમજ નં. ૬૭૨૯—તે જ જ્ઞાનમંદિર )

કથારત્નાકર અથવા કથારત્નસાગર ( દાબડો નં. ૫૧, હસ્તપ્રત નં. ૨૬-ડહેલા ઉપાશ્રય ભંડાર, અમદાવાદ; નં. ૫૧૯-જ્ઞાનવિમલસૂરિ ભંડાર, ખંભાત; નં. ૧૩૨-જૈન ભંડાર, ચાણસ્મા)

ન્યાયકંદલી–ટિપ્પણ (નં ૨૭૦૯–મુનિ હંસવિજયજી શાસ્ત્રસંગ્રહ, વડોદરા નં ૬૮૧૧–શ્રી હેમચન્દ્રાચાર્ય જ્ઞાનમંદિર, પાટણ)

પ્રાકૃતપ્રબોધ (નં ૨૧૬૨–પ્રવર્તક કાન્તિવિજયજી શાસ્ત્રસંગ્રહ, વડોદરા, નકલ કર્યા વર્ષ વિ સં ૧૪૮૭, પોથી નં. ૭૦, હસ્તપ્રત નં ૧૫–મુનિ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં, નકલ કર્યા વર્ષ વિ સં ૧૪૭૬, નં ૨૧૭૬–શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર, પાટણ)

નરચન્દ્ર ઉપાધ્યાય, સિંહસૂરિના શિષ્ય જન્મસમુદ્ર (પોથી નં ૨૪, હસ્ત પ્રત નં ૩–મુનિ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં, નકલ કર્યા વર્ષ વિ સં ૧૫૩૭)

જ્યોતિશ્ચતુર્વિંશિકા (નં ૫૧૦૧–શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર, પાટણ)

પ્રશ્નશતક (નં ૨૧૬૪–પ્રવર્તક કાન્તિવિજયજી શાસ્ત્રસંગ્રહ, વડોદરા, નકલ કર્યા વર્ષ વિ સં ૧૫૩૨)

નરેન્દ્રપ્રભસૂરિ વિવેકકલિકા (તાડપત્રીય હસ્તપ્રત નં ૫૨–અપૂર્ણ વિભાગ, સંઘની પાડા ભંડાર, પાટણ)

વિવેકપાદપ (તાડપત્રીય હસ્તપ્રત નં ૫૩–અપૂર્ણ વિભાગ, સંઘની પાડા ભંડાર, પાટણ)

ભાવચન્દ્ર ઉપદેશકંદલી–ટીકા (નં ૮૮૬–શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાન મંદિર, પાટણ)

ભદ્રબાહુ પિણ્ડનિર્યુક્તિ (વિજયદાનસૂરિ જ્ઞાનભંડાર, છાણી)

માણિક્યચન્દ્ર પાર્શ્વનાથચરિત મહાકાવ્ય (દાગીનં ૩૧, તાડપત્રીય હસ્ત પ્રત નં ૧–શાન્તિનાથ ભંડાર, ખંભાત)

શાન્તિનાથચરિત મહાકાવ્ય (નં ૮૬૫–શ્રીહેમચન્દ્રાચાર્ય જ્ઞાન મંદિર, પાટણ)

શુભશીલ ગણિ પ્રબન્ધપંચશતી અથવા પંચશતીકથાસંગ્રહ (નં ૫૮–હંસવિજયજી શાસ્ત્રસંગ્રહ, વડોદરા)

શ્રીચન્દ્રસૂરિ જીતકલ્પચૂર્ણિ–વ્યાખ્યા (તાડપત્રીય હસ્તપ્રત નં ૮–તપગચ્છ ભંડાર, પાટણ નકલ કર્યા વર્ષ વિ સં ૧૨૮૪)

સમયસુંદર વસ્તુપાલ–તેજપાલ રાસ (નં ૩૪૨૬–મુનિ હંસવિજયજી શાસ્ત્રસંગ્રહ, વડોદરા)

સાગરચન્દ્ર : જ્યોતિઃસાર–ટીકા (નં. ૨૧૨૫–પ્રવર્તક કાન્તિવિજયજી શાસ્ત્ર-સંગ્રહ, વડોદરા)

સોમેશ્વર : ઉલ્લાઘરાઘવ નાટક (નં. ૩૪૩–ઇ. સ. ૧૮૮૪–૮૬ નો મુંબઈ સરકારનો હસ્તપ્રતોનો સંગ્રહ; હાલ, ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, પૂનામાં સંગૃહીત; નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૫૩૭

કર્ણામૃતપ્રપા (નં. ૩૯–ઈ. સ. ૧૮૭૧–૭૨નો મુંબઈ સરકારનો હસ્તપ્રતોનો સંગ્રહ; હાલ, ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ પૂનામાં સંગૃહીત; નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૫૦૭)

રામશતક (નં. ૪૯–ઈ. સ. ૧૮૭૩–૭૪ નો મુંબઈ સરકારનો હસ્તપ્રતોનો સંગ્રહ; હાલ, ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, પૂનામાં સંગૃહીત; નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૬૫૬)

હીરાનંદ : વસ્તુપાલ રાસ (મુનિ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં)

અજ્ઞાતકર્તૃક : રામશતક–ટીકા (પોથી નં. ૧૦, હસ્તપ્રત નં. ૯–મુનિ શ્રી પુણ્યવિજયજીનો સંગ્રહ; નકલ કર્યા વર્ષ વિ. સં. ૧૫૮૬)

અજ્ઞાતકર્તૃક : સ્ફુટક સુભાષિતસંગ્રહ (તાડપત્રીય હસ્તપ્રત નં. ૫૨–અપૂર્ણ વિભાગ, સંઘવી પાડા ભંડાર, પાટણ)

---

# શબ્દસૂચિ